# બેગમમહાલ

અથવા

## સુવિખ્યાત સ્મરણમંદિર.

### ભાગ ૧ લો.


અનુવાદક,

**જયશંકર ખોડીદાસ દ્વિવેદી.**

જુઈ—મુંબાઇ.



પ્રકાશક,

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૮ પ્રથમાવૃત્તિ.

વિક્રમાબ્દ ૧૯૭૪ પ્રત ૧૦૦૦

મૂલ્ય રૂ. ૧-૮-૦.

Printed at "*Bhagyoday*"
Printing Press, Khadia
Ahmedabad, by Jethalal
Devshanker Dave.

I asked my wife, when she had gone over it, what she thought of the Building? "I cannot" said she, "tell you what I think for I know not how to criticise such a building but I can tell you what I feel. I would die to-morrow to have such another over me."

( *Vide Rambles and recollections P.* 382
*Vol IInd. by Colonel Sleeman.* )

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા મોગલ સમ્રાટ્ જહાંગીરના સમયને અનુસરીને લખવામાં આવેલી છે. જહાંગીરના રાજત્વકાળમાં ત્રિભુવનમોહિની નૂરજહાનનું આધિપત્ય અને પ્રાબલ્ય કેટલું બધું હતું, બાદશાહી દરબારમાં કેવાં ભયંકર કારસ્થાનો ચાલતાં હતાં, ભવિષ્યમાં દિલ્હીનું સિંહાસન હસ્તગત કરવા માટે રાજપૂતો કેવો શ્રમ ઉઠાવતા હતા, સુરા અને સુંદરીનો મોહ રાખનાર જહાંગીર બાદશાહ અને તેના શાહજાદાઓની વિલાસલીલાનો કેટલી સીમા સુધી વિસ્તાર થયેલો હતો. ઇતિહાસપ્રસિદ્ધ જુલેખાં બાંદીએ પોતાના વૈરની વસુલાત લેવા માટે તથા સ્વાર્થોદ્ધાર કરવા માટે કેવાં જીવ સટોસટનાં જોખમો ખેડયાં હતાં એ સઘળા અત્યંત ચિત્તહર, મનોમુગ્ધકર અને વિસ્મયકર વિષયોનું શાબ્દિક ચિત્ર આ નવલકથામાં આલેખવામાં આવ્યું છે.

'**બેગમમહાલ**' નામના સુપ્રસિદ્ધ બંગાળી ગ્રંથના આધારે આ નવલકથા લખવામાં આવી છે. તેથી આ સ્થળે એ વિદ્વાન ગ્રંથકારનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મૂળ બંગાળી નવલકથા એટલી બધી લોકપ્રિય થઈ ગયેલી છે કે, ટૂંક સમયમાંજ તેની ત્રણ આવૃત્તિ થઈ છે. વળી એ નવલકથાનું એક મરાઠી રૂપાંતર 'તાજમહાલ' નામથી પ્રસિદ્ધ થયેલું છે. મરાઠી રૂપાંતર આ અનુવાદ કરતાં પૂર્વે વાંચી જોતાં મૂળ બંગાળીમાંથી જ અનુવાદ કરવો ઠીક લાગવાથી મરાઠી અનુવાદની આ અનુવાદમાં સહાયતા લેવામાં આવી નથી. વળી મરાઠી અનુવાદકર્ત્રીએ મૂળ બંગાળી

ગ્રંથના નામનો કે ગ્રંથકારના નામનો પણ પોતાના અનુવાદમાં ઉલ્લેખ કર્યો નથી !

ગુજરાતી સાહિત્યની સતત સેવા બજાવનાર તથા એક વિદ્વાન્ નવલકથાકાર તરીકેની કીર્ત્તિ સંપાદન કરનાર મ્હારા પરમ મિત્ર **રા. વ્રજલાલ જાદવજી ઠક્કરે** આ નવલકથા લખવામાં મ્હને ઘણી સહાયતા કરી છે, તેથી તેમનો પણ હું આ સ્થળે આંતરિક આભાર માનું છું.

આ નવલકથા માત્ર બેજ ભાગમાં સમાપ્ત થવાની હોઇ બીજો ભાગ છપાવવાનું કાર્ય ચાલૂ કરી દેવામાં આવ્યું છે, **इत्यलम्.**

**અનુવાદક.**



# અનુક્રમણિકા.

## ખંડ ૧ લો.



## ખંડ ૨ જો.

## ખંડ ૩ જો.

# અર્પણપત્રિકા.

પરમકૃપાળુ અભિન્નહૃદય સ્નેહી,

**શ્રીયુત પુરૂષોત્તમ મોરારજી ઘડીઆળી,**

**મુંબાઈ.**

આપણી ઉભયની ઘણા કાળની મૈત્રીમાં કિંવા સ્નેહસંબંધમાં હું આપનામાં જે સદ્દગુણોનું દર્શન કરી શક્યો છું એ સદ્દગુણોથી મુગ્ધ થઇ આ નવલકથા પ્રેમપૂર્વક હું નિષ્કામ વૃત્તિથી આપને જ સમર્પણ કરૂં છું, તથા પરમકૃપાળુ પરમાત્મા આપણો સંબંધ દિન-પ્રતિદિન વૃદ્ધિંગત કરો એવી તે પિતાને પ્રાર્થના કરૂં છું.

જુહુ-મુંબાઈ.

નિરંતર સ્નેહાધીન

જયશંકર ઓ. દ્વિવેદી.

# કિશોરસિંહ

## કિંવા

## દુઃખનો પહાડ !

લખનારઃ—ત્રંબકલાલ જીવરાજ જોશી.

ભેદી રાજસંસારનાં ભેદજનક કારસ્થાનો, રાજમહાલયમાં ભમતી ભેદી આકૃતિના અદ્ભુત ચમત્કારો, શૂરવીર લૂટારા સરદારોની હૃદયને સ્તંભિત કરનારી લડાઇઓ, ગુપ્ત રાજકુમારપર તૂટી પડતા દુઃખના પહાડો, કિશોરસિંહની દ્રઢતા, વીરતા, એકાગ્રતા અને સ્વામિભક્તિનાં ઝળહળતાં દૃષ્ટાંતો, જાગીરદાર બાલાના પ્રેમની પરાકાષ્ટા, યુદ્ધ ખાતાના દીવાનની દુર્દશા, દીવાન પુત્રનું ગુમ થવું, તેના મૃત્યુના ખોટા આરોપથી કિશોરસિંહનું કારાગૃહવાસી થવું, દીવાનીના આકારમાં રહેલી અદ્ભુત અબળાએ આવી તેનો ઉદ્ધાર કરવો, રાજા ભૂપસિંહની ભયાનક ભ્રમણા, દીવાન દોલતસિંહની દુષ્ટતા, યોગીનું યોગબળ, સાધુનું સાધુત્વ, નિરાધારનો આધાર ઇશ્વર વગેરે એક પછી એક હૃદયને આકર્ષનારી ઘટનાઓથી આ નવલકથા પરિપૂર્ણ છે કે જેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. નવલકથાઓના સમ્રાટ્ રેનોલ્ડઝ સાહેબની નવલકથામાં શી ન્યૂનતા હોય? શૃંગાર, વીરતા, હાસ્ય, રૌદ્ર, ભયાનક, અદ્ભુત આદિ નવે રસથી આ વાર્તા ભરેલી છે. આ વાર્તાની ઉત્તમતા માટે અમારે માત્ર એટલુંજ કહેવું પડે છે છે કે વાંચીને "વાહ વાહ" શબ્દથી પુસ્તકકારને ધન્યવાદ આપ્યા વિના રહેવાય તેમ નથી. મૂલ્ય રૂ. ૨–૪–૦.

# બેગમમહાલ

અથવા

# સુવિખ્યાત સ્મરણમંદિર.

## ભાગ ૧ લો.

### પ્રકરણ ૧ લું.

#### ત્રણ ભયંકર બનાવ.

અમે જહાંગીર બાદશાહના સમયની આ નવલકથા લખીએ છીએ. ભારતમાં મોગલ ગૌરવ—મુસલ્માન સામ્રાજ્યનું મહાન્ ગૌરવ અતિ ઉન્નત થયેલું છે. એક તરફ જેવી રીતે ગુલાબ અને અત્તરના ફુવ્વારાઓ ઉડી રહ્યા છે તેવી રીતે બીજી તરફ કામિની અને કારણુનો પ્રવાહ છુટયો છે. દિલ્લીશ્વર કિંવા જગદીશ્વર બાદશાહના મૃત્યુ લોકમાં નન્દનકાનન જેવા "બેગમમહાલ"થી માંડીને સાધારણ સ્થળો સૂધી સર્વત્ર વિલાસનું, કૌતુહલનું રહસ્ય સમાઇ રહેલું છે. ચારે તરફ સ્ફુર્તિનો ફુવ્વારો રાત્રિ દિવસ ઉડયા કરે છે. ધનમાં, માનમાં તેમજ ઠાઠમાઠમાં દિલ્લીનો દરબાર જગપ્રસિદ્ધ થયો છે.

આવા સમયે માઘ માસમાં દિલ્લી તેમજ આગ્રા—બન્ને નગરોમાં એક પ્રકારનો ગરબડાટ થઇ રહ્યો. રસ્તામાં, ચૉકમાં, બાજારમાં તેમજ મઠાદિ વગેરે સ્થાનોમાં માત્ર એક જ વાત સાંભળવામાં આવે છે. સર્વ જનો વિવિધ સ્થાનોએ એકત્ર થઇને એક જ પ્રકારની આલોચના કર્યા કરે છે; છતાં કોઇથી ઊંચા સાદે કાંઇ બોલી શકાતું નથી. સર્વ મૃદુ સ્વરે ભયભીત બની જઈને જ વાતચિત કરતાં જોવામાં આવે છે. આવા સમયે જો કોઇ દિલ્લી કે આગ્રામાં હાજર થાય તો તેને માલૂમ પડે કે, એક ભયંકર પ્રકાર જ બન્યો છે. નહિ તો લોકો—સઘળાં માણસો આટલાં બધાં વ્યાકુળ કેમ બની જાય ?

માત્ર એક જ પ્રકારથી નગરવાસી જનો અસ્થિર બની ગયાં છે એમ નથી. ત્રણે નગરોમાં ત્રણ ભયંકર બનાવો બન્યા છે—તેથીજ ત્રણે શહેરમાં વસતાં માણસો અસ્થિર બની ગયાં છે.

પહેલો બનાવ એ બન્યો છે કે, રાજમહેલમાંથી રાજપુત્ર પલાયન કરી ગયો છે. સંભવતઃ પિતા પુત્ર વચ્ચે, ભાઇ ભાઇ વચ્ચે મહા યુદ્ધ થશે. એથી આખું ભારતવર્ષ ડગમગી ઉઠશે,—ચોતરફ લોહીની નદીઓ વહેશે. કોણ ભારતનો દિલ્લીશ્વર થશે એ કાંઇ નક્કી નથી. આવી સ્થિતિમાં માણસો વિચળિત બની જાય એમાં શું આશ્ચર્ય ?

બીજો બનાવ એક ઉપર એક થતાં ખૂન છે. ગયા માસથી દિલ્લીના સિંહદ્વારમાં દરેક અઠવાડીઆના મંગળવારે એકેક સુંદર યુવક પુરુષનું મુડદું પડેલું જોવામાં આવે છે. ક્યાંથી સિંહદ્વારમાં એ મુડદાં આવીને પડે છે, એનો નિર્ણય કોઇ કરી શકતું નથી, કિંવા તેનો ઉત્તર કોઇ આપી શકતું નથી.

એ મુડદાં કોનાં છે? મરણ પામતા યુવકો શી જ્ઞાતિના કિંવા જાતિના છે કિંવા તેઓ ક્યાંના રહેવાસી છે એ જાણી શકવાનો એક પણ ઉપાય નથી. પ્રત્યેક મૃતદેહની અવસ્થા એવી વિચિત્ર હોય છે કે એ ઉપરથી તેની જાતિનો નિર્ણય કરી શકાતો નથી. કેટલાંક મુડદાં હિન્દુઓનાં હોય એમ લાગે છે—ત્યારે કેટલાંક મુસલમાનનાં મુડદાં હોય એવો પણ ભ્રમ થાય છે! વળી વિશેષ આશ્ચર્યનો વિષય એ છે કે, કોઈ મુડદા ઉપર એક પણ ઘા હોતો નથી! કેવી રીતે એ હતભાગ્ય યુવકોનું મૃત્યુ થાય છે એ જાણી શકવાનો એક પણ માર્ગ કિંવા ઉપાય નથી. આવા વિચિત્ર ભીષણ બનાવથી માણસોનાં કાળજાં કંપી ઉઠે એમાં શું આશ્ચર્ય?

ત્રીજો એક ભૂતનો બનાવ છે. આ ભૂતનો ભયજનક બનાવ એવો ગંભીર થઇ પડયો છે કે, લોકો એક બીજાની સાથે મુલાકાત થતાં વિસ્મિતભાવથી અને ભયથી આ ભૌતિક બનાવની ચર્ચા કરે છે! આ ત્રણે બનાવો વિશેષ ગંભીર બનવાનું બીજું પણ એક કારણ હતું. લોકો જે હકીકત સાંભળે છે તે ઉપરથી આ ત્રણે બનાવોનો એક બીજાની સાથે સંબંધ છે એવો વિશ્વાસ ઉપજ્યા સિવાય રહેતો નથી. જે દિવસથી રાજપુત્ર રાજમહેલમાંથી નાશી ગયો છે તેજ દિવસથી—મંગળવારથી—દિલ્લીના દરવાજામાં મુડદું જોવામાં આવે છે. વળી બરાબર તેજ દિવસથી પુનઃ આ ભીષણ ભૂતનો બનાવ બનવા લાગ્યો છે.

આ ત્રણે બનાવ ત્રણે જૂદાં જૂદાં શહેરોમાં બન્યા છે. પહેલો બનાવ આગ્રામાં બન્યો છે; બીજો દિલ્લીમાં બન્યો છે; ત્રીજો ફતેહપુર સિક્રીમાં બન્યો છે. દિલ્લીમાં જે બને છે—ફતેહપુર સિક્રીમાં જે બને છે. તેનો આગ્રાના બનાવ સાથે વિશેષ સંબંધ છે—એમ સઘળાં

માણુસો સમજ્યાં છે; પરંતુ આ ત્રણે બનાવોમાં શું ભયંકર રહસ્ય કિંવા ભેદ સમાઈ રહેલો છે એ કોઇ સમજી શકતું નથી. તેથી જ સર્વના આશ્ચર્યની સીમા નથી—શંકાનો પાર નથી ! અમુક ભયંકર બનાવનો ભેદ જાણુવામાં નહિ આવ્યાથી લોકો ગભરાઇ જાય એ સર્વથા બનવા જોગ છે. અમે પ્રથમ ફત્તેહપુર સિક્રીની વાત નિવેદન કરીશું.

આગ્રાથી લગભગ પંદર ગાઉને અંતરે ફત્તેહપુર સિક્રી આવેલું છે. ઇતિહાસપ્રિય વાંચકો કદાચ જાણુતા હશે કે, અકબર બાદશાહે આ ઠેકાણે એક વિસ્તૃત ઊંચા પહાડની ઉપર એક નવીન રાજધાની સ્થાપિત કરી હતી—કિન્તુ જળના અભાવથી તેમને આ નવા શહેરનો ત્યાગ કરવો પડયો હતો—ત્યાર પછી યમુનાના કિનારા ઉપર ઇંદ્રના નંદનકાનન જેવું આગ્રા શહેર સ્થાપિત થયું. અમે જે સમયની આ નવલકથા લખીએ છીએ એ સમયે પરિત્યક્ત ફત્તેહપુર સિક્રીની દિનપ્રતિદિન અવનતિ થતી હતી. ત્યાંના વિશાળ ગગનચુંબિત મહેલો ધીમે ધીમે જમીનદોસ્ત થવા લાગ્યા હતા. રાજાની આજ્ઞાથી જે માણસોએ આ નવીન શહેરમાં આવીને નિવાસ કર્યો હતો તેઓ પણ બાદશાહની સાથે સાથે આગ્રા ચાલ્યાં ગયાં હતાં. આથી અમારી નવલકથાના આરંભકાળ સમયે ફતેહપુર સિક્રીમાં કોઇ પણ માણસ રહેતું નહોતું.

ફત્તેહપુર સિક્રીમાં નવું શહેર સ્થાપવામાં અકબર બાદશાહનો એક મુખ્ય હેતુ હતો. અકબર બાદશાહને પોતાની વૃદ્ધાવસ્થા સુધીમાં એક પણ પુત્ર થયો નહોતો. એક ઘણો તેજસ્વી મુસલ્માન ફકીર ફત્તેહપુર સિક્રીના જનશૂન્ય પહાડી જંગલમાં રહેતો હતો. એની જ કૃપાથી અકબર બાદશાહ પુત્રનું મ્હોં જોઇ શકયા હતા. આથી તેમણે એ તેજસ્વી ફકીરના નામને અનુસરી પોતાના પુત્રનું નામ પણ “સેલિમ” રાખ્યું હતું. ફકીરના કહેવાથી અકબરશાહે ફત્તેહપુર સિક્રીના પહાડ

ઉપર મક્કાની વિખ્યાત મસજીદના જેવી એક આરસ પત્થરની અત્યંત મનોહર મસજીદ બનાવડાવી હતી. એ ફકીરના કહેવાથી જ તેમણે એક સમયે ફત્તેહપુર સિક્રીમાં પોતાની રાજધાની સ્થાપવાની ઇચ્છા કરી, એવો પ્રયત્ન પણ કર્યો હતો. જ્યાં સૂધી એ વૃદ્ધ ફકીર જીવતો હતો ત્યાં સૂધી અકબરશાહ જૂદા જૂદા દેશો જીતી આવીને ફત્તેહપુર સિક્રીમાં રહી વિશ્રાંતિ મેળવતા હતા. ભારતના જૂદા જૂદા દેશો જીતી લઇને તેમણે પોતાના આ નવા શહેરમાં જે ગગનચુંબિત સિંહદ્વાર નિર્માણ કર્યું છે તે ભાંગી તૂટી જીર્ણ અવસ્થામાં તપસ્યા કરતા કોઇ મુનિની માફક જગતનો ઇતિહાસ જોતું સ્થિર ઉભું રહેતું અદ્યાપિ પણ જોવામાં આવે છે; કિન્તુ અમે જે કાળને અનુસરીને આ નવલકથા લખીએ છીએ, તે સમયે અર્થાત્ જહાંગીર બાદશાહના રાજત્વ કાળના પ્રાયઃ અંત સમયે ફતેહપુર સિક્રીમાં બે માણસો સિવાય ત્રીજું કોઈ રહેતું નહિ.

એ બે માણસોમાંનો એક ઉપરોક્ત ફકીરનો શિષ્ય છે. અકબરે એ ગુરુદેવની કબરના ઉપર આરસ પત્થરની સાથે રત્નો જડેલું એક સમાધિ-મંદિર બનાવ્યું હતું. આ શિષ્ય એ મંદિર ઉપર પહેરો ભરવાનું જ કામકાજ કર્યા કરે છે અને પોતાનો ફુરસદનો સમય ખુદાની બંદગી કરવામાંજ પસાર કરે છે. બીજો માણસ એક વૃદ્ધ ઉમરાવ છે, તેનું નામ સલાબતખાન છે. જ્યારે બાદશાહની સાથે બીજાં સઘળાં માણસો આ નવી રાજધાનીનો ત્યાગ કરીને ચાલ્યાં ગયાં—ફતેહપુર સિક્રી ઘણાં વર્ષ સૂધી જનશૂન્ય રહ્યું, ત્યારે બાદશાહના મૃત્યુ પછી શહેનશાહ જહાંગીરના રાજત્વકાળમાં વૃદ્ધ ઉમરાવ સલાબતખાને શહેનશાહને કહ્યું કે:— “હઝરત ! ફત્તેહપુર સિક્રીમાં એક માણસની દેખરેખ રહેવાની જરૂર છે. જો આપ આજ્ઞા આપો તો હું એ જૂની રાજધાનીની દેખરેખ રાખવાને માટે ત્યાં જવાને તૈયાર છું.” મૃદુ હાસ્ય કરી શહેનશાહ

જહાંગીરે ઉમરાવ સલાબતખાનને સંમતિ આપી. તે જાણતો હતો કે, ધર્મપ્રાણ સરળ સ્વભાવનો વૃદ્ધ સલાબતખાન રાજકાર્યની ખટપટો, વિલાસ, કારસ્થાન વગેરેને ચ્હાતો નથી—એ એકાન્તમાં રહેવાને જ ઇચ્છે છે.

ત્યારથી વૃદ્ધ ઉમરાવ સલાબતખાન ભાંગ્યા તૂટયા જીર્ણ કિન્તુ વિશાળ રાજમહેલમાં રહે છે. આ રાજમહેલને તૈયાર કરાવતાં કરાવતાં અપૂર્ણ રાખવામાં આવ્યો હતો. ભારતના હોશિયાર તેમજ બુદ્ધિશાળી શિલ્પીઓ પોતાની અપાર ચતુરાઇનો ઉપયોગ કરીને આ રાજમહેલ તૈયાર કરતા હતાં; કિન્તુ તેમને પોતાનું કાર્ય અપૂર્ણ રાખીને, બાદશાહી આજ્ઞાનુસાર આગ્રા ચાલ્યા જવું પડયું હતું—તેથી મ્હોટા ગામના જેટલો વિશાળ રાજમહેલ હમણાં જીર્ણ અવસ્થા ભોગવે છે. આ વિશાળ રાજમહેલના કયા ભાગમાં શું છે એ કોઇ જાણતું નથી—વૃદ્ધ સલાબતખાન પણ જાણતો નથી. તે બ્હારની બાજૂના કેટલાક રહેવા યોગ્ય વિશાળ ઓરડાઓમાં જ રહે છે—રાજમહેલની બીજી કોઇ બાજૂએ તે પગ સુદ્ધાં મૂકતો નથી.

આ ઉમરાવનું કુટુંબ પણ કાંઇ બહોળું નથી. તેનો ચિરકાળનો નોકર મહમ્મદજાન બાલ્યાવસ્થાથી જ તેની સાથે રહે છે. વૃદ્ધ ઉમરાવની એક ઘરડી દાસી પણ છે. એ દાસીનું નામ હમીદા છે. હમીદા કેટલા સમયથી સલાબતખાનની સાથે છે તે કોઇ જાણતું નથી. જ્યારથી તેઓ સલાબતખાનને જુએ છે ત્યારથી આ દાસીને પણ જુએ છે.

ઉમરાવ સલાબતખાનને દરબારમાંથી દર વર્ષે સામાન્ય પેન્શન મળે છે. તેમાંથી તેમનું સંસારખરચ નભે છે. હમીદા દાસી રસોઇ બનાવવાનું કામકાજ કરે છે, અને ગુલામ મહમ્મદજાન બીજું સઘળું ઘરનું તેમજ બ્હારનું કામકાજ કરે છે. સલાબતખાન એક ઋષિની માફક

પોતાનું જીવન પસાર કરે છે. તેની લાંબી સફેદ દાઢી, વિશાળ કપાળ, તેજસ્વી નેત્રો વગેરે જોતાં તે કોઈ મહર્ષિ હોય એવો ભાસ થાય છે !

બીજું પણ એક માણસ વૃદ્ધ ઉમરાવના સંસારને પોતાના તેજથી પ્રકાશિત કરે છે. તે આ સઘળા વૃદ્ધ મંડળમાં એક ખિલતા પુષ્પની માફક શોભા પામે છે. એ બાળિકાની ઉંમર પંદર વર્ષની છે. અર્થાત્ તે નવયુવતી છે. તેના રૂપસૌન્દર્યની તુલના થઈ શકે તેમ નથી. તેનો પ્રત્યેક અવયવ યુવાનીના અમૃતથી ભરેલો હોય એવી અલ્પકાળને માટે અંતરમાં કલ્પના ઉપજે છે. લુલિયાના જેવી સુંદરી જગતમાં ભાગ્યે જ જોવામાં આવે છે. સર્વ લુલિયાને વૃદ્ધ ઉમરાવની પૌત્રી તરીકે જાણે છે; કિન્તુ હમીદા જ્યારે આની વાત સાંભળે છે ત્યારે તે પોતાનું મસ્તક હલાવે છે !

## પ્રકરણ ૨ જું.

### “આ વળી કોણ છે ?”

“ધરી પ્રેમભાવ પ્યારાં ! ચીર્યાં જીગર હમારાં:
આશા ન જાગી ઉરમાં, તુજ ભાવ ભાળવાની.”

—વસન્ત.

સંધ્યા સમય થયો છે. સૂર્યભગવાનનાં કિરણો ફત્તેહપુર સિક્રીના પહાડને વિવિધ રંગથી રંજિત કરી પશ્ચિમાકાશમાં ઉતરી પડે છે. ધીમે ધીમે અંધકારનો પણ વિસ્તાર થતો જોવામાં આવે છે. વૃક્ષની શાખાઓ ઉપર બેસી પક્ષીઓ કલરવ કરી ચારે દિશાને

આલોડિત કરે છે. ભગ્ન રાજમહેલના નિર્જન ઓરડાઓમાં એક પછી એક અનેક પક્ષીઓ આવીને આશ્રય લે છે. થોડે દૂર આવેલી અકબર બાદશાહના ગુરુની સમાધિ પાસે તેનો શિષ્ય નમાજ પઢે છે—તેનો ગુરુગંભીર અવાજ સ્પષ્ટ સાંભળી શકાય છે. આ સમયે લુલિયા મસ્તકપર ગાગર લઈ રાજમહેલની પાછળ આવેલા કૂવા ઉપર પાણી ભરવા જાય છે. કૂવા પાસે જઇ ગાગરને એક બાજુએ મૂકી લુલિયા અસ્ત થતા સૂર્યભગવાનના સૌન્દર્યને જોવા લાગી. અસ્ત થતા સૂર્યનાં સુવર્ણકિરણોએ લુલિયાના વદનમંડળ ઉપર પોતાના પ્રકારનો વિસ્તાર કરીને તેના સૌંદર્યને ઘણું વધારી દીધું. ચોદિશાએ જાણે કે તેનું વિમળ સૌંદર્ય હસે છે. આવી કનકપ્રતિમાંથી કૂવામાંથી પાણી ભરી શકાય એ શું સંભવિત છે? આવો સુંદર દેહ શું કઠોર મહેનત કરવાને યોગ્ય છે? કિન્તુ શ્રમ કરવામાં લુલિયા સહજ પણ કષ્ટનો અનુભવ કરતી નથી. તે સામાન્ય સ્થિતિના માણસની માફક સઘળું ઘરકામ કરે છે. એમ કરવાથી તેને આનંદ થાય છે. જો હમીદા તેને કામકાજ નથી કરવા દેતી તો તે તેની સાથે કમર કસીને ઝઘડો કરવાને તૈયાર થાય છે. "બ્હેન! ત્હારી ઇચ્છામાં આવે તેમ કર. તું કાંઇ કોઇનું સાંભળે એવી નથી." આટલું કહીને તેને હમીદા બીજું કાંઇ કહેતી નહિ. લુલિયા કમર કસીને ઘરકામ કર્યા કરતી હતી.

થોડા સમય સુધી સંધ્યાકાળના સૂર્યનું દર્શન કરી લુલિયાએ એકાએક ચમકીને પાછું જોયું. તેણે એટલામાંથી કોઇના પગલાંના અવાજને પોતાના તરફ આવતો સાંભળ્યો !? ત્યારે શું તેને વિલંબ થયેલો જાણી હમીદા તેની પાસે આવતી હશે? લુલિયાએ ચોતરફ દૃષ્ટિ ફેરવી જોઇ;. કિન્તુ કોઈ પણ દિશામાં તે કોઇને જોઈ શકી નહિ. આથી પોતાને વિના કારણ ભ્રમ થયો છે સમજી તે કૂવામાં દોરડાથી ગાગર

ઉતારી પાણી ભરવાની તૈયારી કરવા લાગી. આ સમયે કોઈએ તેની પાછળ આવી પહોંચીને ઘણાજ મૃદુ તેમજ મધુર સ્વરે કહ્યું:—"લાવો-હું પાણી ખેંચી આપું. તમારા કોમળ હાથને પાણી ખેંચતાં કષ્ટનો અનુભવ થશે."

ચમકીને લુલિયાએ પાછળ જોયું. આ નિર્જન નગરમાં તેના વૃદ્ધ દાદા સલાબતખાન, વૃદ્ધ ગુલામ અને દાસી હમીદા સિવાય બીજું કોઇ મનુષ્ય રહેતું નથી. ફકીર મહાત્માનો શિષ્ય કદાપિ સમાધિમંદિરનો ત્યાગ કરી રાજમહાલય તરફ આવતો નથી. ત્યારે આ વાક્ય કોણે ઉચ્ચાર્યું ? કોણે આ મધુર વાક્ય સુંદરી લુલિયાને સંબોધીને કહ્યું ? લુલિયાએ ભય તેમજ આશ્ચર્યથી પાછું જોયું તો એક પરમ રૂપવતી યુવતી તેના જોવામાં આવી.

આ રૂપવતી યુવતી આ નિર્જન જનશૂન્ય નગરમાં ક્યાંથી આવી ? લુલિયા ઘણું આશ્ચર્ય પામીને તીક્ષ્ણદષ્ટિથી તેની તરફ જોઇ રહી. તેણે જોયું કે, એ યુવતીની ઉંમર તેના કરતાં લગભગ આઠ દસ વર્ષ વધારે છે. તે પચીસ વર્ષની ઉંમરની હોય એવો ભાસ થાય છે. તેણે એક મ્હોટું વસ્ત્ર પહેરેલું છે. તેના શરીર ઉપર એક પણ અલંકાર જણાતો નથી. તેને જોતાં તે કોઇ ગરીબ ઘરની રમણી હોય એમ લાગે છે; છતાં તે ઘણી જ સુંદર છે. દરિદ્રના ઘરમાં આવી સ્વરૂપવતી સુંદરીનો જન્મ થતો હશે, એવી લુલિયાને કલ્પના પણ નહોતી. તે અતિ આશ્ચર્યસૂચકદષ્ટિથી એ રમણી તરફ જોઈ રહી.

લુલિયા ચિરકાળથી નિર્જન સ્થાને મ્હોટી થઇ છે. તેણે પોતાના જીવનમાં પોતાનાં માતા પિતા કે અન્ય સગાં વ્હાલાંઓનું મ્હોં

જોયું નથી. સલાબતખાન તેને કદાપિ જનસમાજમાં જવા દેતો નથી. રાજમહેલમાં આવીને પણ તે વનકુસુમની માફક વનમાં જ વિકસિત થાય છે—સંસારનું તેને સહજ પણ જ્ઞાન નથી. તેથી આ નૂતન રમણીના અંગ ઉપરના રહસ્યને તે સમજી શકી નહિ. તેના સરળ મનમાં કશો સંદેહ ઉપજ્યો નહિ. શત્રુ મિત્ર કિંવા હલાહલ અને અમૃતનો ફર્ક તે સમજતી નથી.

આગંતુક રમણીએ પુનઃ મધુર સ્વરે કહ્યું:—"તમારા આ કોમળ હાથથી જે માણસ પાણી ખેંચાવે છે તેના જેવો નિષ્ઠુર આ આખી આલમમાં અન્ય કોણ છે ? લાવો—તમને હું જ પાણી ખેંચી આપું છું."

લુલિયાએ કહ્યું:—"હમ્મેશાં હું પાણી ખેંચું છું. પાણી ખેંચવાનો મને અભ્યાસ છે; તેથી હું સહજ પણ કષ્ટ અનુભવતી નથી; કિન્તુ તમે કોણ છો ? તમને મ્હેં અત્રે કદાપિ જોયાં નથી."

રમણીએ હસીને કહ્યું:—"તમે એટલી તો કલ્પના કરી શકતાં હશો કે હું ઘણી ગરીબ સ્ત્રી છું, અને તમારા આશ્રયમાં આવી છું."

લુલિયા ફરીથી થોડા સમય સુધી રમણીના મુખ તરફ જોઈ રહી. જાણે કે તેના મનમાં કાંઇ થાય છે—કિન્તુ શું થાય છે એ તે બરાબર સમજી શકતી નથી. આ રમણીની સાથે વાતચિત કરતાં પોતાને શરમ કેમ ઉપજે છે ? એની પાસે ઉભા રહેતાં પોતાનું હૃદય જોરથી કેમ ધબકે છે ? હમીદા સિવાય અન્ય કોઈ સ્ત્રીને લુલિયાએ કદાપિ જોઇ નથી ! આવી સુંદરીનું તેણે સ્વપ્નસૃષ્ટિમાં પણ દર્શન કર્યું નથી. આથી જ લુલિયાનું મન ઉત્કંઠિત થાય છે કે શું ? એ સાહસથી રમણીના મ્હોં સ્હામું જોઇ શકતી નથી. માત્ર બે વખત આ રમણીની તેજોમયી દૃષ્ટિ સાથે તેની દૃષ્ટિનું મિલન થયું છે. એ દૃષ્ટિમાંથી એક પ્રકારનું વિજળીનું તેજ લુલિયાના હૃદયમાં પ્રવેશ

૭૮૫૮



કરી તેની નસેનસમાં પ્રવાહિત થાય છે! અદ્યાપિ તેના હૃદયમાં કદાપિ આવો ભાવ ઉપજ્યો નહોતો. આ રમણી કોણ છે? તે ક્યાંથી અહીં આવી છે? ક્યારે આવી છે? તે ક્યા ગુપ્ત સ્થળે રહે છે? કેવી રીતે તે પોતાનો આહાર મેળવી શકે છે? આવી અપાર સૌન્દર્યમયી સુન્દરી એકલી આ નિર્જન નગરમાં કેમ આવી છે? તેનાં સગાંવ્હાલાંમાં કોઇ નથી કે શું? આવા આવા સેંકડો પ્રશ્ન લુલિયાના અંતરમાં ઉપજ્યા; પરંતુ તે મ્હોં ખોલીને આ અજાણી સુંદરીને એમાંનો એક પણ પ્રશ્ન પૂછી શકી નહિ.

રમણીએ પણ કાંઇ બોલ્યા સિવાય લુલિયાને કૂવામાંથી પાણી ભરેલી ગાગર ખેંચી આપી. પછીથી તેણે કહ્યું:—"જુઓ, મારા હાથ કેટલા જોરાવર છે?! હમીદા તમને પાણી ભરવા મોકલે છે એ એક પ્રકારનો અન્યાય જ કરે છે."

અજાણી રમણીને મુખે હમીદાનું નામ સાંભળી તથા તેના સ્વર અને ભાવમાં ફેર થયેલો જાણી લુલિયાએ ઘણું આશ્ચર્ય પામીને કહ્યું:—"હમીદા મને કાંઈ જળ ભરવા મોકલતી નથી. એ તો મ્હને પાણી ભરવા આવતાં અટકાવે છે; કિન્તુ અમે કાંઇ મ્હોટાં અમીર ઉમરાવ નથી. અમારે ઘરકામ તો કરવું જ જોઇએને?"

રમણીએ થોડી ગંભીરતાથી કહ્યું:—"ત્હારા જેવી સદ્‌ગુણી કન્યાઓ ઘેરેઘેર હોય તો સંસારનું સઘળું દુઃખ દૂર થઇ જાય."

ભોળી લુલિયા, રમણીના આ દાર્શનિક વચનનો ભાવાર્થ સમજી શકી નહિ. તેણે કહ્યું:—"તમે હમીદાને ક્યાંથી ઓળખો?"

રમણીએ ગંભીરતાને દૂર કરી પુનઃ પૂર્વવત્ મધુર તેમજ કોમળ-કંઠે કહ્યું:—"હું તમને સર્વને ઓળખું છું—તમે સર્વ મ્હને ઓળખતાં નથી."

"તમે કોણ છો, તે કહોને ?"

"હું શું કહું ? મ્હેં કહ્યું ને કે, હું ઘણી ગરીબ સ્ત્રી છું. લૂંટારાઓએ અમારા ઘરબારને લૂંટી લીધું છે–તેથી ભિખારિણીની માફક આમ તેમ રખડયા કરું છું."

"અરેરે ! તમે ઘણાં દુઃખી જણાઓ છો ?"

રમણીએ એક ગાઢ નિશ્વાસ મૂકીને કહ્યુંઃ—"તમારા સિવાય આ દુનિયામાં મ્હારા દુઃખે દુઃખી થાય એવું બીજું એક પણ માણસ નથી."

વાસ્તવિક રીતે જોવા જતાં લુલિયા આ રમણીના એક પણ વાક્યનું ખરું રહસ્ય સમજી શકતી નથી. ધીમે ધીમે અંધકારનો વિસ્તાર વધવા લાગ્યો–આવા સમયે આ અજાણી અબળા પાસે ઉભી રહેતાં લુલિયા બ્હીએ છે; છતાં તે તેની પાસેથી ખસી શકતી નથી. તે પોતે આ અજાણી સ્ત્રીની સાથે આટલી બધી વાતચિત કેમ કરે છે એ પણ તે સમજી શકતી નથી !

રમણી કૂવા પાસેની ચૉકડીમાં બેઠી. પછી તેણે કહ્યુંઃ–"જો બની શકે તેમ હોત તો હું આ ગાગર ઊંચકીને તમારા ઘરમાં મૂકવા આવત; પરંતુ તેમ બની શકે એમ નથી. નિરુપાયે તમારે જ ગાગર ઊંચકી જવી પડશે;–છતાં—"

થોડા સમય સુધી શાન્ત રહી રમણીએ ફરીથી લુલિયાના મ્હોં તરફ જોઈને ધીમેથી કહ્યુંઃ–"ઘણા દિવસથી હું અંતર ખોલીને કોઇની સાથે વાતચિત કરી શકી નથી. થોડો સમય અહીં મ્હારી સાથે બેસોને. આજે હું મ્હારું મન ખોલીને તમારી સાથે વાતચિત કરું."

લુલિયા હાલી ચાલી નહિ. રમણીએ ધીમેથી તેનો હાથ પકડી પ્રેમસૂચક હાવભાવથી તેને પોતાની પાસે બેસાડી. લુલિયાથી તેને

'ના' કહી શકાઈ નહિ; કિન્તુ તેનું સર્વાંગ વાયુથી ધ્રુજતી લતાની માફક થર થર ધ્રુજવા લાગ્યું. તેનો કંઠસ્વર રૂંધાઇ જવા લાગ્યો. તેનાથી એક પણ અક્ષર ઉચ્ચારી શકાયો નહિ. આ સમયે દૂરથી કોઈએ ઘણા વિરક્તસ્વરે કહ્યું:-"આવી છોકરી તો જગતમાં કોઈ પણ ઠેકાણે જોઈ નહિ! અરે લુલિ! ઓ લુલિ! તું કયાં ગૂમ થઈ ગઇ છે? કયા ચુલ્હામાં ભરાઇ ગઇ છે?"

રમણીએ એકાએક પોતાનું મ્હોં લુલિયાના મ્હોં પાસે લઈ જઇને કહ્યું:-"જો જો, કોઇને મ્હારી મુલાકાત સંબંધી કાંઇ કહેશો નહિ. નહિ તો હું મ્હોટા સંકટમાં ફસાઇ પડીશ."

ત્યાર પછી ક્ષણ માત્રમાં લુલિયાનું ચંદ્રવદન ઊંચું કરી, તેના ગુલાબના જેવા ઓષ્ઠ ઉપર એક ચુંબન કરી અજાણી રમણી ત્યાંથી તીર વેગે અદ્રસ્ય થઈ ગઇ-અંધકારમાં છુપાઇ ગઇ!

શું થયું તે લુલિયા એકાએક સમજી શકી નહિ. તે માત્ર એટલું જ સમજી કે, તેનું મ્હોં લાલચોળ બની ગયું છે, તેની નસે નસમાં ગરમીનો અનુભવ જણાય છે!

## પ્રકરણ ૩ જું.

### હમીદા.

હમીદા કંટાળીને બકતી બકતી કૂવા પાસે આવી પહોંચી. આ સમયે વ્યાકુળ, શંકાશીલ અને ભયભીત બનેલી લુલિયા સત્વર ઉઠી ઉભી થઈ. અત્યાર સૂધી તે કયાં હતી તેનું તેને જ્ઞાન નથી. રાત્રિના

સ્વપ્નની માફક હવે ધીમે ધીમે સઘળી હકીકત તેના સ્મરણમાં આવવા લાગી. અજાણી રમણીના ચુંબનથી હજી પણ પોતાના ઓષ્ઠ ઉપર ડાઘ રહ્યો છે, એવી તેને આશંકા ઉપજી!

આ સમયે હમીદાએ તેને કહ્યું:—"મ્હેં ઘણીય છોકરીઓ જોઇ છે; પરંતુ ત્હારા જેવી છોકરી તો કદાપિ જોઇ નથી. રાત્રિ થઇ ગઇ છે; છતાં કશું જ્ઞાન નથી! આ કૂવાના થાળામાં તું એકલી ઉભી રહીને શું કર્યા કરે છે?"

આજે ભોળી બાળિકા લુલિયા તેના જીવનમાં પહેલી જ વખત જૂઠું બોલી. શા માટે આજે તેણે આમ કર્યું તેની તેને પોતાને પણ માહિતી નથી!

ક્ષણ માત્રમાં આત્મસંયમ કરીને તેણે કહ્યું:—"તમે મ્હને શોધો છો કે નહિ એ જાણવાના હેતુથી જ હું અત્રે રોકાઇ રહી હતી!"

હમીદાએ પોતાનું મ્હોં ઘણું વિકૃત કરીને કહ્યું:—"હવે કાંઇક સમજી. તું કાંઇ હવે ન્હાની કીકી નથી. રાત્રિના સમયે ઘણા સમય સુધી તું કૂવા તળાવ ઉપર રોકાઈ રહે એ સારું કહેવાય નહિ. ત્હારી ફિકરથી તો ઉમરાવસાહેબનો જીવ રાત્રિ દિવસ અસ્થિર રહે છે! ચાલ—ઘેર જઇને આપણે તેમના ખાણાનો બંદોબસ્ત કરીએ. વખત થઈ ગયો છે! વળી આજે આપણે ત્યાં કેટલાંક માણસો પણ આવ્યા છે."

ઘણું આશ્ચર્ય પામીને લુલિયાએ પૂછ્યું:—"દાઇ મા! કોણ આવ્યું છે?"

ઉમરાવના ભગ્નમહેલમાં કોઈ આવતું નથી. લુલિયા જ્યારથી સમજતી થઇ છે ત્યારથી તેણે કોઇ પણ માણસને પોતાના મહેલમાં આવેલો જોયો નથી. એ એમજ સમજે છે, જગતમાં તેનાં સગાં વ્હાલાંમાં કોઇ નથી; તેથી જ કેટલાક માણસોના આગમનની વાત હમીદાને

મુખે સાંભળી તે ઘણા આશ્ચર્યમાં પડી ગઇ! વૃદ્ધા હમીદાએ તેના પ્રશ્નનો ઉત્તર નહિ આપતાં વિરક્ત સ્વરે કહ્યું:–"ત્હારે શી પંચાત છે?"

લુલિયાએ પુનઃ પૂછયું:–"ના ના–મ્હને કહો કે કોણ આવ્યું છે?"

હમીદાએ કંટાળીને ઉત્તર આપ્યો:—"જહન્નમનો માર્ગ જેમને જડતો નથી તે આવ્યા છે."

લુલિયાની જીજ્ઞાસા ધીમે ધીમે વધી જતી હોવાથી પુનઃ તેણે 'કોણ આવ્યું છે તે ન કહો તો તમને મ્હારા કસમ છે." કહ્યું. આથી હમીદાએ કહ્યું:–"બાદશાહનો દૂત–એક રાજપૂત આવ્યો છે. એની સાથે દશ બાર સિપાહીઓ છે–બાદશાહની પણ અક્કલ જોઇ કે? તે જે કાંઈ પેન્શન આપે છે એમાંથી આપાણું ચાર જણનું ખરચ પણ મહા દુઃખે નભે છે. તેના ઉપર આવી ઉપાધિઓ આવે છે! આ દુનિયામાં હવે ધર્મ રહ્યો નથી!"

લુલિયાએ પૂછયું:–"એ રાજપૂત કોણ છે? તે શા માટે આપણી પાસે આવ્યો છે?"

હમીદાએ કહ્યું:—"એ જયપુરનો રાજકુમાર છે."

"જયપુરના રાજકુમારને અહીં આવવાનું શું પ્રયોજન છે?"

"એ તો એ જાણે! ગરીબ માણસોને દુઃખી કરતાં પણ આ કળિયુગના લોકોને દયા ઉપજતી નથી!

કદાપિ કોઇ પોતાને ત્યાં આવતું નથી; છતાં આ રાજપૂત રાજકુમાર આજે શા માટે પોતાને ત્યાં આવ્યો છે એ જાણવાની લુલિયાની જીજ્ઞાસા વધી ગઇ. તે કુતુહલતાથી સત્વર પોતાના મહેલ તરફ દોડી. હમીદા બકબક કરતી તેની પાછળ પાછળ જવા લાગી.

હમીદા પાસેથી પલાયન કરી જવામાં લુલિયાનો એક બીજો પણ હેતુ હતો. પેલી અજાણી રમણીની વાત હમીદાને જણાવવાની લુલિયા-

ની ઈચ્છા નહોતી! વિલંબ કરવાથી કદાચ કોઇ ઉપાયથી હમીદા ખરી વાત જાણી જશે તો? એવા ભયથી તે તેની પાસેથી સત્વર પલાયન કરી ગઈ.

એ અજાણી રમણીની હકીકત છુપાવવાને માટે લુલિયા કેમ વ્યાકુળ બની ગઈ છે—તે એ જાણતી નથી. પોતે કેમ આમ કરે છે તેનું પણ તેને જ્ઞાન નથી. કોણ જાણે કે કાળની પૂતળીની માફક કોણ તેને રમાડે છે! એ જાણે કે એક અજાણ્યા મંત્રથી મુગ્ધ બની ગઇ છે. લુલિયા માત્ર એટલું જ જાણે છે કે, એ રમણીની અતિ સુંદર મૂર્ત્તિ તેના હૃદયમંદિરમાં પ્રવેશ કરી સ્થાન મેળવી શકી છે—તેનાં નમણાં નેત્રો જાણે કે, તેનાં નેત્રોમાં નાચે છે—તેનું એક ચુંબન જાણે કે તેના ઓષ્ઠાધર ઉપર અદ્યાપિ અમૃતનું સિંચન કરે છે! જીવનમાં કદાપિ તેને આવો ભાવ થયો નથી. આજે જાણે કે તે પોતે ઉન્માદિની બની ગઈછે!

દોડતી દોડતી બાળિકા પોતાના મહેલમાં જઇ પહોંચી. મહેલમાં ચાલાક ડોશી હમીદા પોતાનું મ્હોં જોઇને, પોતાનાં હૃદયનો ભાવ ન સમજી શકે એ હેતુથી લુલિયા પોતાનું મ્હોં છુપાવવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ રાજપૂતના આગમનથી હમીદા એટલી બધી કંટાળી ગઇ હતી કે બીજી કોઇ પણ બાજૂએ તેનું લક્ષ્ય નહોતું.

વૃદ્ધ સલાબતખાન તકિયાને અઢેલીને બેઠા બેઠા ‘ગુલિસ્તાન’ વાંચે છે. આ સમયે વરાદાર ગુલામ મહમ્મદજાને આવીને કહ્યું:— “હુજૂર! એક રાજપૂત યોદ્ધો આપની મુલાકાત કરવાને ઈચ્છે છે.”

વૃદ્ધે આશ્ચર્ય પામીને કહ્યું:—“રાજપૂત યોદ્ધો? કોણ છે તે?”

“એ હું જાણતો નથી, જનાબ! તેના પહેરવેષ ઉપરથી તો તે કોઇ મ્હોટો હોદ્દેદાર હોય એમ લાગે છે—તેની સાથે આઠદશ સિપાહીઓ પણ છે.”

આ વાક્ય સાંભળતાં સલાબતખાનના મ્હોંએ ગંભીરતા ધારણ કરી. તેણે ભ્રુકુટી ચઢાવીને કહ્યું:—" ભલે, તેને લઇ આવ."

અતિ સાવધાનતાની વૃદ્ધે ગુલિસ્તાનને બંધ કરીને એક બાજૂએ મૂકી દીધું. પછીથી નાકપરથી ચશ્માં ઉતારી કપડાથી તેના કાચ સાફ કરી પુનઃ નાક ઉપર ચઢાવી દીધાં. સ્હામે દિવાલ ઉપર એક સમશેર લટકી રહી હતી. સલાબતખાને એક વખત એ સમશેર તરફ જોયું. મુસલ્માનોના રાજત્વકાળમાં કોઇ પણ મનુષ્ય, પોતે નિર્ભય છે એમ સમજી શકતું નહોતું. ક્યારે કોનું મસ્તક ધડથી જૂદું થઇ જશે એનો કાંઈ નિર્ણય નહોતો. વૃદ્ધે સ્વગત કહ્યું:—" મ્હારા તરફ કોઇની દ્રષ્ટિ શા માટે ખેંચાવી જોઇએ ? હું ગરીબ માણસ છું; મ્હારા પર અત્યાચાર કેમ થાય છે ? હું આ એકાંત સ્થળે આવીને રહ્યો છું; છતાં શાન્તિ મેળવી શકતો નથી. મ્હારી પ્રાણાધિકા જીવનસર્વસ્વ લુલિયાના ઉપર કોઇની દૃષ્ટિ ખેંચાઇ હોય એવો મ્હને ભાસ થાય છે ! હવે લુલિયાનું રક્ષણ કેવી રીતે કરવું ? અત્યાર સુધી મ્હેં જે રત્નનું રક્ષણ કર્યું છે તેને અંતે શું હું ગૂમાવી બેસીશ કે ? જો એમ થશે તો મ્હારો જીવ બચશે નહિ ! "

વૃદ્ધનો ચિંતાપ્રવાહ એકદમ અટકી ગયો. તેણે ઉઠી ઉભા થઇને કહ્યું:—" પધારો રાજપૂત વીર ! સેવકને શી આજ્ઞા છે ? "

એક પચીસ વર્ષની ઉંમરનો બળવાન્, સુંદર રાજપૂત યુવક સલાબતખાન પાસે આવી પહોંચ્યો. તેની છાતી ઉપર બાદશાહે આપેલો સુવર્ણપદક પ્રકાશનો વિસ્તાર કરતો જણાય છે. સલાબતખાન તેને જોતાંની સાથે જ સમજી ગયો કે, એ રાજપૂત યુવક બાદશાહના દરબારનો એક મ્હોટો મન્સબદાર છે.

રાજપૂત યોદ્ધાએ અતિનમ્ર સ્વરે કહ્યું:—"મહાનુભાવનું નામ હું ઘણા દિવસોથી સાંભળું છું–કિન્તુ અદ્યાપિપર્યંત મ્હારા દુર્ભાગ્યે હું આપની મુલાકાતનો અલભ્ય લાભ મેળવી શકયો નહોતો. આ સેવક જયપુરનો રાજકુમાર અજીતસિંહ છે.

વૃદ્ધે કહ્યું:—"આપનું નામ મ્હેં સાંભળ્યું છે. આપ બેસો–અને જે આજ્ઞા હોય તે બેલાશક ફરમાવો."

યુવકે આસન ઉપર બેસીને કહ્યું:—"બાદશાહનો પત્ર છે."

ધ્રુજતા હાથે સલાબતખાને રાજપૂત યોદ્ધાના હાથમાંથી પત્ર લીધો. નિરંતર લુલિયાને માટે તેને ભય રહે છે. પ્રાણ હોય ત્યાં સૂધી તે તેની પ્રાણાધિકા લુલિયાને બાદશાહના રંગમહેલમાં મોકલવાને ઇચ્છતો નથી! કોણ જાણે આ પત્રમાં કદાચ પોતાની ઇચ્છા વિરુદ્ધ હુકમ આવ્યો હોય તો?

મહા કષ્ટે સલાબતખાને પત્ર ઉઘાડીને વાંચી જોયો. તેમાં આ પ્રમાણે હકીકત લખેલી હતી:—

"માનનીય **સલાબતખાન** ઉમરાવ સાહેબ!

રાજકાર્યને માટે મ્હેં મ્હારા પરમ સ્નેહી બંધુ કુમાર અજીતસિંહને થોડા દિવસ માટે ફત્તેહપુર સિક્રીમાં રહેવાને મોકલ્યા છે. આપ એમને કોઈ પણ પ્રકારનું કષ્ટ નહિ પડવા દ્યો એવી હું આશા રાખું છું.

લી૦

**સલિમ જહાંગીરશાહ**"

વૃદ્ધની ઉત્કંઠા દૂર થવાથી તેણે એક ગાઢ નિશ્વાસ મૂકયો. એ રાજકુમાર લુલિયાને માટે નહિ; પણ બીજા રાજકાર્યને માટે આવ્યો

છે! આ જનશૂન્ય ભાંગ્યાતૂટયા શહેરમાં રાજકાર્ય હોવું એ શું સંભવિત છે? અહીં રહેનારાં માણસોમાં તે, લુલિયા, મહમ્મદજાન અને હમીદા જ છે, તથા થોડે દૂર આવેલા સમાધિમંદિર પાસે એક વૃદ્ધ મુલ્લાં રહે છે. આ પાંચ માણસો સિવાય પાંચ સાત ગાઉની અંદર બીજું કોઈ રહેતું નથી. તેથી આ ફત્તેહપુર સિક્રિમાં રાજકાર્ય હોવું સંભવિત છે કે? વળી એવું તે શું મ્હોટું રાજકાર્ય છે કે જેને માટે આટલા મ્હોટા મન્સબદારને બાદશાહે મોકલ્યો છે! વૃદ્ધ સલાબતખાનના અંતરમાં આવા અનેક વિચારો ઉપજ્યા; પરંતુ પછીથી તેણે વિચાર્યું:–"હું સંસારનો ત્યાગ કરી મ્હારી લુલિયાની સાથે આ એકાન્ત સ્થળે રહું છું–રાજકાર્ય સાથે મ્હારે શો સંબંધ છે?" આમ વિચારી તેણે કહ્યું–"રાજકુમાર! અમારી સ્થિતિ કાંઇ બહુ સારી નથી કે આપનો યોગ્ય આદરસત્કાર મ્હારાથી થઇ શકે; છતાં આ ગરીબ આપને યથાશક્તિ સંતુષ્ટ કરવામાં પાછી પ્હાની નહિ કરે."

યુવકે હસીને કહ્યું:—"આપ પણ યોદ્ધા થઇને આમ કેમ બોલો છો? યુદ્ધભૂમિ જેમની શય્યા છે તેમને કોઇ પણ સ્થળે દુઃખનો અનુભવ થાય એ શું સંભવિત છે કે?"

વૃદ્ધે કહ્યું:—"આપ જેવા વીર રાજપૂત યુવકના મુખમાં આવા જ શબ્દો શોભે છે. કયા મહેલમાં હું આપની રહેવાની સગવડતા કરી આપું? આપ જાણતા જ હશો કે, આ શહેરનાં સઘળાં મકાનો ભાંગેલા તૂટેલાં છે."

રાજકુમારે હસતાં હસતાં કહ્યું:—"રાજકાર્યને માટે વનજંગલ, ઘાટ, તળાવ વગેરે કોઇ પણ સ્થળે રહેવાની આવશ્યકતા હોય તો ત્યાં રહેવું એ કર્ત્તવ્ય છે. આપ જે ઠેકાણું આપશો તેને હું સ્વર્ગસદન સમજી લઇશ?"

વૃદ્ધે પુનઃ પૂછ્યું:—"પણ આપ જ કહોને કે આપનો ક્યાં રહેવાનો વિચાર છે?"

રાજપૂત યુવકે ઉત્તર આપ્યો:—"મરિયમ બેગમના રંગ-મહાલમાં."

એકાએક મસ્તક ઉપર વજ્રાઘાત થતાં મનુષ્યની જેવી સ્થિતિ થાય તેવી જ સ્થિતિ વૃદ્ધ સલાબતખાનની થઇ! તેના ભયનો ને આશ્ચર્યનો પાર રહ્યો નહિ! તેના મ્હોંમાંથી એક પણ અક્ષર નીકળી શક્યો નહિ!

## પ્રકરણ ૪ થું.

### મરિયમ બેગમનો રંગમહાલ.

સૌભાગ્યની વાત એ હતી કે એ ઓરડામાંનો દીપક ઘણો ઝાંખો બળતો હતો—નહિ તો અજીતસિંહ સલાબતખાનનું મ્હોં જોઇને અવશ્ય વિસ્મિત બની જાત; પરંતુ ક્ષણ માત્રમાં વૃદ્ધ ઉમરાવે આત્મસંયમ કરીને કહ્યું:—"રાજપૂત વીર! ફત્તેહપુર સિક્રીની કેવી સ્થિતિ છે એ આપ સારી રીતે જાણતા હશો. મરિયમબીબીના રંગમહેલમાં ઘણા દિવસથી કોઇ રહેતું નથી—એમાં રહેતાં આપને ઘણી અડચણ વેઠવી પડશે!"

અજીતસિંહે કહ્યું:—"ઉપાય નથી—બાદશાહનો—હુકમ છે—મ્હારે એ મકાનમાં જ રહેવું જોઇએ."

સલાબતખાન ઘણા જ આશ્ચર્યથી કહેવા જતો હતો કે " બાદશાહનો હુકમ ! " કિન્તુ તેણે કંઠના શબ્દો કંઠમાં જ રાખી અલ્પકાળ સુધી શાન્ત રહીને કહ્યું:—" બાદશાહનો હુકમ શિરપર ચઢાવવો જ જોઇએ—આપને અડચણ ન પડે એ હેતુથી જ મ્હેં એમ કહ્યું હતું. "

અજીતસિંહે પુનઃ કહ્યું:—" ત્યાં રહ્યા સિવાય મ્હારો બીજો કોઇ ઉપાય જ નથી. "

સલાબતખાને કહ્યું:—" ત્યારે અહીં થોડો સમય વિશ્રાંતિ લ્યો—હું મ્હારા માણસને એ બંગલો સાફ કરવાનું કહું છું. "

અજીતસિંહે કહ્યું—" આપને કષ્ટ આપવાની મ્હારી ઇચ્છા નથી—મ્હારી સાથે માણસો છે—અમેજ બંગલાને સાફ કરી નાખીશું; છતાં જો અમને કાંઈ—જરૂર જણાશે તો આપને ખબર આપીશું. "

સલાબતખાને ભ્રુકુટી ચઢાવી; પરંતુ અલ્પકાળમાં જ પાછો તે સ્વસ્થ થયો. દીપકના ઝાંખા પ્રકાશમાં અજીતસિંહ સલાબતખાન તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ રહ્યો હતો.—સલાબતખાન સમજી ગયો કે, આ રાજપૂત યુવક બંધુભાવે તેની પાસે આવ્યો નથી—રાજપૂત યુવક તેનો અંતરભાવ સમજવાનો પ્રયત્ન કરે છે—એનો હેતુ શો છે ? વળી બાદશાહે તેને આટલાં બધાં મકાનો હોવા છતાં મરિયમ બેગમના બંગલામાં રહેવાનો જ હુકમ શા માટે કર્યો છે ?

યુવક પણ એમ સમજ્યો છે કે, પોતે મરિયમ બેગમના રંગમહાલમાં રહે એ વાત વૃદ્ધ ઉમરાવ સલાબતખાનને રૂચતી નથી. કેમ, સલાબતખાનને એમાં શી અડચણ છે ? મરિયમ બેગમના રંગમહાલમાં શું છે કે, તેને ત્યાં મોકલવાને વૃદ્ધ સલાબતખાન નારાજ છે ? જો

કાંઇ ન હોય તો સલાબતખાન આ પ્રમાણે કરે જ નહિ! બાદશાહે પણ શા માટે તેને એ ઠેકાણે જ રહેવાની આજ્ઞા કરી છે!

રાજપૂત યુવક અજીતસિંહે વૃદ્ધ ઉમરાવનો મનોભાવ જાણવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ સલાબતખાનના બ્હારના વર્તન ઉપરથી તે કાંઇ કળી શકયો નહિ. એક ક્ષણના માટે સલાબતખાન વિચળિત થઇ ગયો હતો; પરંતુ ક્ષણ માત્ર પછી તે પુનઃ સ્થિર બની ગયો છે. અજીતસિંહ ચંચળ બની ગયો; પરંતુ તે કાંઇ જાણી શકયો નહિ.

સલાબતખાનને શાન્ત રહેલો જોઇને તેણે કહ્યું:—"આપને એમાં કાંઇ અડચણ છે?"

સલાબતખાને આશ્ચર્ય પામીને અજીતસિંહના મ્હોં તરફ જોઇ કહ્યું:—"તમે શું કહો છો?"

અજીતસિંહે પુનઃ કહ્યું:—"અમે મરિયમ બેગમના રંગમહાલમાં રહીએ એમાં આપને કાંઇ હરકત છે?"

"ના—મ્હને કશી હરકત નથી. મ્હને શા માટે હરકત હોય? આપને અડચણ ન પડે એ હેતુથી જ મ્હેં એ માટે થોડી નારાજી દર્શાવી હતી."

અજીતસિંહે હસીને કહ્યું:—"ઉમરાવ સાહેબ! અમને દુઃખ સુખ શું? બાદશાહ જે હુકમ કરે તે અમારે શિરપર ચઢાવવો જ જોઇએ."

સલાબતખાને પણ સ્મિત હાસ્ય કરીને કહ્યું:—"બાદશાહના દરબારમાં રહીને પણ આપ સુખી હો એમ લાગતું નથી."

અજીતસિંહે કાંઇક વિષણ્ણવદને કહ્યું:—"હું બીજાની વાત નહિ કહેતાં મ્હારી જ વાત કહું છું. હું મોગલ સેનાનો દશહજારી મન્સબદાર છું તો પણ ચાકર તો છું ને?"

સલાબતખાને હસીને કહ્યું:—"આપ રાજવિદ્રોહી હો એમ લાગે છે!"

યુવક અતિ ગંભીર બની ગયો. તેણે કહ્યું:—"રાજપૂત જાતિ નિમકહરામ કિંવા વિશ્વાસઘાતી નથી તેમ થશે પણ નહિ. જ્યાં સુધી બાદશાહની તાબેદારીમાં છું–તેમની કૃપાને પાત્ર છું–ત્યાં સુધી આ સમશેર તેમની જ સેવા કર્યા કરશે!"

સલાબતખાને કહ્યું:—"રાજપૂતના વીરત્વ અને સત્યતાની કોને માહિતી નથી? ભારતમાં સર્વે જાણે છે કે, રાજપૂતોના બાહુબળથી અને વીરત્વથી જ મોગલ સામ્રાજ્ય કીર્ત્તિમંડિત મસ્તકે ઉભું રહ્યું છે."

"આ વચનો આપ માત્ર અનુગ્રહ કરીને જ બોલો છો."

આમ કહીને અજીત ઉઠી ઉભો થયો. તેણે કહ્યું:—"હવે હું આપના સમયનો નાશ નહિ કરું–આપ મ્હને મરિયમ બેગમના રંગમહાલની કુંચીઓ આપો.."

"આપું છું–કુંચીઓનું ઝુમખું અંદર છે!"

આમ કહીને સલાબતખાન ધીમે ધીમે ઉઠયો, અને ઓરડાની બ્હાર જવા લાગ્યો. અજીતસિંહે તેની પાસે જઇને કહ્યું:—"આપ જાતે શા માટે તસ્દી વેઠો છો? નોકરને બોલાવો."

સલાબતખાન ઉભો રહ્યો. તીક્ષ્ણ દૃષ્ટિથી રાજપૂત વીરના મ્હોં તરફ જોઇને ઘણે ધીમે સ્વરે તેણે પૂછ્યું:—"શું હું કેદી છું?"

યુવક અજીત કાંઇ ઉત્તર આપે તે પહેલાં તો સલાબતખાને ગદ્ગદ કંઠે પુનઃ કહ્યું:—"હે ખુદા! ઘડપણમાં અંતે મ્હારી આવી જ દશા થઈ કે?"

આમ કહીને સલાબતખાન બેશુદ્ધ બની જઈ પૃથિવી ઉપર પટ-

કોઈ પડયો. અજીત ભયભીત બની જઈ ઉચ્ચ સ્વરે બોલ્યોઃ—" આટલામાં કોણ છે ? જે હોય તે અહીં જલદી જળ લાવો."

રાજપૂત યુવકે વિચાર્યુંઃ—" વૃદ્ધ મરવાની અણી ઉપર છે. એના હાથ પગ પત્થરના જેવા કઠિન બની ગયા છે. મ્હોમાં ફીણ ભરાઈ આવ્યું છે. શ્વાસ પ્રશ્વાસ ઘણો ધીમેથી ચાલતો જણાય છે !"

વૃદ્ધ ઉમરાવ સલાબતખાનની આવી સ્થિતિ જોઈ અજીતસિંહ ઘણો દુઃખિત અને ભયભીત બની ગયો. તેણે વિચાર્યુંઃ—" સલાબતખાન ઉપર વિના કારણ વ્હેમ રાખીને મ્હેં સારું કર્યું નથી. મ્હેં એમ ધાર્યું હતું કે કોઇ ગુપ્ત કારણને લીધે જ વૃદ્ધ મ્હને મરિયમ બેગમના મહાલમાં રહેવા દેવાને ઇચ્છતો નથી. તે આડીઅવળી વાત કાઢીને સમય ગૂમાવે છે. એ સમય દરમ્યાન તેનો ગુલામ એ મરિયમ બેગમના રંગમહાલમાંથી જે વસ્તુ અદ્રશ્ય કરવાની છે તે અદ્રશ્ય કરી નાંખે છે ! હવે મ્હને એમ લાગે છે કે, મારો આ વિચાર ભૂલ ભરેલો છે. મ્હેં તેને મ્હારો કેદી બનાવ્યો છે એવો સંશય ઉપજ્યાથી જ તેની આવી શોચનીય દશા થઇ છે ! અરેરે ! હું દુર્ભાગી જ વૃદ્ધ સલાબતખાનના મૃત્યુનું કારણ થઇશ કે શું ?"

રાજપૂત યુવક અજીતસિંહ વારંવાર બૂમો મારી કોઇને બોલાવવા લાગ્યો. તેના સાથીદાર સૈનિકો સિંહદ્વારમાં વિશ્રામ કરતા હતા. જો તેઓ પાસે હોત તો રાજકુમાર તેમને બોલાવત. હવે ઉપાય ? આટલી બૂમો માર્યા છતાં કોઈ ઉત્તર આપતું નથી તેથી આ ઠેકાણે કોઈ મનુષ્ય નહિ હોય એમ અજીતસિંહે વિચાર્યું. ત્યારે શું વૃદ્ધ ઉમરાવ સલાબતખાન આ ભાગ્યા તૂટયા મહેલમાં એકલો જ રહે છે ? ના ના, એમ હોવું સર્વથા અસંભવિત છે. જે સંદેહ યુવક અજીતસિંહના અંતરમાં સેંકડો વખત જાગ્રત થયો હતો—એજ સંદેહે પુનઃ

દેખા દીધી. તેને એમજ લાગ્યું કે, ઉમરાવ સલાબતખાનનાં સઘળાં માણસો મરિયમ બેગમના રંગમહાલમાં ગયેલાં હોવાં જોઇએ !

હવે શું કરવું એ સંબંધી અજીતસિંહ એકાએક કશો નિર્ણય કરી શકયો નહિ. આવી સ્થિતિમાં સલાબતખાનનો ત્યાગ કરવો કોઈ પણ રીતે તેને ઉચિત લાગ્યો નહિ. તેની વિકટ બૂમોનો ઘણે દૂરથી પડઘો સાંભળવામાં આવે છે છતાં કોઇ આવતું નથી. યા તો ઉત્તર આપતું નથી ! ત્યારે શું પોતાની આગળ વૃદ્ધ સલાબતખાનનો જીવ જશે ? ! અજીત ઘણો ચંચળ બની ગયો.

"આટલામાં કોઇ માણસ તો હોવું જ જોઇએ." કહીને અજીતસિંહ એ ઓરડાની બ્હાર નીકળી પડયો. અજીત દૃષ્ટિથી દૂર થયો એટલે સલાબતખાને પોતાની એક આંખ ઘણી સાવધાનતાથી ઉઘાડી યુવક જે દિશા તરફ ગયો હતો તે દિશા તરફ જોયું; પરંતુ તરત જ પાછો તે મુડદાની માફક હાલ્યા ચાલ્યા સિવાય આંખો મીંચીને પડી રહ્યો.

અજીતસિંહને પાસેના ઓરડામાંથી પાણી મળી આવ્યું નહિ. "કોણ છે ?—મકાનમાં કોણ છે ?" કહેતો કહેતો તે દોડયો. એક ઓરડાની બારીમાંથી તેણે રસ્તા તરફ દષ્ટિ કરી તો કોઇને દોડતું મકાન તરફ આવતાં જોયું. આ સમયે બ્હાર ભીષણ અંધકારનું સામ્રાજ્ય સ્થપાઇ ગયું છે; તેથી અજીત રસ્તા ઉપરથી કોણ આવે છે તેનો કશો નિર્ણય કરી શકયો નહિ. પુનઃ તેણે બૂમ મારી; છતાં કોઇએ કશો ઉત્તર આપ્યો નહિ. એ બૂમનો અવાજ ઘણે દૂર સુધી સંભળાવા લાગ્યો.

અજીતસિંહે કપાળ ઉપરનો પસીનો સાફ કર્યો ! તેણે કહ્યું:— "મ્હારે લીધે જ વૃદ્ધ સલાબતખાનનો જીવ ગયો ! તેને બચાવવાને માટે હું કાંઇ કરી શકયો નહિ !"

એવામાં દૂર એક ઠેકાણે તેણે દીપકને સળગતો જોઇને વિચાર્યું:—"થોડે દૂર દીવો સળગતો હોય એમ લાગે છે. અવશ્ય ત્યાં કોઈ માણસ હોવું જોઇએ."

અંધકારમાં થોડે દૂર જે દીપક સળગતો હતો તે એક નક્ષત્રના જેવો લાગતો હતો. અજીતસિંહ ત્વરિત ગતિથી એ ઠેકાણા તરફ જવા લાગ્યો. સલાબતખાનની સાથે જે મહેલમાં તેણે મુલાકાત કરી હતી તે મહેલમાં કોઇ પણ સ્થળે તે જનમાનવનું એક પણ ચિહ્ન જોઇ શક્યો નથી. સઘળા ઓરડા ઓરડીઓ જોવાનો સમય પણ તેને મળ્યો નથી. કોઇ પણ ઓરડા કે ઓરડીમાં દીપક નહોતો છતાં તે એટલું સમજી શક્યો કે, દરેક ઓરડા ઓરડીમાં ઘણો સરસામાન છે; કિન્તુ એ સઘળો સરસામાન ઘણો પુરાતન છે. અકબર બાદશાહના સમયનો છે. જ્યારે અકબરશાહ આ નગરનો ત્યાગ કરી ગયા હશે ત્યારે તેઓ આ બધો સરસામાન અહીંથી લઇ નહિ ગયા હોય એમ લાગે છે.

અજીતસિંહે દીપક પાસે જઇને જોયું કે એ દીપક એક ન્હાની ઓરડીમાં સળગી રહ્યો છે. એ ઓરડીમાં રસોડું હોય એમ માલૂમ પડી આવે છે. એક ઘરડી સ્ત્રી રસોડામાં બેસી દેવતા સળગાવીને રસોઈ કરે છે.

અજીતસિંહે રોષાવેશમાં જ કહ્યું:—"હું આટલી બધી બૂમો પાડું છું; છતાં તું અહીં શાન્તિથી બેસી રહીને રસોઈ બનાવે છે?"

રસોઇ બનાવનારી સ્ત્રી હમીદા છે. હમીદાએ અજીતસિંહના મ્હોં તરફ જોયું. આ સમયે લક્ષ્યપૂર્વક કાંઇ જોવાનો અજીતસિંહને અવકાશ નહોતો. નહિ તો તે જોઇ શકત કે હમીદા થરથર કંપે છે. એ કોઇ સ્થાનેથી નાશી આવી છે. તે આ સ્થાને હતી જ નહિ. યુવક અજીત-

સિંહે અન્ય કોઈ પ્રકાર પ્રત્યે લક્ષ્ય નહિ આપતાં કહ્યું:—" જલદી ચાલ–જલદી ચાલ–ઉમરાવ સાહેબ બેહોશ બની ગયા છે."

હમીદાએ કહ્યું:—" હું કાને બરાબર સાંભળી શકતી નથી."

યુવકે હમીદાના કાન પાસે પોતાનું મ્હોં લઇ જઇને ભીષણ સ્વરે કહ્યું:—" જલદી પાણી લઇને મ્હારી સાથે ચાલ–ઉમરાવ સાહેબ બેહોશ બની ગયા છે!"

" હે ખુદા !" કહીને તે એક લોટામાં પાણી લઇ ધીમે ધીમે બ્હાર નીકળી. અજીતસિંહ અધીરો તેમજ વિરક્ત બની ગયેલો હોવાથી તે હમીદાના હાથમાંનો પાણીનો લોટો પડાવી લઈ જલદીથી ઉમરાવ સલાબતખાન પાસે જવા દોડ્યો.

## પ્રકરણ ૫ મું.

### સંદેહમાં સંદેહ !

થોડે દૂર જતાં જ અજીતસિંહ પોતાની અધીરતાની ભૂલ સમજી શક્યો. કયા માર્ગેથી તે હમીદા પાસે ગયો હતો તેનું અંધકારમાં તેને જ્ઞાન રહ્યું નથી. હમણાં તે અનેક મકાનોનો ત્યાગ કરે છે; પરંતુ વૃદ્ધ સલાબતખાન પાસે જઈ શકતો નથી. આથી તેણે કંટાળી જઇ રોષાવેશમાં જ પુનઃ બૂમો પાડવા માંડી. એવામાં કોઇને તેણે દીપક લઇને પોતાના તરફ આવતું જોયું. અજીતસિંહે ઉભા રહીને કહ્યું:— " હું આટલી બધી બૂમો મારું છું; છતાં કોઇ કાંઇ સાંભળતું કેમ નથી ?"

દીપક લઇ આવનાર વ્યક્તિ જ્યારે અજીતસિંહની છેક પાસે આવી પહોંચી ત્યારે તેને જોઇને અજીતસિંહ ચમકી ઉઠયોઃ—"કોણ આપ જ કે ? આપને આરામ થઇ ગયો ?"

સલાબતખાને કહ્યુંઃ—"હા. મ્હને વાયુનો રોગ છે. કોઈ કોઇ સમયે આમ બને છે. આપે પૂર્વે કદાપિ મ્હારી આવી સ્થિતિ જોયલી નહિ હોવાથી આપ ગભરાઇ ગયા હશો !"

અજીતસિંહે કહ્યુંઃ—"ગભરાઇ ગયો હતો એટલું જ નહિ; પરંતુ મ્હેં તો એમજ ધાર્યું હતું કે, આપનું મૃત્યુ થયું છે !"

સલાબતખાને સ્મિત હાસ્ય કરીને કહ્યુંઃ—"આ પાપીનું મૃત્યુ સહેલાઇથી કેવી રીતે થાય ? હજી પણ મ્હારે ઘણું સહન કરવું પડશે !"

"ત્યારે વારંવાર આપની આવી સ્થિતિ થઇ જાય છે, કેમ ?"

"હા."

"ત્યારે આપ ઔષધની વ્યવસ્થા કેમ કરતા નથી ?"

"ઔષધ કરી કરીને અંતે હું કંટાળી ગયો છું. હવે મ્હારા દુઃખની ચર્ચા કરવાથી શું ફળ છે ? આપને વિના કારણ દુઃખ વેઠવું પડયું ! આવો—મનમાં માઠું લગાડશો નહિ."

"મ્હને યત્કિંચિત પણ દુઃખ વેઠવું પડયું નથી. આ વિશાળ મહેલમાં આપ એકલા જ રહો છો ?"

"એક રીતે જોવા જતાં એકલો જ રહું છું. સર્વેએ આ અભાગી વૃદ્ધનો ત્યાગ કર્યો છે. હમણાં મ્હારાં માણસોમાં બાંદી હમીદા અને ગુલામ મહમ્મદજાન સિવાય બીજું કોઇ નથી ! આ વૃદ્ધના દુઃખનો ઇતિહાસ સાંભળ્યાથી આપને કશો લાભ નથી. તેથી આપનું અંતર અતિ દુઃખિત થાય તેમ છે. આપને ઘણું દુઃખ પડયું છે. આવો, બ્હાર મહમ્મદજાન કુંચીઓ લઇને ઉભો રહ્યો છે. તે આપને મરિયમ-

બેગમનો રંગમહાલ બતાવશે. જ્યારે જે વસ્તુની જરૂર પડે ત્યારે આજ્ઞા કરજો એટલે તરત પહોંચાડવામાં આવશે. ”

યુવક અજીતસિંહે કાંઇ પણ બોલ્યા સિવાય સલાબતખાનનું અનુસરણ કર્યું. વૃદ્ધ સલાબતખાન હાથમાં દીપક લઇને અજીતની આગળ આગળ ચાલવા લાગ્યો. અજીતસિંહે જે સંદેહને પોતાના હૃદયમાંથી દૂર કર્યો હતો તે જ સંદેહ પુનઃ તેના મનમાં દૃઢ થયો! ત્યારે શું વૃદ્ધ સઘળું અસત્ય જ બોલે છે? ત્યારે વૃદ્ધનો આ રોગ પણ બનાવટી છે? જો તેમજ હોય તો સલાબતખાનને આવી લુચ્ચાઈ કરવાનું શું પ્રયોજન છે? સરળ સ્વભાવનો અજીતસિંહ આ સઘળા રહસ્યનો કશો ભેદ ઉકેલી શકયો નહિ. તેણે વિચાર્યું:—“હું ભૂલું છું. સલાબતખાન સંસારત્યાગી પુરુષ છે. તે શાન્તિને માટે જ આ એકાંત સ્થળે રહે છે. એ લુચ્ચાઇ શા માટે કરે?”

વૃદ્ધ સલાબતખાનના અંતરમાં પણ અજીતસિંહ ઉપરનો સંદેહ દૃઢ થતો જાય છે. તેનો સંદેહ દૃઢ થવાનું એક મુખ્ય કારણ હતું. તેનો ભય તેની પ્રાણાધિકા લુલિયાને માટે જ છે! જો કદાચ કોઇ દુરાત્મા બળપૂર્વક તેને ઉપાડી જાય તો? આ રાજપૂત યુવક એકાએક આ નિર્જન નગરમાં શા માટે આવ્યો છે? શા માટે બાદશાહે તેને આ નગરમાં મોકલ્યો છે? આ નિર્જન નગરમાં રાજકાર્ય હોવું સંભવિત છે કે? અહીં આટલાં બધાં મકાનો હોવા છતાં તે મરિયમ બેગમના રંગમહાલમાં જ રહેવાને શા માટે ઇચ્છે છે? જ્યાં સુધી આ સઘળો પ્રકાર વૃદ્ધ ઉમરાવ સલાબતખાનના જાણવામાં ન આવે ત્યાં સુધી તેનું મન સંદિગ્ધ રહે એમાં શું આશ્ચર્ય?

યુવક પોતાના મન સાથે અસંખ્ય વિચારો કર્યા કરતો હતો; છતાં તે એટલું સારી રીતે સમજી શકયો હતો કે, આ કઠોર બુદ્ધિના વૃદ્ધ

ગૃહસ્થની પાસેથી વિશેષ કાંઈ હકીકત જાણી શકાય એમ નથી. આથી સલાબતખાનની સાથે વિશેષ વાતચિત કરીને પોતાના સમયને વ્યર્થ વ્યતીત કરવો તેણે ઉચિત ધાર્યો નહિ. તે શાન્તિથી તેની પાછળ પાછળ બ્હાર ગયો.

બ્હાર જતાં જ તેણે જોયું કે, દ્વાર પાસે મહમ્મદજાન ઉભો રહ્યો છે. તેણે અજીતસિંહને માનપૂર્વક સલામ કરી. સલાબતખાને કહ્યું:– "રાજકુમારને મરિયમ બેગમના રંગમહાલમાં લઇ જા. તેમની હરેક આજ્ઞા તું શિરપર ચઢાવજે."

પછીથી અજીતસિંહ તરફ દૃષ્ટિપાત્ કરીને કહ્યું:—"કાલે પ્રાતઃકાળે પુનઃ હું આપને મળીશ."

"આજે રાત્રે જ મળાશે." કોઇ સ્થાનેથી જાણે કે આ વાકયનો ઉચ્ચાર થયો.

અજીતસિંહે ચમકીને પાછું જોયું. કોઇ સ્ત્રીએ જાણે કે ઉપરોક્ત વાકય ઉચ્ચાર્યું હતું; છતાં તે પોતાની પાસે વૃદ્ધ સલાબતખાન અને મહમ્મદજાન સિવાય બીજા કોઇને જોઇ શકયો નહિ. આ પ્રકારને માટે વિશેષ ચર્ચા કરવી વ્યર્થ છે વિચારી અજીતસિંહ મહમ્મદજાનની સાથે મરિયમ બેગમના રંગમહાલ તરફ જવા લાગ્યો. બન્ને જણામાંથી કોઇએ કોઇની સાથે રસ્તામાં કશી વાતચિત કરી નહિ. અજીતસિંહ અને મહમ્મદજાન દૃષ્ટિમર્યાદાથી દૂર થાય ત્યાં સૂધી વૃદ્ધ સલાબતખાન તેમના તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહ્યો. પછીથી તેણે એક ગાઢ નિશ્વાસ મૂકી પોતાના મહેલમાં પ્રવેશ કર્યો, અને મહેલનું પ્રવેશદ્વાર તેણે અંદરથી બંધ કરી દીધું.

તેણે મકાનમાં જતાં જ ત્યાં હમીદાને જોઇને કહ્યું:—"ત્હેં એમ બોલીને ભૂલ કરી છે—એ ત્હેં ઠીક કર્યું નથી!"

હમીદા ઘણા સમય સુધી વૃદ્ધના મુખ તરફ જોઈ રહી. પછીથી પોતાના મુખને સહન વિકૃત કરીને તેણે કહ્યું:—“ વૃદ્ધાવસ્થા હોવાથી ધીમે ધીમે આપની બુદ્ધિ શુદ્ધિ દૂર થતી હોય એમ જણાય છે! ”

વૃદ્ધ ઉમરાવે આ વાક્યનો કાંઈ પણ ઉત્તર નહિ આપતાં મૃદુ હાસ્ય કર્યું.

# પ્રકરણ ૬ ઠું.

## અદૃશ્ય !

સલાબતખાનના નોકર મહમ્મદજાનની સાથે અજીતસિંહ મરિયમ બેગમના રંગમહાલ તરફ જવા લાગ્યો. પરિત્યક્ત ફત્તેહપુર સિક્રી, નવીન શહેર આગ્રા અને પ્રાચીન શહેર દિલ્હીની આલોચના આપણી આ નવલકથામાં વારંવાર થવાની છે; તેથી આપણને આ ત્રણ મુસલ્માની નગરો—તેમાં વિશેષે કરીને આ ત્રણ સુવિખ્યાત નગરીઓના રંગમહાલનું વર્ણન કરવું આવશ્યક છે; નહિ તો જે પાઠક પાઠિકાઓએ આ ત્રણે નગરો જોયાં નથી તેમને કેટલીક હકીકત સંપૂર્ણ નહિ સમજાય એવી શંકા રહે છે. તેથી જેમ બને તેમ ટૂંકમાં અમે આ ત્રણે નગરોનું વર્ણન કરીએ છીએ.

અકબર બાદશાહની ક્રિશ્ચિયન બેગમ મરિયમનું નામ અદ્યાપિ ઇતિહાસમાં જોવામાં આવે છે. ફત્તેહપુર સિક્રીમાં એ મરિયમ બેગમને માટે અકબરશાહે એક સુંદર રંગમહાલ બંધાવ્યો હતો. અદ્યાપિપર્યન્ત એ રંગમહાલ ભગ્ન નગર ફત્તેહપુર સિક્રીમાં યવન રાજાઓની વિલાસિતા, ગૌરવ તથા સૌન્દર્યનો વિકાસ કરે છે!

મરિયમ બેગમનો રંગમહાલ ફત્તેહપુર સિક્રીના મધ્યભાગમાં આવેલો છે. તેનાથી થોડે દૂર અકબરશાહની બીજી બેગમ જોધબાઇનો મહેલ આવેલો છે. દૂર બિરબલનું મકાન આવેલું છે—તેની પાછળ ફકીર સેલિમશાહની આરસ પત્થરની બનેલી અતુલનીય કબર આવેલી છે. તેની સ્હામે મક્કાની મસજીદની જેવી એક મસજીદ આવેલી છે. તે પોતાના અપૂર્વ સૌન્દર્યનો વિકાસ કરી રહી છે.

શહેરની બીજી તરફ દીવાનેઆમ, જાહિર દરબારગૃહ અને દીવાનેખાસનાં મકાનો આવેલાં છે. એની આજૂબાજૂ અનેક ન્હાનાં મ્હોટાં મકાનો નજરે પડે છે. આ નગરની ચોતરફ ફરતો મજબુત પત્થરોનો કોટ બાંધી લેવામાં આવ્યો છે; પરંતુ આ શોભાપૂર્ણ નગર હમણાં શ્મશાન સમાન સ્થિતિ ભોગવે છે. ફત્તેહપુર સિક્રીમાં ઉપર જણાવ્યા સિવાય બીજું કોઇ માણસ રહેતું નથી!

સમસ્ત નગરમાં અસંખ્ય રસ્તાઓ આવેલા છે. મહમ્મદજાન કેટલાક ન્હાના રસ્તાઓ વટાવીને કરીને એક મ્હોટા મકાન પાસે જઇને ઉભો રહ્યો. એ મકાનની ચારે તરફ ન્હાનો કોટ બાંધી લેવામાં આવ્યો છે. મહમ્મદજાને ત્યાં ઉભા રહીને કહ્યું:—" આજ મરિયમ બેગમસાહેબાનો રંગમહાલ છે."

અજીતસિંહે કહ્યું:—" તું કુંચી આપ. અમે સઘળી વ્યવસ્થા કરી લઇશું."

મહમ્મદજાને રાજકુમારના હાથમાં કુંચી આપીને કહ્યું:—" જો આપને કાંઇ કામકાજ હોય તો—"

અજીતસિંહે કહ્યું:—" મ્હારી સાથે પૂરતાં માણસો છે. તને દુઃખી કરવાની મ્હારી ઇચ્છા નથી. મ્હારાં માણસો કિલ્લાના સિંહદ્વાર આગળ બેઠેલાં છે. મ્હારી તેમને તું અહીં બોલાવી લાવીને ચાલ્યો જા."

મહમ્મદજાન કાંઈ પણ બોલ્યા સિવાય ચાલ્યો ગયો. તે અદૃશ્ય થયો એટલે રાજકુમાર અજીતસિંહ મરિયમ બેગમના રંગમહાલયના દ્વાર પાસે ગયો. તેણે જોયું કે, એ દ્વારને એક મ્હોટું તાળું વાસેલું છે. કુમાર અજીતસિંહે તાળું ઉઘાડી દ્વાર ખુલ્લું કરી રંગમહાલયમાં પ્રવેશ કરી બારી બારણાં ઉઘાડી નાખ્યાં; છતાં અંધકાર હોવાથી તે કોઇ પણ સ્થાન લક્ષ્યપૂર્વક જોઇ શક્યો નહિ. તેણે વિચાર્યું:—"દીપક આવશે એટલું બધું ધ્યાનથી જોઇ શકાશે."

અલ્પકાળમાં જ અજીતસિંહના વીસ ઘોડેસવારો અને બીજા માણસો સઘળો સરસામાન લઇને ત્યાં આવી પહોંચ્યા. કેટલાક માણસોએ મશાલો સળગાવી. ચોતરફ પ્રકાશનો વિસ્તાર થયો. આ સમયે અજીતસિંહે ધ્યાનપૂર્વક જોયું તો તેને માલૂમ પડયું કે, તે જે ઠેકાણે ઉભો હતો ત્યાં મ્હોટો ચૉક હતો. એ ચૉકની ચારે તરફ ફરતી ન્હાની ન્હાની સુંદર ઓરડીઓ હતી. એક ખુણામાં દાદર આવેલો હોઇ તેના પરથી ઉપર જઈ શકાતું હતું. અજીતસિંહે વિચાર્યું:—"ઉપરના માળે બેગમસાહેબા રહેતાં હશે, તથા આ સઘળી ઓરડીઓમાં તેમની બાંદીઓ રહેતી હશે."

મનમાં ને મનમાં સ્મિત હાસ્ય કરીને અજીતસિંહે કહ્યું:—"આજ રાત્રે મરિયમ બીબીના શયનમંદિરમાં હું સૂઇ રહીશ અને મ્હારા સૈનિકો આ ઓરડીઓમાં સૂઇ રહેશે." આમ વિચારી તેણે કહ્યું:—"રઘુવીરસિંહ ! આપણા સઘળા સૈનિકોને આ ન્હાની ઓરડીમાં નિવાસ કરવાની સૂચના કરો. તમે નીચે સૂઇ રહેજો અને હું ઉપર સૂઇ રહીશ."

આ સમયે એક બાજૂએથી મહમ્મદજાને કહ્યું:—"રાજપૂત યોદ્ધા ! જો આજ્ઞા હોય તો ઉપલો માળ સ્વચ્છ કરી આપું."

વૃદ્ધ મહમ્મદજાન અદ્યાપિપર્યન્ત પોતાની પાસે જ ઉભો રહ્યો હશે એમ અજીતસિંહે ધાર્યું નહોતું. તે ચમકીને પાછો ફર્યો. તે કાંઇ બોલવા જતો હતો; પણ બોલી શકયો નહિ. તેણે આત્મસંયમ કરીને કહ્યું:—"ના ના. તમે હવે જાઓ—નહિ તો ઉમરાવ સાહેબને અડચણ વેઠવી પડશે. મ્હારી સાથે ઘણા માણસો છે—તમારી કાંઇ જરૂર નથી."

વૃદ્ધ મહમ્મદજાન સમજી ગયો કે, હવે જો એ સ્થાનનો ત્યાગ કરીને પોતે ચાલ્યો નહિ જાય તો અંતે અજીતસિંહ બળપૂર્વક તેને ત્યાંથી હાંકી કાઢશે. તે કાંઇ પણ બોલ્યા સિવાય ત્યાંથી ચાલ્યો ગયો.

મહમ્મદજાનના વિદાય થયા પછી અજીતસિંહે ઉપર્યુક્ત રાજપૂત યોદ્ધાને ઉદ્દેશીને કહ્યું:—"રઘુવીરસિંહ ! આપણે મરિયમ બેગમના રંગમહાલયમાં રહ્યા છીએ તેથી વૃદ્ધ ઉમરાવ સલાબતખાન નારાજ થયો હોય એમ લાગે છે. એનો નોકર સુદ્ધાં આપણી પાસે જ રહેવાની ઇચ્છા રાખતો હતો. વળી બીજાં પણ કેટલાંક કારણોને લીધે મ્હારા અંતરનો સંદેહ વૃદ્ધિંગત થયો છે."

બીજા સઘળા સૈનિકો અને માણસો તેમને દર્શાવેલી ઓરડીઓમાં ચાલ્યા ગયા હતા. માત્ર રંગમહાલના દ્વાર પાસે ઉભા રહીને અજીતસિંહ તથા રઘુવીરસિંહ આ પ્રમાણે વાતચિત કરતા હતા. રઘુવીરે કહ્યું:—"અહીં એ લોકોના સિવાય બીજું કોઇ રહેતું નથી. આપણી સંખ્યા પણ કાંઇ થોડી નથી. વળી આ મહાલયની આસપાસ ઉંચી દિવાલ આવેલી હોવાથી મ્હને ભય જેવું કાંઈ જણાતું નથી."

અજીતસિંહે કહ્યું:—"હું ભય પામીને આમ કહેતો નથી. રણશૂરા રજપૂતો ભયને સમજતા જ નથી; છતાં વૃદ્ધ ઉમરાવ, તેની દાસી હમીદા અને ગુલામ મહમ્મદજાન આપણું અત્રે આગમન થવાથી કેમ નારાજ થયાં છે તેનો કશો નિર્ણય હું કરી શકતો નથી!"

રઘુવીરઃ—એથી તેઓ નારાજ શા માટે થાય ? આપણી સાથે તેમને કશો સંબંધ નથી. વળી આપણે એવો બંદોબસ્ત કરીને અત્રે આવ્યા છીએ કે, ઉમરાવની સહાયતા સ્વીકારવાની આપણને જરૂર નહિ પડે.

"વૃદ્ધ ઉમરાવ પણ એમ જાણે છે;—છતાં—"

"છતાં આમ શા માટે કરે છે, કેમ ?"

"હા—એના વ્યવહારથી જ મ્હારા અંતરમાં સંદેહ ઉપજ્યો છે."

"શી બાબતનો સંદેહ ઉપજ્યો છે ?"

"એ સંબંધી હમણાં હું કાંઈ કહી શકતો નથી—પ્રથમ આપણે આ મહાલયને બરાબર તપાસી જોઈએ."

આમ કહીને અજીતસિંહે એક દ્વાર ઉઘાડ્યું. રઘુવીરસિંહ દીપક લઈ તેની સાથે જવા લાગ્યો. અંદર પ્રવેશ કરીને અજીતસિંહે કહ્યું:—"ઉમરાવે એમ કહ્યું હતું કે, આ મકાન રહેવા લાયક નથી. આપણને કષ્ટ પડે તેમ છે. આમ છતાં અહીં તો સઘળું વ્યવસ્થિત રીતે ગોઠવી રાખેલું જણાય છે—આપણને બિલ્કુલ હરકત વેઠવી પડે તેમ નથી."

આ ઓરડામાં વિશેષ સરસામાન નહોતો. માત્ર ઓરડાના ખુણામાં એક બે ફુલદાનીઓ પડેલી જોવામાં આવતી હતી. અજીતસિંહે વિસ્મિત બની જઈને કહ્યું:—"રઘુવીરસિંહ ! ઉમરાવે તો એમ કહ્યું હતું; પરંતુ અહીં દરરોજ કોઈ સાફસુફ કરી જતું હોય એમ લાગે છે !"

રઘુવીરસિંહે ગંભીરતા ધારણ કરીને કહ્યું:—"સેનાપતિ !

આપણને ઉમરાવે સઘળી ખોટી હકીકત જ કહી છે. અહીં કોઈ વાસ કરે છે જ."

"કેવી રીતે તમે આવી કલ્પના કરી?"

"જો કોઈ આ મહાલયમાં રહેતું ન હોય તો મહાયલ આટલો સ્વચ્છ રહી શકે જ નહિ."

"ઠીક હવે ચાલો, આપણે ઉપર જઇએ."

બન્ને જણા દાદર ઉપરથી ઉપર ચઢવા લાગ્યા—તો સઘળે સ્થળે તેઓ ઘણી સ્વચ્છતા જોઇ શકયા. અકબરશાહના સમયમાં આ રંગમહાલ જેવો સ્વચ્છ રહેતો હતો તેવો જ સ્વચ્છ અત્યારે પણ છે. રઘુવીરસિંહ બોલી ઉઠયો:—"મ્હેં કહ્યું છે તે કાંઇ ખોટું નથી. આ ઠેકાણે અવસ્ય કોઈ રહે છે જ."

ઉપર એક સુંદર વિશાળ ઓરડામાં એક સુસજ્જિત પલંગ હતો. તેના ઉપર કોમળ મખમલનાં ગાદલાં બિછાવેલાં હતાં. તેની પાસે હાથીદાંતનું એક સુંદર ટેબલ હતું. તેના ઉપર એક સોનાનો પ્યાલો હતો. અદ્યાપિ એ પ્યાલામાં શરબત ભરેલું હતું.

અજીતસિંહ આશ્ચર્ય પામીને બોલી ઉઠ્યો:—"અહીં કોણ રહેતું હશે? એ વાત વૃદ્ધ ઉમરાવ શા માટે છુપાવે છે? વળી પ્યાલો શરબતથી અડધો ભરેલો છે. અહીં રહેનાર માણસ શરબત પીતું પીતું ક્યાં અદ્રસ્ય થઇ ગયું? એ કયી તરફ ગયું? બ્હાર પ્રવેશદ્વારને તો તાળું વાસેલું હતું!"

રઘુવીરસિંહે કહ્યું:—"રાજકુમાર! મ્હને એમ લાગે છે કે, ઉમરાવે આ મહેલમાં કોઈ માણસને છુપાવી રાખેલું હોવું જોઇએ. એ વાત આપણને જણાવવાની તેની ઇચ્છા નથી."

અજીતસિંહ:—જે માણુસ અહીં રહે છે તે કોઇ મ્હોટું રાજવંશી હોવું જોઈએ. નહિ તો તેનું આવું ઉત્તમ બિછાનું તથા આવો સોનાનો પ્યાલો હોઇ શકે નહિ.

રઘુવીરસિંહે પલંગ નીચેથી એક કાંચળી બ્હાર ખેંચી કાઢીને કહ્યું:—"અહીં કોઇ બેગમ સાહેબા રહેતાં હોય એમ મ્હને લાગે છે !"

અજીતસિંહ:—બેગમનો અહીં છુપાઈ રહેવામાં શો હેતુ હશે ?

રઘુવીરસિંહ:—છુપાઇ રહેવાનું માત્ર આપણે માટે છે. મ્હને લાગે છે કે, વૃદ્ધ ઉમરાવ કોઇ રસિલી, ત્રિભુભવનમોહિની સુંદરી સાથે અહીં એકાન્તમાં નિરંતર રતિતાંડવ કરતો હશે. તેણે એક ગુલેગુલાબ માશુકને અહીં લાવીને રાખી હશે ! તેથી જ તેની સમક્ષ જ્યારે આપે આ મહાલયમાં રહેવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી ત્યારે તે મુઝવણમાં પડયો હતો. તેથી જ તે આપની સાથે વાતચિત કરતાં ગભરાઈ ગયો હતો. "

રઘુવીરસિંહનાં વચનો સાંભળી અજીતસિંહ સંતુષ્ટ થઇ શકયો નહિ. વિચારશીલ મુખે તેણે કહ્યું:—" ત્યારે તો આપણે અહીં આવીને એક અબળાને અડચણ કરી છે; એ ઉચિત થયું નથી ! "

" આપણે ક્યાં આ સઘળી હકીકત જાણુતા હતા, અને જાણુતા હોત તો પણ બાદશાહની આજ્ઞાને શિર ઉપર ચઢાવ્યા સિવાય કાંઇ આપણો છુટકો હતો ? " રઘુવીરસિંહે કહ્યું.

" અહીં આટલા બધા મહાલયો હોવા છતાં બાદશાહે આપણને આ રંગમહાલયમાં જ રહેવાની આજ્ઞા કેમ કરી છે એ માટે પણ મ્હારા અંતરમાં અસંખ્ય વિચારો ઉપજે છે ! અજીતસિંહે કહ્યું.

" તેમણે કદાચ એમ સાંભળ્યું હશે કે આ મહાલય રહેવાને માટે વધારે ઠીક થઇ પડે એવો છે. "

"એમ હોવું સંભવિત છે; છતાં રઘુવીરસિંહ! આપણે અત્રે વિશેષ સાવધાનતા રાખવાની જરૂર છે! જો કે તમે કહો છો એમાંની થોડી ઘણી હકીકત કદાચ ખરી પણ હોય; છતાં મ્હારા મનનો સંદેહ દૂર થતો નથી. આ નગરમાં ઉમરાવનાં માણસો સિવાય બીજાં માણસો હોય તો એ ઘણો આશ્ચર્યજનક પ્રકાર જ કહેવાય."

"સત્ય છે; પરંતુ આપ કહો છો એવી સાવધાનતા આપણે રાખીશું તો કાંઇ અડચણ વેઠવી નહિ પડે. સાવધાન મનુષ્યનો વિનાશ થતો નથી.

## પ્રકરણ ૭ મું.

### સ્વપ્નદર્શન કે સત્યદર્શન ?!

ઉપરના અને નીચેના ઓરડાઓ ઘણી સાવધાનતાથી જોઇને બન્ને જણા બહાર આવ્યા. પછીથી હાથમાં દીપક લઇને તેઓ એ મહાલની ચોતરફ ફરી આવ્યા. મહાલલયની ચોતરફ સુંદર બગીચો આવેલો હતો. હમણાં એ સુંદર બગીચાએ જંગલનું સ્વરૂપ ધારણ કર્યું હતું. સઘળી પાષાણમૂર્તિઓ ભાંગી ગઈ હતી. ફુવ્વારાઓ પણ નાશ પામ્યા હતા. અજીતસિંહે કહ્યું:—" રઘુવરસિંહ! જો વૃદ્ધ ઉમરાવે અહીં કદાચ બેગમ રાખી હોય તો બગીચાની આવી દુર્દશા ક્યાંથી થાય ?"

"બાદશાહ અકબરશાહે જે બગીચો નિર્માણ કર્યો છે એનું બરાબર રક્ષણ કરવું એ આ વૃદ્ધ ઉમરાવનું કાર્ય છે કે?" રઘુવીરસિંહે પ્રતિપ્રશ્ન કર્યો.

"અરે, આ ઉમરાવ બગીચાને થોડો ઘણો સ્વચ્છ તો રાખી શકેને ?" અજીતસિંહે કહ્યું.

"અત્રે બીજા લોકો ક્યાં છે કે, આ ઉમરાવ બગીચો સ્વચ્છ રાખી શકે ? આવી વૃદ્ધાવસ્થામાં અત્રે ઉમરાવ સલાબતખાને કોઈ રૂપસુંદરી રાખી હોય એ સંભવિત છે; પરંતુ બગીચો સ્વચ્છ રાખવાથી કદાચ આ મહાલયમાં કોઈ રહે છે એવો કોઇને સંશય આવે એવા ભયથી જ તેમણે બગીચા તરફ લક્ષ્ય આપેલું નહિ હોય."

રઘુવીરસિંહનાં આ વચનોથી અજીતસિંહ સંતુષ્ટ થઇ શકયો નહિ. તેને એમજ લાગતું હતું આ રંગમહાલયમાં બીજું કાંઇ ગુપ્ત રહસ્ય હોવું જોઇએ; પરંતુ એ રહસ્ય શું હોવું જોઇએ તેનો એ કશો નિર્ણય કરી શકતો નથી !

બગીચામાં સંપૂર્ણ તપાસ કરી, પોતાના સૈનિકો પાસે જઇ તેમને સવિશેષ સાવધાન રહેવાનો ઉપદેશ આપી અજીતસિંહે કહ્યું:— "રઘુવીરસિંહ ! તમે નીચેના ઓરડામાં સૂઈ રહો—હું ઉપર જઇને સૂઇ રહું છું."

આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં અજીતસિંહ માળ ઉપર ગયો તથા શય્યા ઉપર જ તેણે પોતાનો શિરપેચ અને વસ્ત્રાદિ મૂક્યું. કમરપટ્ટા સાથે લટકતી તલ્વારને મિયાન બ્હાર કાઢી શય્યા પાસેની જ દિવાલ ઉપર લટકાવી દીધી. પછીથી શય્યામાં સૂતો સૂતો તે વિચારવા લાગ્યો:—"રઘુવરસિંહનાં વચનો ઉપર મ્હને બિલકુલ વિશ્વાસ બેસતો નથી. જો આ મહાલયમાં બેગમ રહેતી હોય તો પછી આ મહાલયને તાળાં મારેલાં ક્યાંથી હોઇ શકે ? ગમે એમ હોય; પરંતુ આજની રાત્રિ કોઇ પણ પ્રકારની ગરબડ ઉપસ્થિત થયા સિવાય પસાર થાય એમ મ્હને લાગતું નથી !"

નોકર આહાર લઇ આવ્યો. અજીતસિંહે આહાર કર્યો. ત્યારપછી ઉઠીને તેણે નોકરને કહ્યું:—"સમસ્ત રાત્રિપર્યન્ત દીપક સળગતો રહે એવો બંદોબસ્ત તું કરતો જજે."

નોકરે ઉત્તર આપ્યો:—"અહીં તેમજ નીચે મ્હેં એવો બંદોબસ્ત પ્રથમથી જ કરી રાખ્યો છે."

"ઠીક ત્યારે હવે તું જા."

નોકર ચાલ્યો ગયો. અજીતસિંહ સૂઇ ગયો. લગભગ અડધા કલાક સૂધી શય્યામાં સૂઇ રહ્યા પછી, ઉઠી બેઠા થઇને તેણે સ્વગત કહ્યું:—"આવી સ્થિતિમાં કાંઇ એકાએક ઉંઘ આવશે નહિ. મ્હારા મનમાં શા માટે સંદેહ ઉપજે છે એ હું સમજી શકતો નથી. રઘુવીરસિંહને તો સહજ પણ સંદેહ ઉપજતો નથી!"

અજીતસિંહે ઉઠી ઉભા થઇ દિવાલ ઉપર લટકાવેલી તલ્વાર લઇને પોતાના ઉશિકા પાસે મૂકી. પછીથી તેણે કહ્યું:—"મ્હેં સાંભળ્યું છે કે, બેગમોના મહાલયમાં અનેક ગુપ્તગૃહો અને ગુપ્તદ્વારો હોય છે. આ ઓરડામાં પણ એવું કોઇ ગુપ્તદ્વાર છે કે કેમ એ પ્રથમ તપાસવાની જરૂર છે."

અજીતસિંહે એ ઓરડાની ચોતરફની દિવાલને લક્ષ્યપૂર્વક તપાસી. કેટલેક ઠેકાણે તેણે લાકડી મારીને દિવાલ પોલી છે કે નહિ તેની તપાસ કરી. સઘળાં બારી બારણાંની પણ બરાબર તપાસ કરી; પરંતુ આ ઓરડામાં એક પણ ગુપ્તદ્વાર હોય એમ તેને લાગ્યું નહિ. પછીથી તે નીચે ગયો તો રઘુવીરસિંહ નાસિકાની ગર્જના કરતો ઉંઘતો હતો. રઘુવીરસિંહની નાસિકાના ધ્વનિ સિવાય એટલામાં અન્ય કોઈ પણ પ્રકારનો ધ્વનિ સાંભળવામાં આવતો નહોતો. ચારે દિશાએ

ભીષણ નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય સ્થાપિત થયેલું હતું. સઘળા સૈનિકો પણ નિદ્રાધીન થઇ ગયા હતા. અજીતસિંહ પુનઃ મેડા ઉપર જઇ પોતાની શય્યામાં સૂઇ ગયો.

થોડા સમય પછી પાછો તે સ્વગત કહેવા લાગ્યો:—"બાદશાહે મ્હને આ મકાનમાં રહેવાને શા માટે મોકલ્યો છે? વળી મ્હને અહીં મોકલવામાં તેમનો શો ઉદ્દેશ છે એ હું પણ જાણતો નથી. તેમણે મ્હને માત્ર એવો હુકમ કર્યો છે કે, 'જાઓ ફત્તેહપુર સિક્રી જઇને ત્યાં પંદર દિવસ રહો. ત્યાં મરિયમ બેગમના રંગમહાલયમાં રહેજો.' અમારો એવો અધઃપાત થયો છે કે, અમે કાંઇ પણ પૂછ્યા સિવાય અત્રે આવ્યા છીએ. કેમ આવ્યા છીએ તે અમે જાણતા નથી. અમે માત્ર એટલુંજ સાંભળ્યું છે કે, પંદર દિવસમાં બાદશાહનો ગમે એવો હુકમ આવશે!"

આવા વિચારોમાં ને વિચારોમાં અજીતસિંહ ક્યારે નિદ્રાધીન થઇ ગયો તેની તેને માહિતી રહી નહિ. જ્યારે તે અતિ મધુર વાદ્ય-ધ્વનિ સાંભળી શક્યો ત્યારે એકાએક તેની નિદ્રાનો ભંગ થયો. પ્રથમ તો તે કાંઇ સમજી શક્યો નહિ. સઘળું જાણે કે સ્વપ્ન—છાયાના જેવું અસ્પષ્ટ સ્વપ્ન હોય એમજ તેને લાગ્યું.

થોડા સમય પછી તે એમ સ્પષ્ટ સમજી શક્યો કે, થોડે દૂર આવેલા કોઇ સ્થળે અતિ સુંદર મનમોહન વાદ્યધ્વનિ થાય છે. એ-સરાજ વાગે છે—એ સાથે નુપુરનો રુમઝુમ રુમઝુમ અવાજ પણ સંભળાય છે. અજીતસિંહ સમજી ગયો કે, કોઇ સ્થળે ગાનતાન ને નૃત્યાદિની ગમ્મત થાય છે.

આ પ્રકાર જાણવામાં આવતાં તેના આશ્ચર્યની સીમા રહી નહિ.

સર્વના કહેવા ઉપર જો વિશ્વાસ રાખવામાં આવે તો આ પરિત્યક્ત શહેરમાં વૃદ્ધ ઉમરાવ અને તેનાં દાસદાસી સિવાય બીજું કોઇ રહેતું નથી. ત્યારે આવું સુંદર ગાનતાન અને નૃત્ય કયાં થાય છે ? વળી પાસે આવેલા કોઇ સ્થળે જ આમ થતું હોય એમ લાગતું હતું. મરિયમ બેગમના રંગમહાલયની પાસે બીજો કોઇ મહાલય આવેલો નહોતો. મરિયમ બેગમના રંગમહાલયને અજીતસિંહે લક્ષ્યપૂર્વક તપાસ્યો હતો; ત્યારે આ મધુર ધ્વનિ કયાંથી આવતો હતો ?

અજીતસિંહે ઉઠવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેણે જોયું કે, પલંગની સાથે જ તેને કોઇએ બાંધી દીધેલો હતો. અજીતસિંહની આવી સ્થિતિ કોણે કરી ? કોણે કયારે આવીને તેને બાંધી દીધો ?! એ ઘણા સમય સુધી તો નિદ્રાધીન રહ્યો નહોતો !

અજીતસિંહ આ પ્રકારથી એટલો વિસ્મિત બની ગયો કે, થોડા સમય સુધી તે હતબુદ્ધિ બની ગયો. તે તેના જીવનમાં આવા સંકટમાં કદાપિ ફસાયો નહોતો. બ્હારનું દ્વાર અંદરથી બંધ હતું; છતાં કોણે તેના શયનમંદિરમાં પ્રવેશ કરી તેને આવી દૃઢતાથી બાંધી દીધો ?!

અજીતસિંહે બંધનમુક્ત થવાનો ઘણો પ્રયત્ન કર્યો; પરંતુ પોતાના પ્રયત્નમાં તે સફળતા મેળવી શકયો નહિ. મુક્ત થવાનો એક પણ ઉપાય નહોતો. તેનામાં હાલવાનું પણ સામર્થ્ય નહોતું. તેથી તે બૂમ પાડીને રઘુવીરસિંહને બોલાવવાનો પ્રયત્ન કરતો હતો એવામાં એકાએક પોતાની સમક્ષ તેણે જે દેખાવ જોયો તેથી તેનો કંઠ રુંધાઇ ગયો ! તેની વાચાશક્તિ જાણે કે ગૂમ થઇ ગઈ ! તે માત્ર પોતાની બંન્ને આંખો ઉઘાડી રાખીને સૂઇ રહ્યો !

અજીતસિંહ શું સ્વપ્ન જોતો હતો ? કોઇ જાણે કે એકાએક તેને

સ્વર્ગના અતુલનીય સૌન્દર્ય અને સુખના નંદનકાનનમાં લઇ ગયું !

સ્હામે વિસ્તૃત ઓરડો આવેલો હતો. ઉપર વિવિધ રંગનાં અનેક ઝુમ્મરો ઝૂલી રહ્યાં હતાં. એમાં દીપકો સળગી રહ્યા હતા. એ દીપકોના પ્રકાશનો ત્યાં સંપૂર્ણ વિસ્તાર થઈ રહેલો જોવામાં આવતો હતો. એક ઝુમ્મરથી બીજા ઝુમ્મર સુધી પુષ્પમાળાઓ ઝૂલી રહી હતી. દિવાલો સાથે મ્હોટા આયનાઓ જડી લીધેલા જોવામાં આવતા હતા.

એક બાજૂએ એક ઉંચું સિંહાસન હતું. એ સિંહાસન ઉપર એક અતુલનીય રૂપવતી યુવતી બેઠેલી હતી. તેનો વેષ અપૂર્વ હતો. તેના સર્વાંગ ઉપર વિવિધ પ્રકારના મૂલ્યવાન્ અલંકારો શોભી રહ્યા હતા. યુવતીનાં વિશાળ લોચન આવેશમય જણાતાં હતાં. આ સુંદરી સ્વર્ગલોકની અપ્સરા જ હોય એવો તેનું સ્વરૂપસૌન્દર્ય જોતાં જ ભાસ થતો હતો ! એને જોતાં જ જીવ ઉન્મત્ત બની જાય તેમ હતો. અજીતસિંહ મંત્રમુગ્ધની માફક વ્યાકુળતાથી આ અતુલનીય સુંદરીના મુખમંડળ તરફ જોઈ રહ્યો ! વિવિધ પ્રકારની સુગંધિથી તેનો જીવ વ્યાકુળ બની ગયો. તેણે જોયું કે સિંહાસની પાસે જ એક ફુવ્વારામાંથી સુગંધિત ગુલાબજળની ધારાઓ ઉડી રહી હતી.

સુંદરીની પાસે નૃત્યગીત થતું હતું. એ સુંદર બાળાઓ મધુર સુરથી સંગીતસુધાનું પાન કરાવતી હતી. અજીતસિંહે બાદશાહના નંદનકાનન તુલ્ય રંગમહાલની વાર્તા માત્ર લોકોને મ્હોંડે જ સાંભળી હતી; કિન્તુ તેણે તેનું પ્રત્યક્ષ દર્શન કદાપિ કર્યું નહોતું. બાદશાહ સિવાય બીજા કોઈ પુરુષને રંગમહાલમાં પ્રવેશ કરવાનો અધિકાર નહોતો. ત્યારે શું અજીતસિંહ ભાગ્યબળના પરિણામે રંગમહાલયમાં જઇ પહોંચ્યો છે ?

તે દિલ્હીમાં નથી તેમજ આગ્રામાં પણ નથી. તે તો પરિત્યક્ત નગર ફત્તેહપુર સિક્રીમાં આવેલો છે, એ વાર્ત્તા તેના સ્મરણમાં છે. એ મરિયમ બેગમના રંગમહાલયમાં સૂઇ રહ્યો છે એ વાર્ત્તા પણ તેને યાદ છે. ત્યારે તે આ ગાનતાનની ગમ્મતમાં ક્યાંથી જઇ પહોંચ્યો ?

જો સિંહાસન ઉપર બેઠેલી અદ્વિતીય સુંદરી વૃદ્ધ ઉમરાવની માશુક હોત તો વૃદ્ધ ઉમરાવ પણ હમણાં અત્રે હાજર હોત. અજીતસિંહ આશ્ચર્યમગ્ન બની ગયો. તેનામાં એક પણ શબ્દ ઉચ્ચારવાની શક્તિ રહી નહિ.

ના,–તે અવશ્ય સ્વપ્ન જુએ છે ! તથાપિ એ જાગ્રત છે એમાં પણ કાંઇ સંદેહ નથી !

## પ્રકરણ ૮ મું.

### મૃત્યુના મુખમાં.

પહેલાં તો તેને જણાયું કે, પોતે જુએ છે. તે સ્વર્ગીય મહેલમાં કોઈ પણ પુરુષ ન હોવો જોઇએ; પરંતુ થોડા વખતમાં જ તેનો તે ભ્રમ દૂર થયો. તે લાવણ્યમયી સુંદરીની પછવાડે મખમલના તકીઆને અઢેલીને એક રાજપૂત યોદ્ધો બેઠેલો હતો. જો કે તેનું મ્હોંડું અજીતસિંહ જોઇ શકતો નહોતો, તો પણ તેના પહેરવેશ ઉપરથી તેણે જાણ્યું કે તે રાજપૂત જ હોવો જોઇએ. તેના માથા ઉપરનો રાજમુકુટ ઉજ્વળતાથી ઝળકી રહ્યો હતો તેથી આ કોઇ સાધા-

રણુ રાજપૂત યોદ્ધો નહિ પણ કોઇ રાજકુમાર જ હોવો જોઇએ એવું તેણે અનુમાન કર્યું.

અજીતસિંહને હવે નવીન જ ચમત્કાર દેખાવા લાગ્યો. તેને દેખાયું કે, તે સુંદરીએ રજપૂત યોદ્ધાનો હાથ પકડયો છે, અને તેની સાથે એ હાસ્યવિનોદ કર્યા કરે છે. રાજપૂત વીર પણ તેની સુંદરતા જોઇ મુગ્ધ બની ગયો છે અને તે એટલો મોહાંધ બની ગયો છે કે તેને બાહ્ય જગતનું બિલ્કુલ ભાન નથી!

થોડા વખતમાં તે સુંદરીએ એક સોનાનો પ્યાલો ઉંચકયો અને તેમાં થોડું મદ્ય નાખી રાજકુમારના મ્હોંડે લગાડયો. રાજપૂત વીર કાંઇ પણ નહિ બોલતાં તે પ્યાલો પી ગયો; પણ બીજી જ પળે તે એકાએક ઉઠીને ઉભો થયો. તેનું શરીર થરથર કંપવા લાગ્યું–નિમિષ માત્રની અંદર તે જમીન ઉપર બેશુદ્ધ થઇને ઢળી પડયો. તરત જ બે દાસીઓ ઉઠી અને તેના શરીર ઉપરથી પોષાક કહાડી નાખવા લાગી!

આવો ભયાનક દેખાવ જોઇ અજીતસિંહની રગેરગનું લોહી ડરી ગયું. દુર્વૃત્તા શયતાનીયત સ્વભાવની ડાકણે અનાયાસે અને અવિચલિત ભાવે રાજપૂત વીરને ઠાર કર્યો! કેવું ભયાનક કૃત્ય! વળી આ યુવાન રાજપૂત કોણ હતો? એવી અજીતસિંહના મનમાં શંકા ઉદ્ભવી. તેને બૂમ પાડી આ ભયાનક બનાવ જાહિર કરવાનું મન થયું; પરંતુ તેનામાં શક્તિ જ કયાં હતી? તેનો કંઠ અને તાળવું સુકાઇ ગયાં– તેની ઇચ્છા હોવા છતાં તે એક પણ શબ્દ બોલી શકયો નહિ!

આ વખતે તેના શરીર ઉપરથી કપડાં કાઢી લેનાર બે દાસીઓએ તે મૃતદેહને જેમ તેમ કરી સામેની ભીંતે ટેકાવી ઉભો રાખ્યો.

તે ભયાવહ મૃતદેહ જોતાં જ અજીતસિંહનાં ગાત્ર ગળી ગયાં. તેનો દેહ પાષાણમય થઇ ગયો. દિલ્હીમાં પ્રત્યેક મંગળવારે બનતા બીષણ બનાવની તેને યાદ થવા લાગી. આ પ્રમાણે જ દરેક મંગળવારે લોકો દિલ્હીના મુખ્ય દરવાજે મૃતદેહ જોતા હતા. આવો જ સુંદર યુવાન અને આવો જ મૃતદેહ! અજીતસિંહે દિલ્હીમાં તે બીષણ દશ્ય જોયું હતું અને તેથી આ મૃતદેહ જોઈ તે દેખાવ પ્રત્યક્ષ દેદીપ્યમાન થઈ આપણી સામે આવ્યો છે કે શું એમ તેને જણાયું. કારણ કે, તે દેખાવમાં અને આ દેખાવમાં બિલકુલ ફરક નહોતો. દિલ્હીના દેખાવમાં અને આ દેખાવમાં ફરક માત્ર એટલો જ હતો કે, તે મૃતદેહ મુખ્ય દરવાજાની ભીંતે ટેકાવી રાખવામાં આવતો અને આ મહાલયની ભીંતે ટેકાવી રાખ્યો હતો!

તો પણ આ પરિત્યક્ત શહેરમાં જનશૂન્ય મહાલની અંદર આ અપ્સરાસ્વરૂપિણી રાક્ષસી આવા હતભાગી યુવાનોને પ્રલોભનથી ફસાવી આખર તેઓની જીંદગીની આવી દશા કરે છે, એ શું આશ્ચર્યજનક નથી? એટલું જ નહિ પણ વધારે આશ્ચર્યજનક વાત તો એ છે કે, કોઇને પણ ખબર ન પડે તેમ આ મૃતદેહોને રાતમાં ને રાતમાં દિલ્લીના દરવાજે મૂકી આવવામાં આવે છે!! કેવી આશ્ચર્યજનક બીષણતા!!! વળી ખૂબીની વાત તો એ છે કે, આ કૃષ્ણ કારસ્થાન કોઇ પણ જાણી શકતું નથી!!!

ત્યારે આજે કયા રાજપૂત વીરને આ વિશ્વાસઘાતી દગાબાજ રમણીએ ઝેર આપી ઠાર કર્યો હોવો જોઇએ? અજીતસિંહે હજી સુધી આ રાજપૂત વીરનું મ્હોંડું જોયું નહોતું, તેથી તેના હૃદયમાં ઉપરોક્ત પ્રશ્ન ઉત્પન્ન થયો. થોડા વખતમાં જ તે મુખ તેને દેખાયું

અને તેના મુખમાંથી એકાએક વિસ્મયતાથી બોલાઇ જવાયું "અરેરે! ઘાત થયો! આ તો ઉદયપુરનો વડિલ રાજકુમાર કુર્મસિંહ!! પોતાના પુત્રનું આવી રીતે ખૂન થયું છે તે વાતની ખબર પડતાં જ મહારાણા પોતાનો પ્રાણ ધારણ કરી શકશે નહિ!"

પરંતુ એકાએક સિંહાસનપર બેઠેલી તે અપ્સરાતુલ્ય સ્ત્રી બોલી ઉઠી:—" રાજપૂત વીર! ત્હારી પણ કાલે આવી–દશા થશે. અમે ફત્તેહપૂરથી કેવી રીતે આ દુરાચારી મૃતદેહને એક રાતમાં જ દિલ્લી લઇ જઇએ છીએ એનો વિચાર કરી જોતાં તને આશ્ચર્ય નથી જણાતું?"

ક્રોધ, ઉદ્વેગ અને વ્યાકુળતાથી અજીતસિંહ સ્તંભિત થઇ ગયો. તે પોતાના હૃદયનું સમસ્ત બળ એકઠું કરી બોલવા જતો હતો કે, " પિશાચિની–રાક્ષસી—"

પરંતુ તેના કંઠમાંથી માત્ર એક અસ્પષ્ટ–અવ્યક્ત શબ્દ બહાર નીકળ્યો. એકાએક તેની આસપાસ અંધકાર ફેલાઇ રહ્યો. શું થયું તે અજીતસિંહ બિલ્કુલ જાણી શકયો નહિ. એક ક્ષણ માત્રની અંદર તે મહેલ–સ્વર્ગીય અપ્સરા–દાસીઓ અને ભયાનક મૃતદેહ–એકાએક અ-લોપ થઇ ગયાં! તેણે ધ્યાનપૂર્વક જોયું તો પોતે સૂતો હતો તે મહે-લની ભીંતો સિવાય બીજું કાંઇ પણ તેને દેખાયું નહિ.

જેમ એકાએક તેને દેખાતો અદ્ભુત દેખાવ બંધ થયો, તેમ તેના શરીરને બાંધેલી દોરીઓ પણ સરસર કરતી છુટી ગઇ અને અદૃશ્ય થઇ ગઇ. "ત્યારે શું આ બધું સ્વપ્ન છે?" એમ કહી અજીતસિંહ પલંગ પરથી નીચે ઉતર્યો. 'નહિ–નહિ, સ્વપ્ન નથી પણ કોઇએ મ્હને દોરીથી સખ્ત રીતે પલંગ સાથે બાંધ્યો હતો; હમણાં જ તેણે દોરી છોડી લીધી.' એમ કહી અજીતસિંહે પોતાની તલ-

વાર હાથમાં લીધી અને તેને મિયાનમાંથી બહાર કાઢી પલંગ નીચે કોણ છે, તે જોવા નીચો વળ્યો.

તેને કાંઇ પણ દેખાયું નહિ. એટલું જ નહિ પણ તે મહેલમાં માણસનું ચિહ્ન કે પડછાયો પણ દેખાયો નહિ. જે દોરીથી તેને આટલો બધો મજબુત રીતે બાંધ્યો હતો, તે દોરી પણ હવામાં મળી ગઈ કે શું ? તે સ્તંભિત અને વિસ્મિત થઇ મંત્રમુગ્ધ માણસની માફક ઉભો રહ્યો. તે મહેલમાં સ્વચ્છ પ્રકાશ પડતો હતો અને પહેલાંની માફક દીવો પણ બળતો હતો.

એકાએક અકસ્માત રીતે ભયસૂચક આર્ત્તનાદથી તે મહેલ ગાજી ઉઠયો. બૂમો ઉપર બૂમો—કોલાહલ અને કરુણારસિક અવાજો સાંભળી તેના લોહીનું પાણી થઇ ગયું. તે નિર્જન શહેરના જનશૂન્ય મહાલયમાં ગંભીર મધ્યરાત્રે ભીતિકારક શબ્દ ભયાનક રાક્ષસીનું વિકાળ સ્વરૂપ ધારણ કરી ચારે બાજુએ તરંગાયિત થવા લાગ્યા. અજીતસિંહ થોડા વખત સૂધી પત્થરની પ્રતિમાની માફક સ્તબ્ધ રહ્યો. આખરે મિયાનમાંથી બહાર કહાડેલી તલવાર હાથમાં લઇ આસ્તે આસ્તે દાદર ઉતરવા લાગ્યો.

દાદરાની નીચે ભયંકર અંધારું છવાઇ રહ્યું હતું. કાંઇ જ દેખાતું નહોતું. તે નાઇલાજ થઇ ગયો. કઇ જગ્યાએ શું થાય છે તેની તેને બિલકુલ સમજણ પડી નહિ. માત્ર બૂમો ઉપર બૂમો સાંભળવામાં આવતી હતી અને તેમાં ભયંકરતાનો સ્પષ્ટ ભાસ થતો હતો. એટલામાં તે અંધકારની અંદરથી કોઈ ભયંકર બૂમો મારતું બહાર નીકળી ગયું. દોડનાર વ્યક્તિ દરવાજા બહાર ગઈ નહોતી; પરંતુ તે દોડે છે એટલું જ માત્ર સમજાતું હતું.

નીચે ચારે બાજૂએ સારી રીતે અજવાળું રહે એવી વ્યવસ્થા અજીતસિંહના નોકરે કરી હતી. પણ આ વખતે તો સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. ત્યારે આ દીવા કોણે બુઝાવી નાખ્યા હોવા જોઇએ? ઉપરના માળપર દીવા સારી રીતે બળે છે, તો પછી ભોંયતળીએ જ કેમ આમ હોવું જોઈએ?

વારું, પણ રઘુવીરસિંહ ક્યાં છે? તેજ બૂમો પાડતો પાડતો બહાર નહિ ગયો હોય? તેના જેવો શૂરવીર આવી દીન–કરુણારસિક વાણિથી બૂમો પાડે એવો ભયંકર દેખાવ તેણે જોયો હશે કે શું? અજીતસિંહ કાંઈ પણ કલ્પના કરી શક્યો નહિ. તે ગાંડાની માફક ચારે બાજૂએ જોવા લાગ્યો; પણ અગાધ અંધકારમાં તેને શું દેખાય એમ હતું? કાંઈ નહિ. તો પણ તેના મનમાં સારી રીતે ખાત્રી થઈ કે, મહેલમાં કોઈ પણ હોવું જોઇએ. કોઇનો દીર્ઘ નિઃશ્વાસ એક ક્ષણ સૂધી તેના સાંભળવામાં આવ્યો. તરતજ તેના હૃદયમાં એક અભૂતપૂર્વ ભીતિએ સંચાર કર્યો. ભય કોને કહે છે, તેની આજ સૂધી અજીતસિંહને ખબર નહોતી; પણ આજે એક અવ્યક્ત ભયાવહ ભીતિથી તેનું હૃદય ભયભીત બની ગયું. તેના માથાપરના વાળ જાણે ઉભા થઇ ગયા હોય એમ તેને જણાયું. તેણે જાણ્યું કે, હું પણ જો આમ અહીં થોડા વધારે વખત ઉભો રહીશ તો મ્હારી પણ રઘુવીરસિંહ જેવી, વિકાળ બૂમો મારવાની સ્થિતિ થશે. તરતજ તે દોડીને મહેલની બહાર નીકળી ગયો—તેનાથી ત્યાં થોભી શકાયું નહિ.

બહાર પણ ઘણી ગરબડ ચાલી રહી હતી. નિદ્રાવસ્થામાં પડેલા સિપાહીઓ રઘુવીરસિંહનો વિકટ આર્ત્તસ્વર સાંભળી ચમકી ઉઠ્યા હતા. જ્યાં જુઓ ત્યાં અંધારૂં! પહેલાં તો તેઓ એક બીજાના નામથી હાંક મારી ઘોંઘાટ કરવા લાગ્યા. શત્રુ કોણ છે, અને મિત્ર

કોણ છે તે તેઓ સમજી શક્યા નહિ. સિપાહીઓના બૂમ બરાડા સાંભળી તબેલામાંના ઘોડાઓ પણ ઉચ્ચ સ્વરે હણહણવા લાગ્યા. અંધારામાં અને ઉંઘના ઘેનમાં સિપાહીઓ ઉઠીને ભટકવા લાગ્યા; તેથી કોણ ક્યાં છે, શું થયું છે, અને આપણને કોણ હાંક મારે છે એ કોઇ સમજી શકયું નહિ. કોઇનામાં કાંઇ પણ જાણવાનું સામર્થ્ય નહોતું. પોતાને સૂતેલા જોઇ શત્રુઓએ છાપો માર્યો હોવો જોઇએ, એમ માની તેઓ પોતાનાં હથિઆરો કાઢી ગાઢ અંધકારમાં અંદરને અંદર લ્હડવા લાગ્યા. આ વખતે શત્રુ કે મિત્ર એ કાંઇ પણ સમજી શકાય તેમ નહોતું. માત્ર તેઓના બૂમ બરાડાથી આખું શહેર ગાજી ઉઠયું હતું.

અજીતસિંહ બૂમો પાડીને વારંવાર પ્રશ્ન કરવા લાગ્યો. "શું થયું છે? શા માટે બૂમ બરાડા પાડો છો?" પણ તેના પ્રશ્નનો ઉત્તર કોણ આપે? કેટલાક વખત પછી બે ચાર સમજુ માણસોએ મશાલો સળગાવી અને મારામારી થતી હતી તે જગ્યાએ તેઓ આવ્યા. મશાલના પ્રકાશથી એક બીજાએ એક બીજાને ઓળખ્યા અને તેઓ શાંત પડયા. અજીતસિંહ તરફ તેમની દૃષ્ટિ ગઇ અને પૂછયું:—"રાજકુમાર ! આ બધું શું છે ?"

અજીતસિંહે કહ્યું:—"હું પણ તમને તેજ પૂછું છું."

મશાલના પ્રકાશથી એક બીજાને ઓળખવાથી બધામાં હોશિયારી આવી. તેઓ બોલ્યાઃ—"ત્યારે આટલી બધી બૂમો કોણ પાડે છે? બૂમ બરાડાથી જ અમારી નિદ્રાનો ભંગ થયો. અમે તો જાણ્યું કે શત્રુઓ આવ્યા છે!"

અજીતસિંહે કહ્યું:—"બહારનો દરવાજો તો અંદરથી બંધ છે,

એટલે આવી સ્થિતિમાં અંદર આવવા માટે દિવાલ ઓળંગવી જોઇએ તે સિવાય અહીં આવી શકાય નહિ."

એક સિપાહી બોલી ઉઠયો:—"હા મહારાજ, કદાચિત્ કોઇ અંદર આવે તો પણ તેનાથી બહાર તો જઇ શકાય તેમ નથી."

"રઘુવીરસિંહ ક્યાં છે ?"

"ક્યાંય દેખાતા નથી. કદાચિત્ અંદર જ હશે."

એક સિપાહીએ કહ્યું:—"રાજકુમાર સાહેબ ! દિવાલ ઓળંગીને કોઇ અંદર આવ્યું છે કે નહિ." તે અમે મશાલના અજવાળાથી શોધી કહાડીએ છીએ. એમ કહી દરેક જણે એકેક મશાલ સળગાવી અને તેઓ ચારે દિશામાં તપાસ કરવાને નીકળી પડયા. એટલામાં અજીતસિંહનો એક નોકર બોલ્યો:—"રાજકુમાર ! અહીં આ કોણ પડયું છે ?"

અજીતસિંહે પોતાના નોકરને મશાલ ઉંચી કરવાનું કહ્યું, મશાલ ઉંચી થતાં જ તેણે જોયું કે, ભીંતની નજીક કોઇ વ્યક્તિ પડેલી છે. તેની પાસે જઇને જોતાં જ તેના મુખમાંથી આશ્ચર્યજનક ઉદ્દગાર નીકળી પડયા: "અરે ! આ તો રઘુવીરસિંહ બેશુદ્ધ થઇને પડયો છે ! જાઓ, જાઓ; જલ્દી પાણી લઇ આવો."

એક નોકર પાણી લાવવા માટે દોડતો ગયો. અજીતસિંહે રઘુવીરસિંહનું માથું પોતાના ખોળામાં લીધું અને પવન નાખી તે તેને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગ્યો. થોડા વખતમાં તેણે જાણ્યું કે, રઘુવીરસિંહને ઘણી સખ્ત મૂર્છા આવી હતી અને તેની દાંતખીલી બેસી ગઇ હતી. વચ્ચે વચ્ચે તે ઘણા જ જોરથી શ્વાસોચ્છ્વાસ લેતો હતો, અજીતસિંહની ખાત્રી થઇ કે, ઘણો જ ભયભીત દેખાવ જોયા સિવાય રઘુવીરસિંહ જેવા બહાદુર શૂરવીર યોદ્ધાની

આવી સ્થિતિ ન થાય. લોહીની નદીઓ "વહેવડાવનારી ભયંકર લડાઇમાં આનંદથી કૂદી પડી પોતાનું શૌર્ય દર્શાવી સર્વને આશ્ચર્યચકિત કરનાર રઘુવીરની માત્ર એક રાતની અંદર જ આવી સ્થિતિ ! નોકરે લાવેલું ઠંડુ પાણી રઘુવીરસિંહના માથા ઉપર તે છાંટવા લાગ્યો. આવી રીતે ઘણો વખત વીતી ગયો તો પણ તે શુદ્ધિમાં આવ્યો નહિ. અજીતસિંહને ચિંતા થવા લાગી. લગભગ એક કલાક પછી રઘુવીરસિંહે એક ગંભીર નિશ્વાસ મૂક્યો—તેણે આસ્તે આસ્તે પોતાની આંખો ઉઘાડી. તે અસ્પષ્ટ સ્વરે બોલ્યો—" હું ક્યાં છું ? "

અજીતસિંહે ઉત્તર આપ્યોઃ—" ડરશો નહિ; જે થયું હોય તે તમે મને સત્વર કહો. "

રઘુવીરસિંહ વિકૃત સ્વરે પાછો બોલ્યોઃ—" મને અહીંથી જલ્દી લઇ જાઓ—જલ્દી—જલ્દી—એક ક્ષણનો પણ વિલંબ કરો નહિ !"



## પ્રકરણ ૯ મું

### પ્રેતપુરી !

રઘુવીરસિંહ કાંઇ બાળક નહોતો કે સ્ત્રી નહોતો. તે એક રાજપૂત યોદ્ધો હતો અને તેના જેવાની અકસ્માત રીતે આવી સ્થિતિ થાય એ નવાઇની વાત હતી. તેની આવી સ્થિતિ થઈ હોય એવું અજીતસિંહે કોઇ પણ દિવસ જોયું નહોતું. ત્યારે શું અજીતસિંહે જોઇ તે જ પૈશાચિક માયા હોવી જોઇએ ? તેને શું પ્રેતપિશાચો એ જ પલંગ સાથે બાંધી રાખ્યો હતો ? તેણે જે સુંદર રમણીને જોઈ અને અંતે

જે ભયજનક હત્યા થતી જોઇ તે બધું શું ભૂતોએ જ કર્યું ? તે વખતના રાજપૂત લોકો ભૂત–પ્રેતને માનતા હતા. પણ અજીતસિંહે કોઇ પણ દિવસ ભૂતનું અસ્તિત્વ માન્યું નહોતું. તેને ભૂત પ્રેતમાં બિલ્કુલ વિશ્વાસ નહોતો; પરંતુ આજે તેણે જે બનાવ જોયો તેનું તથા રઘુવીરસિંહની સ્થિતિનું સૂક્ષ્મ રીતે અવલોકન કર્યા પછી તે ભૂતનું અસ્તિત્વ માનવાને તૈયાર થયો. પોતે જે જોયું હતું તે સ્વપ્ન નહોતું એવી તેની ખાત્રી થઇ. ત્યારે સત્ય રહસ્ય શું હોવું જોઇએ તે જાણવા માટે તેણે ઘણી શોધ કરી જોઇ. જો આ મહાલમાં એકાદ ગુપ્તગૃહ હોત તો શોધ કરવા પછી તેને મળી આવ્યું હોત; પરંતુ તેનું એક પણ ચિહ્ન તેના જાણવામાં આવ્યું નહિ તેથી આ પૈશાચિક માયા–ભૂતાવળ જ હોવી જોઇએ એવો તેને દૃઢ રીતે સંશય ઉપજ્યો, અને રઘુવીરસિંહે કેવો ભયંકર દેખાવ જોયો હતો તે જાણવા માટે તે ઘણો જ ઉત્સુક થઇ ગયો.

રઘુવીરસિંહ હજી સુધી બરાબર શુદ્ધિમાં આવ્યો નહોતો. તે વિકટ અને અસ્પષ્ટ સ્વરે એક સરખો બોલ્યા કરતો હતો કે, “મ્હને અહીંથી એકદમ લઇ જાઓ–આ મહાલયથી દૂર કરો !”

અજીતસિંહ તેને ધીરજ આપીને કહેવા લાગ્યો:–“ તમે શા માટે ડરો છો ? તમને કોની બ્હીક લાગે છે ? રઘુવીરસિંહ, બિલ્કુલ ડરશો નહિ. અમે બધા અહીં ઉભા છીએ. તમારા જેવા વીરનરના મુખમાંથી આવા શબ્દો નીકળે એ ઘણા જ દુઃખની વાત છે.”

એટલામાં શત્રુની શોધમાં ગયેલા સિપાહીઓ પાછા આવ્યા, અને રઘુવીરસિંહની સ્થિતિ જોઇ સ્તંભિત થઇ કાષ્ટ પ્રતિમાની માફક આશ્ચર્યદર્શક મુખમુદ્રાથી અજીતસિંહ તરફ જોવા લાગ્યા. અજીતસિંહે કહ્યું:–

"રઘુવીરસિંહ બેશુદ્ધિમાં છે. તેને ખુલ્લી હવાની જરૂર છે, માટે અમે તેને બહાર લઇ જઇએ છીએ. તમે બધા મહેલના અંદર સશસ્ત્ર થઇને જાઓ. મહેલનો ખૂણે ખૂણો તપાસી જુઓ. જો એકાદ ગુપ્તદ્વાર કિંવા કોઈ માણસ જોવામાં આવે તો તેની ખબર મ્હને તાબડતોબ આપજો. જાઓ, જલ્દી જાઓ; હું અહીં બારણામાં જ ઉભો છું."

તરતજ દશ બાર સિપાહીઓ સળગતી મશાલો સાથે મરિયમના મહાલયમાં દાખલ થયા. કેટલાક લોકો અજીતસિંહની સાથે જ રહ્યા. અજીતસિંહે બાકી રહેલા માણસોને પૂછયું:-"હવે રાત કેટલી બાકી છે?"

આકાશમાં ચમકતા તારા તરફ દૃષ્ટિ કરી એક સિપાહીએ ઉત્તર આપ્યો:-"હવે રાત થોડી જ બાકી છે. સૂર્યોદય થોડા સમયમાં જ થશે."

રાત્રે બનેલા બનાવની ખબર કોઇને પણ નહિ કરવાની અજીતસિંહની ઇચ્છા હતી; તેથી તેણે તે વાત કોઇને કહી નહિ. રઘુવીરસિંહ શો ખુલાસો કરશે તે પણ તેને સમજાયું નહિ. અર્થાત્ તેને કાંઇ કહે તે હકીકત જાહિર કરવી યા ગુપ્ત રાખવી તે વિષે તે કાંઇ પણ નિશ્ચય કરી શકયો નહિ. ગમે તેમ હોય પણ આ બધી બાતમી ગુપ્ત રાખવાની જરૂર છે એમ તેને જણાયું.

તે પોતાના સૈનિકોને ઉદ્દેશીને બોલ્યો:—"તમે સર્વ અહીં પહેરાપર ઉભા રહો. હું રઘુવીરસિંહને સાથે લઇ થોડો વખત બહાર જાઉં છું."

તેણે રઘુવીરસિંહને તેનો હાથ પકડી ઉભો કર્યો. હજી સુધી તેનું શરીર તેના કાબુમાં નહોતું. અજીતસિંહે તેને પોતાના હાથથી મજબુત પકડયો અને તેના શરીરને ટેકો આપી આસ્તે આસ્તે તેને બહાર રસ્તા પર લઈ ગયો. ચારે બાજુએ અંધકાર ફેલાઇ રહ્યો છે. માથા ઉપર નીલાકાશમાં હજારો નક્ષત્રો ચમકી રહ્યાં છે. અહા! કેવો રમણીય-સુન્દર દેખાવ!

અજીતસિંહે મનમાં ને મનમાં વિચાર કર્યો, "રાજપૂત સૈનિકોએ બુમબરાડા પાડી જેવો કોલાહલ મચાવી મૂક્યો, તેવો જ કોલાહલ આ શહેરમાં લોકો હોત તો તેમણે પણ કર્યો હોત, અને ખરેખર તેઓ અહીં દોડી આવ્યા હોત અથવા એ પણ સંભવિત છે કે, કદાચિત્ તેઓ ખાસ કરીને આવ્યા પણ ન હોય ! કોઇ પણ ગુપ્ત જગ્યાએ બેસી રહી અમારી ધાંધળ–ઘોટાળો તો તેઓ જોતા નહિ હોય ! ?"

આ શહેરની ઉત્તર દિશાએ આવેલા મહાલયમાં વૃદ્ધ ઉમરાવ રહે છે. મરિયમ મહાલથી તે જગ્યા ઝાઝી દૂર નહોતી. વળી રાજપૂત સૈનિકો એટલા જોરથી બૂમો મારતા હતા કે, તેમનો તે સ્વર આ ગંભીર અને નિર્જન રાત્રે ખરેખર તેમના સાંભળવામાં આવેલો હોવો જોઇએ. સૈનિકોના વિકટ શબ્દોથી વૃદ્ધ ઉમરાવ અને તેનો વૃદ્ધ નોકર જરૂર જાગ્રત થયેલા હોવા જોઇએ; પરંતુ તેવાં કોઇ પણ જાતનાં ચિહ્નો જોવામાં આવતાં નથી.

આવી રીતે અનેકવિધ સંશયોથી અજીતસિંહનું મન આકુળ-વ્યાકુળ બની ગયું. રઘુવીરસિંહને આ વખતે ત્રાસ આપવો તેને યોગ્ય ન લાગ્યો. તે તેનો હાથ પકડી ઘણા વખત સુધી તે નિર્જન રસ્તા-પર નક્ષત્રમંડિત નીલાકાશની નીચે સુશીતળ હવામાં ફરવા લાગ્યો. માથાને ઠંડા પવનની લહરીઓ લાગવાથી આસ્તે આસ્તે રઘુવીરસિંહ શુદ્ધિમાં આવ્યો અને બોલ્યોઃ—"સેનાપતિસાહેબ, અહીં બેસો."

અજીતસિંહ રસ્તાની બાજૂએ આવેલા એક ખંડેરના ઓટલા પર બેઠો. રઘુવીરથી પણ ઉભા રહી શકાતું નથી; અર્થાત્ તે પણ નીચે બેઠો. ઘણા વખત સૂધી બન્ને જણા કાંઇ બોલ્યા નહિ. ત્યાર પછી ગંભીરમુખે દીર્ઘ નિશ્વાસ મૂકી રઘુવીરસિંહ બોલ્યોઃ—"ભયંકર! ઘણું જ ભયંકર !!"

અજીતસિંહે કહ્યુંઃ—" રઘુવીરસિંહ, એટલું બધું ભયંકર શું હતું? ખરેખર તે અત્યંત ભયાવહ ન હોત તો તમારા જેવો માણુસ આટલો બધો ભયભીત થયો ન હોત, એ હું જાણું છું. હવે જે કાંઇ થયું હોય તે મને સ્પષ્ટ રીતે કહી સંભળાવો."

રઘુવીરસિંહ થોડો વખત ચૂપ રહ્યા પછી બોલ્યોઃ—" શું થયું અને શું જોયું તે બરાબર યાદ આવતું નથી."

અજીતસિંહે કહ્યુંઃ—" શાંત થાઓ, ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી."

વળી થોડો વખત તે બન્ને જણા તે નિર્જન રસ્તાની બાજૂએ ગુપચૂપ બેસી રહ્યા. રઘુવીરસિંહના મનમાં આ વખતે કયા વિચારો ચાલતા હતા, તે કહેવું પણ અશક્ય છે. માત્ર અજીતસિંહ જૂદા જૂદા વિચારોથી અને જૂદા જૂદા સંશયોથી અસ્વસ્થ બની ગયો હતો. તે પચ્ચીસ છવ્વીસ વર્ષનો તરુણ—યુવાન છે. આગ્રાના કિલ્લામાં આવ્યાને તેને માત્ર છ મહિના જ થયા છે. હજી સુધી બાદશાહ, નવ્વાબ, અને ઉમરાવોનાં રહસ્યોની તેને બિલ્કુલ ખબર નથી; એમ કહીએ તો પણ અતિશયોક્તિ કરવા જેવું નથી; અર્થાત્ ફત્તેહપુરમાં આવીને તે જે જે કાંઇ જુએ છે તે બધું તેને આશ્ચર્યજનક જણાયછે. હતું. તે પોતાના મનમાં ને મનમાં હજારો વિચાર કર્યા કરે છે. બાદશાહે તેને શા માટે આ શહેરમાં મોકલ્યો અને મરિયમ બેગમના મહાલમાં જ શા માટે રહેવાનું કહ્યું? બાદશાહને શું આ પશાચિક કાણ્ડની ખબર હતી? કદાચિત્ તેમ હોય તો કયા ઉદ્દેશને લઇને આ ભયંકર જગ્યાએ તેને મોકલવામાં આવ્યો છે? ખરેખર, આમાં કાંઇ ગુપ્ત રહસ્ય હોવું જોઇએ. પણ તેનો ખુલાસો કોણ કરે? એવા એવા અનેક તરંગો તેના મનમાં ઉપજવા લાગ્યા.

આ વખતે રઘુવીર ઘણા નમ્ર અવાજે બોલ્યો:—" અહાહા ! હવે મને સારું જણાય છે; પણ જે કાંઈ જોયું તે કહેતાં મને ઘણો સંકોચ થાય છે. "

" એમાં સંકોચ રાખવાનું કાંઇ કારણ નથી. હું જાણું છું કે કાંઇ પણ ભયંકર બનાવ બન્યા સિવાય તમે આટલા બધા ભયભીત થાઓ નહિ. "

" લગભગ સવાર થવા આવ્યું છે, નહિ ? "

" હા, પૂર્વાકાશ સ્વચ્છ થતું જાય છે. તમને શું દેખાયું તે કહો તો ખરા ? "

" હા, જેટલું યાદ છે, તેટલું કહું છું. કદાચિત તે સાંભળી તમને હસવુ પણ આવશે. "

" કોઈ મૂર્ખ હોય તે હસે. વિવેકી માણસ તો કદાપિ હસે નહિ."

રઘુવીરસિંહ ધીમેથી બોલ્યો:—" ગમે તે હોય, પણ આ મહાલયમાં હવે વધારે વખત રહેવું યોગ્ય નથી."

અજીતસિંહ તો કયારનોય ત્યાં રહેવાને કબૂલ નહોતો. તેણે કહ્યું:—" અહીં રહેવાની બીજી ઘણી સરસ જગ્યાઓ છે, માટે કાલે આપણે બીજે ઠેકાણે રહેવા જઇશું. "

રઘુવીરસિંહ કાંઇ પણ બોલ્યો નહિ. ઘણા વખત સુધી તે સ્તબ્ધપણે બેસી રહ્યો. તેને ગુપચૂપ બેઠેલો જોઈ અજીતસિંહ બોલ્યો:—" તમને કદાચિત્ હમણાં કહેવામાં શ્રમ પડતો હોય તો કાંઈ નહિ. પ્રભાત થવા આવ્યું છે. માટે કાલે નિરાંતે કહેજો."

રઘુવીરસિંહે જવાબ આપ્યો:—" નહિ, રાજકુમાર ! હું જે કાંઈ કહેવાનો છું તે હમણાં જ તમારે સાંભળવાની જરૂર છે; એટલે કાલે

તે વિષે તમારાથી વિચાર કરવાનું બની શકે. મ્હારી વિવેકશક્તિ તો હમણાં તદ્દન નાશ પામી છે.”

અજીતસિંહે ગંભીર મુદ્રાથી કહ્યું:–“રઘુવીરસિંહ, જે કાંઇ બન્યું હોય તે અથથી તે ઇતિ સુધી કહો. તે સાંભળવાની મ્હારી ઘણી ઇચ્છા છે.”

“સાંભળો ત્યારે.”

આમ કહી રઘુવીરસિંહે ગઇ રાત્રે બનેલી હકીકત કહેવાની શુરુઆત કરી. અમે તે જેમની તેમ અહીં ઉતારી લઇએ છીએ.

## પ્રકરણ ૧૦ મું.

### ભયંકર વિભીષિકા.

“આપને ખબર તો છે કે, ફરી ફરીને કાલે હું તદ્દન થાકી ગયો હતો. જમ્યા પછી હું બિછાનામાં સૂતો કે તરત મ્હને ગાઢ નિદ્રા આવી ગઇ. ચારે બાજૂએ ઝગઝગીત દીવાઓ બળતા હતા અને તેનો પ્રકાશ પણ ખુલ્લો પડતો હતો. બધા દરવાજા તથા બારી બારણાં ઘણા જ લક્ષ્યપૂર્વક બંધ કરી હું સૂઈ ગયો. નવી જગ્યામાં સાવધ રહેવું, એમ ધારી નોકરોને મ્હેં આખા મહાલયમાં દીવા સળગાવવાનું કહ્યું હતું અને તેવી રીતે પ્રકાશિત થતા દીવાઓ મ્હેં પણ જોયા હતા.

“કેટલા વખત સુધી હું સૂઇ રહ્યો હતો તેની મ્હને ખબર નથી; પરંતુ એકાએક મ્હારી ઉંઘ ઉડી ગઈ. જોઉં છું તો મ્હારું આખું શરીર પસીનાથી રેબ રેબ થઇ ગયું હતું. એટલું જ નહિ

પણ આખું બિછાનું સુદ્ધાં ઘામથી ભીંજાઇ ગયું હતું. માથા ઉપરના વાળ ટટાર થઇ ગયા હતા. આખું શરીર થરથર કંપતું હતું. શ્વાસોચ્છવાસ લેવાને ઘણો જ શ્રમ પડતો હતો. શું થયું તેની તો પહેલાં બિલકુલ સમજણ પડી નહિ. એટલું જ માત્ર સમજાયું કે, એક ભયજનક ભાવનાથી હું ભાન વગરનો થઇ ગયો છું. મ્હારી આખી જીંદગીમાં આવી સ્થિતિ કોઇ પણ દહાડો થઇ નહોતી.

"આંખો ઉઘાડી સ્પષ્ટ રીતે જોવા જાઉં છું તો ચારે બાજૂ ભયંકર અંધકાર છવાઇ રહ્યો હતો. બત્તીઓ કોણે બુઝાવી નાંખી ? એવો પ્રશ્ન સાહજિક મ્હારા મનમાં ઉત્પન્ન થયો. કારણ કે, બારી બારણાં તથા દરવાજા તો ખુદ મ્હારા હાથે જ મ્હેં બંધ કર્યા હતાં ! અર્થાત્ પવનથી બંધ થઇ જાય એમ તો હતું જ નહિ. બિછાનામાં હું ઉઠીને બેઠો થયો અને તમને મ્હોટેથી હાંક મારવાનો પ્રયત્ન કર્યો, પણ મ્હારા ગળામાંથી બિલકુલ અવાજ નીકળી શકયો નહિ. મ્હને જણાયું કે, મ્હારું ગળું તદ્દન સૂકાઇ ગયું છે.

"માત્ર એટલું સમજાયું કે, આ અંધકારમય ઘરમાં કોઇ પણ જાતનો એક અવ્યક્ત પણ ભયંકર દેખાવ હોવો જોઇએ. તે દેખાવ કેવો હતો એ હું નિશ્ચિત કરી શકયો નહિ. યુદ્ધની અંદર રણક્ષેત્રમાં મૃત્યુના મુખમાં કૂદકો મારવાને હું કદી પણ ડર્યો નથી, તેમજ મ્હારો પ્રાણ જવાના પ્રસંગે વિકમ્પિત થયો નથી, પરંતુ આજે તે અંધકારમાં કાંઇ સ્પષ્ટ જોવામાં નહિ આવ્યું તો પણ મ્હારા શરીરના લોહીનું પાણી થઇ ગયું. ઘરમાં કોણ આવ્યું છે અને કોણ ફરે છે, એ બિલકુલ દેખાતું નહોતું; પણ માત્ર એટલું હું સમજી શકયો કે, કોઇ ભયંકરતા ફર્યા કરે છે; એટલું જ નહિ પણ તેજ-અમૂર્ત ભીતિ–નિર્ભય ભાવથી મ્હારી હત્યા કરવાને માટે આવે છે

અને હું લાકડાના કડકાની માફક પડયો છું–મ્હારામાં આત્મરક્ષણ કરવાનું સહજ પણ સામર્થ્ય નથી એવી મ્હારી પક્કી ખાત્રી થઈ.

આવી સ્થિતિમાં હું કેટલો વખત હતો, એ પણ મને યાદ નથી. મ્હને જણાતું હતું કે, કાળચક્ર અચળ થયું છે–આ ભયંકર રાત્રી હવે પૂરી કરી શકાશે નહિ. મ્હારા પ્રાણની કોઈ પણ હત્યા કરશે. મ્હારા દેહમાં સામર્થ્ય હોવા છતાં જીવનના રક્ષણ માટે એક પણ પ્રયત્ન કરી શકાય તેમ નહોતું. રાજકુમાર ! તે વખતની મ્હારી દુઃખદ સ્થિતિનું વર્ણન કરવું સહેલું નથી ! ”

એક દીર્ઘ નિઃશ્વાસ છોડી રઘુવીરસિંહ ઘણા વખત સુધી ગુપચૂપ બેસી રહ્યો. ત્યાર પછી શરીરપર રુંવાટાં ઉભા થયાં હોય, એમ ધ્રુજી ધીમે ધીમે બોલવા લાગ્યો:–“ ભયંકર–ઘણો જ ભયંકર દેખાવ ! મ્હારી જીંદગીમાં આજ સુધી તેવો દેખાવ મ્હેં અનુભવ્યો–જોયો નથી. એકાએક હું સુતો હતો તે દિવાનખાનાના એક ખુણામાંથી એક અત્યંત સ્પષ્ટ એવો નીલરંગી પ્રકાશ પ્રજ્વલિત થયો અને મ્હારી ઇચ્છા નહિ હોવા છતાં, મ્હારે તે બાજૂએ જોવું પડયું. જોયું તો ગંધકના પ્રકાશની માફક બે દીવાઓ બળતા બળતા મ્હારી આસપાસ ચકરચકર ફરતા હતા. એક વખત તે ઉપર જતા હતા તો બીજી વખત પાછા નીચા આવતા હતા. જાણે કે, ભયંકર દીવાઓની રમત જ થતી હોય એમ જણાતું હતું; પરંતુ એકાએક તે બન્ને દીવાઓ એક જગ્યાએ સ્થિર થઇ ગયા. આસ્તે આસ્તે મ્હેં જાણ્યું કે, આ બન્ને દિવાઓ કોઇ ભયંકર મનુષ્યનાં ચકચકિત નેત્રો જ છે ! તે ભયાવહ નેત્રોનું વર્ણન કરવાનું સામર્થ્ય મ્હારી જીભમાં નથી. ઘણુંજ ભયંકર–ઘણુંજ ભયંકર ! ! ”

આટલું બોલતાં જ રઘુવીરસિંહ કંપી ઉઠયો. થોડા વખત સુધી

તે અવાક્ બેસી રહ્યો. આવી સ્થિતિમાં તેને કોઈ પણ જાતનો પ્રશ્ન કરવો એ યોગ્ય નહોતું એમ સમજી અજીતસિંહ પણ કાંઈ નહિ બોલતાં સ્વસ્થ બેસી રહ્યો.

કેટલાક વખત પછી રઘુવીરસિંહ પુનઃ બોલ્યોઃ—" તે ભયાનક નેત્રો કેટલા વખત સુધી મ્હારી આસપાસ ફરતાં હતાં એ હું સમજી શકયો નહિ; પરંતુ મ્હારો દેહ તે ભયાનક દૃષ્ટિના દર્શનથી આસ્તે આસ્તે જડ જેવો થતો ગયો. અંધકારને લીધે એ નેત્રો કોનાં છે, એ હું સમજી શકયો નહિ, તો પણ એટલું તો જાણ્યું કે આ તો મૂર્ત્તિમંત ભીષણતા જ છે. તેનું વર્ણન થવું શકય નથી. આ જીવનમાં એ અપૂર્વ વિભીષિકા હું કદાપિ વિસરી શકીશ નહિ."

રઘુવીરસિંહ પુનઃ સ્તબ્ધ થયો, પણ અજીતસિંહે આગ્રહથી કહ્યું:—" વારું, ત્યાર પછી શું થયું ?"

રઘુવીરસિંહ મનમાં ને મનમાં શરમાઈ ગયો અને બોલ્યો:— " ત્યાર પછી તે બન્ને નેત્રો મ્હારી આસપાસ એક અસ્પષ્ટ અને ભયાનક આકૃતિ દેખાડવા લાગ્યાં. કેટલાક વખત પછી સહજ વધારે પ્રકાશ પડવા લાગ્યો અને મ્હને સ્પષ્ટ રીતે જણાયું કે, એક ઘણા જ ઉંચા પુરુષનું હાડપિંજર મ્હારી સામે ઉભું છે. તે ભીષણ હાડપિંજરના નેત્રોની બન્ને બખોલોમાં પહેલેથી દેખાતા તે બન્ને સળગતા ગોળાઓ બળતા હતા અને તેના પ્રકાશમાં હાડપિંજરની માંસવિરહિત દાંતની બત્રીશી આગળ આવેલી સ્પષ્ટ રીતે દેખાતી હોવાથી તેની ભયંકરતામાં કાંઇક વિશેષ વધારે થયો હતો !"

આટલું બોલ્યા પછી રઘુવીરસિંહનું આખું શરીર થરથર ધ્રૂજવા લાગ્યું અને તે આગળ બોલી શકયો નહિ. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

અજીતસિંહ પણ ગુપચુપ બેઠા હતા. તેણે ગઇ રાત્રે જે કાંઇ જોયું હતું તે રઘુવીરની દૃષ્ટિએ શું સ્વર્ગતુલ્ય નહોતું ? બે દેખાવોમાં જ આટલો બધો સ્વર્ગ—નરક જેટલો ભેદ !!! અજીતસિંહે પણ જો તે માણસનું હાડપિંજર જોયું હોત તો તે પણ બેશુદ્ધ ન બની ગયો હોત એમ કહેવું એ તો અતિશયોક્તિ ભરેલુંજ લેખાય.

વળી કેટલોક વખત જવા પછી રઘુવીરસિંહ કાંઇક અસ્પષ્ટ સ્વરે બોલવા લાગ્યો:—"ત્યાર પછી તે હાડપિંજરે તેના જીર્ણ હાથ મ્હારા તરફ ફેલાવ્યા. પોતાની ભયાનક આંગળી મ્હારા તરફ કરી હું ક્યાં છું, એમ કોઇને બતાવવા લાગ્યું અને પછી એક ભયસૂચક હાસ્ય કરી પોતાના લાંબાં પગલાં ભરતું તે મ્હારી પાસે આવવા લાગ્યું."

અજીતસિંહ નિશ્ચળ હતો, તો પણ હજારો તર્કવિતર્કોથી તેનું અંતઃકરણ ભરાઈ ગયું. વધારે શું કહીએ, તેનું મજબુત અને સાહસિક હૃદય પણ કેટલાક વખત પછી કંપવા લાગ્યું. એકાએક તે ઉઠીને ઉભો થવા લાગ્યો; પણ જેમ તેમ આત્મસંયમન કરી તે એમનો એમ બેસી રહ્યો.

રઘુવીરસિંહ અતિ મૃદુ અને ક્ષીણ સ્વરે આગળ બોલવા લાગ્યો: "પછી તેણે તેના અસ્થિમય ડાચાંમાંથી હૃદયવિલંબિત જીભ બહાર કહાડી અને પોતાનાં હાડકાં ચાટવા માંડયાં. તે મ્હારા તરફ આવતું જ હતું. મ્હારી લગોલગ આવ્યા પછી તેના ડોળાઓ સૂર્યની માફક પોતાનું પ્રખર તેજ પાડવા લાગ્યા. મ્હારી નજીક આવતાં જ મ્હેં ઘણી જકરુણારસિક—ભયકારક બૂમો પાડવા માંડી. ત્યાર પછી શું બન્યું તે મ્હને યાદ નથી. જ્યારે હું શુદ્ધિમાં આવ્યો ત્યારે આપને અને બધા સૈનિકોને મ્હેં મ્હારી આસપાસ વિંટળાઇને ઉભેલા જોયા."

# પ્રકરણ ૧૧ મું.

## વિચાર.

અજીતસિંહ ઉઠીને ઉભો થયો. તેનું સર્વાંગ રોમાંચિત થઇ ગયું. તે નિશ્ચળ–અચળ ભાવે ઉભેલો હોવાથી ઘણા વખત સૂધી કોઇ પણ જાતની વાત કરવાને સમર્થ થયો નહિ. આવી રીતની ભયાનક વાત તેણે પોતાની જીંદગીમાં કોઇની પાસેથી પણ સાંભળી નહોતી. ઘણું જ ભયંકર વર્ણન ! સાંભળતાં જ હોશકોશ ઉડી ગયા. આખું શરીર થરથર કંપવા લાગ્યું. ખરેખર, આવો દેખાવ એક બે વખત જોતાં જ ગમે તેવા હિમ્મતબહાદરની પણ હિમ્મત ગર્ભગળિત થઇ જાય અને તે સ્વર્ગના રસ્તે પ્રયાણ કરે તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી; પરંતુ રઘુવીરસિંહ ઘણા જ સાહસિક હૃદયનો વીરપુરુષ હોવાને લીધે જ જેમ તેમ કરી જીવતો રહ્યો. માત્ર અજીતસિંહના મુખમાંથી "ભયંકર ! ઘણું જ ભયંકર ! !" એટલા જ શબ્દો જેમ તેમ કરી નીકળ્યા.

રઘુવીરસિંહે કહ્યું:—"સેનાપતિ સાહેબ ! હું ગમે તેવા ભયંકર બનાવથી ડરું એવો નથી એ તો આપ પણ જાણો છો. સાધારણ બ્હીકથી કિંવા સહજ કુંફાટાથી હું ડગમગી જાઉં એવો નથી."

આ વખતે અજીતસિંહ મનમાં વિચાર કર્યા કરતો હતો કે, "મ્હેં ગઇ રાત્રે જે દેખાવ જોયો, તેની હકીકત રઘુવીરસિંહને કહેવી કે નહિ ?" રઘુવીરસિંહ કાંઇ તેના તાબાનો સિપાહી નથી. તે અજીતસિંહના

પિતાના જેટલી ઉમ્મરનો પ્રૌઢ પુરુષ છે, અને તેણે જ અજીત-સિંહની ન્હાનપણથી સેવા કરી છે તથા શિક્ષણ આપ્યું છે. પોતાના પુત્રને આગ્રાના કિલ્લામાં મોકલતી વખતે અજીતસિંહના બાપે રઘુવીર સિંહને જ પસંદ કરી તેની સાથે મોકલ્યો હતો. અર્થાત્ રઘુવીરસિંહ અજીતસિંહના ગુરુસ્થાને કિંવા પિતૃસ્થાને હતો એમ જો કહેવામાં આવે તો તે કાંઇ અતિશયોક્તિ ભરેલું તો નજ કહી શકાય. લોક-દૃષ્ટિએ જોતાં રઘુવીર એક સામાન્ય સિપાહી તો પણ અજીત-સિંહના ભલા-બુરાની કાળજી રાખનાર માત્ર તે એક જ હોવાથી રઘુ-વીરથી તેણે એક પણ વાત ગુપ્ત રાખી નથી. રઘુવીરની સલાહ લીધા સિવાય અજીત કોઇ પણ કામ કરતો નથી. માત્ર ગઇ રાત્રે બનેલી હકીકત જ તેણે આજ રઘુવીરસિંહથી પ્રથમ જ ગુપ્ત રાખી. તેણે ગઇ રાત્રે જે કાંઇ જોયું હતું તે બધું ગુપ્ત રાખ્યું. કોઇને તે વાતનો ઇસારો પણ જણાવ્યો નહિ. આમ ઘણો વખત વિચારમાં નીકળી જવા પછી તે બોલ્યોઃ—"હા, તમે જે કાંઇ જોયું છે તે કદાચિત્ મ્હેં જોયું હોત તો મ્હારી સ્થિતિ તે વખતે કેવી થઇ ગઇ હોત એ હું કહી શકતો નથી. ત્યારે તમે જે કાંઇ જોયું તે બધો ભૂતનો જ ખેલ હોવો જોઇએ એમ તો તમારી ખાત્રી છે કે નહિ?"

રઘુવીરસિંહ એકદમ બોલી ઉઠ્યોઃ—"હા ભુતાવળ વગર બીજું શું હોઇ શકે?"

"કેમ, તમને ડરાવવા માટે બીજો કોઇ માણસ એમ કરી શકે કે નહિ?"

"અસંભવનીય!"

ત્યારે આપણે એક દિવસ વધારે આ મહેલમાં રહીએ અને જોઇએ કે—"

અજીતસિંહને વચમાં જ બોલતાં અટકાવી રઘુવીરસિંહ વ્યગ્રતાથી બોલ્યો:—"નહિ, નહિ; રાજકુમાર એવી ઇચ્છા બિલકુલ કરશો નહિ. જો એકાદ બીજી વખત હું તે હાડપિંજરને જોઇશ તો ગાંડો થઈ જઇશ !"

અજીતસિંહ વિષણ્ણ સ્વરે બોલ્યો:—"તમે જેમ કહો છો તેમ બને ખરું ! હવે પ્રભાત થઇ ગયું છે. ચારે બાજૂએ સ્વચ્છ પ્રકાશ સિવાય બીજું કાંઈ જોવામાં આવતું નથી. ચાલો, આપણે અંદર જઇએ અને એક વાર ફરીથી બધી બાબતની તપાસ કરી જોઇએ."

ઘણી અનિચ્છાએ રઘુવીરસિંહ ઉઠીને ઉભો થયો. તેણે કહ્યું:—"મ્હને બહુ અશક્તિ જણાય છે. થોડા વખત સૂધી હું અહીં જ બેઠો છું. જોઇએ તો આપ જાઓ."

અજીતસિંહ કાંઇ બોલ્યો નહિ. માત્ર તે હસતો હસતો મહાલય તરફ ચાલ્યો ગયો. આ વખતે સૂર્યોદય થઇ ગયો હતો, અને રાત્રે ચારે બાજૂએ પ્રસરેલો અંધકાર નષ્ટ થઈ ગયો હતો. બ્હીવાનું કાંઇ કારણ નહોતું. આ વખતે જેને બ્હીક લાગે તે તદ્દન ડરપોક માણસ હોવો જોઇએ એમજ કહી શકાય એમ અજીતસિંહ મનમાં ને મનમાં કહ્યા કરતો હતો; તો પણ આથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવતું હતું કે તે પણ મનમાં તો ઘણો જ ડરી ગયો હતો. માત્ર પોતાનું દુર્દમનીય હૃદય કેવળ સ્વસામર્થ્યથી જ ટકાવી શક્યો હતો.

તેણે સૈનિકોને ઉદ્દેશીને કહ્યું:—"તમારાથી બની શકે તેટલી ત્વરાથી તમે બધા તૈયાર થાઓ. આપણે બીજા સારા મહાલયમાં રહેવા જવાનું છે." રાત્રિની ભયંકર હકીકતથી સૈનિકો અજ્ઞાત હોવાથી

તેઓ આ હુકમ સાંભળતાં જ આશ્ચર્યચકિત થઇ ગયા. અત્યાર સૂધીમાં તેઓએ કોઇ દિવસ સેનાપતિને સામો પ્રત્યુત્તર આપેલો નહિ હોવાથી તેઓ એક શબ્દ પણ નહિ બોલતાં ગુપચૂપ ત્યાંથી ઉપડવાને માટે તૈયારી કરવા લાગ્યા.

પાછો ફરીથી અજીતસિંહ તે મહેલમાં દાખલ થયો અને ચારે બાજૂએ તપાસ કરી દરેક ભાગને ઘણા જ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો; પરંતુ પોતાના સિવાય બીજું કોઇ આવ્યું હોય એવું એક પણ ચિહ્ન તેના આવ્યું નહિ.

ઉપર નીચેના બધા દરવાજાઓ તથા બારી બારણાં ઉઘાડી નાખવા માટે તેણે માણસોને આજ્ઞા કરી. તરત જ તેના હુકમ મુજબ અમલ થયો અને બધાં બારી બારણાં ઉઘાડી નાખવામાં આવ્યાં.

બહાર ઉદ્યાનમાં આવી એક વૃક્ષ નીચે ઉભો રહી અજીતસિંહ તે રાજવાડાનું નિરીક્ષણ કરવા લાગ્યો. કેવું સુંદર દૃસ્ય! ખરેખર તે એક મનોરમ ચિત્ર હતું. મહેલના માથે એક મ્હોટો સોનાનો કળસ રાખવામાં આવ્યો હતો. તેના ઉપર પણ એક ન્હાનો સફાઇ-દાર કળસ આવેલો હતો અને તેના ઉપર પડતાં સૂર્યકિરણોથી ઘણી સુંદર શોભા જણાતી હતી. અજીતસિંહ ચિંતાયુક્ત ચ્હેરે વિચાર કરવા લાગ્યો. "આ બાગમાં બાદશાહી મહેલની માફક શૃંગારેલો બીજો પણ મહેલ હોવો જોઇએ એમ તો કાંઇ જણાતું નથી. ત્યારે શું હું એમ કહું કે અહીં મેં એક મહેલ જોયો હતો? તો લોકો મ્હને ગાંડામાં તો નહિ ગણી કહાડે? ત્યારે અમે જોયું તે શું? પૈશાચિક લીલા સિવાય તેને બીજું કયું નામ આપી શકાય?"

મિયાનમાંથી તલવાર બહાર કહાડી તે આગળ વધ્યો અને મહેલના પહેલા માળપર જઇ સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરવા લાગ્યો;

પરંતુ ક્યાંય પણ એકાદું ગુપ્તદ્વાર હોય એવાં ચિહ્ન જણાયાં નહિ. ત્યાર પછી તે બીજે માળે ગયો અને ત્યાં તપાસ કરવા લાગ્યો. ત્યાં પણ કાંઈ જણાયું નહિ. આખરે તે કંટાળીને સ્વગત બોલવા લાગ્યો:—"કોઇ પણ જીવતું પ્રાણિ અહીં આવે એવું તો જણાતું જ નથી. અમે બન્નેએ રાત્રે જે કાંઇ જોયું તે પિશાચ કૃત્ય જ હોવું જોઇએ. માનવી સામર્થ્ય આવું હોય નહિ, અથવા અમે જે જોયું તે સ્વપ્ન જ છે અને તેને જ અમે પ્રત્યક્ષ પ્રકાર કહીએ છીએ. ત્યારે જો ભૂત જ હોય તો ઉપરના માળપરથી મ્હેં બાદશાહી મહેલ અને તેમાંનો ભયંકર બનાવ જોયો, તેજ વખતે નીચેના માળપર રઘુવીર બીજી જ જાતનો બીષણ દેખાવ કેમ જોઈ શકે? શું ભૂત માણસનું ખૂન કરીને બતાવે? હજી પણ તે શયતાન રાક્ષસીનાં ભીષણ વાક્યો મ્હારા કાનમાં પ્રતિધ્વનિત થઈ રહ્યાં છે. 'હા, કાલે તારો વારો છે!' નહિ, નહિ, સ્વપ્ન તો ન જ કહી શકાય! ખરેખરી રીતે જોતાં મ્હને મજબૂત પલંગ સાથે બાંધવામાં આવ્યો હતો. અર્થાત્ જો આ સ્વપ્ન હોય તો પિશાચલીલા સિવાય બીજું શું કહી શકાય? માત્ર તેમાં સંશય એટલો જ છે કે, તે ભૂત અમારી બન્નેની નજર સામે જૂદી જૂદી રીતે શા માટે દેખાયું હશે?"

આવી રીતે વિચાર કરતો કરતો અજીતસિંહ બહાર આવ્યો. જુએ છે તો રઘુવીરસિંહ દરવાજા પાસેની ભીંતની છાયામાં બેઠો હતો અને મહમ્મદજાન તેની નજીક ઉભો હતો. તે બન્નેને એક ઠેકાણે જોઇ અજીતસિંહ મનમાં વિચાર કરવા લાગ્યો, "રઘુવીરે આને રાતની વાત કહી તો નહિ હોય? મ્હને લાગે છે કે, આ વખતે તેને કાંઇ પણ કહેવું ન જોઇએ."

અજીતે રઘુવીરસિંહના મ્હોં તરફ જોયું. રઘુવીરના ચહેરાપર

હમણાં કાંઈક તેજ આવી હતી–તે બરાબર શુદ્ધિમાં પણ આવ્યો હતો. અજીતસિંહ નજીક આવતાં જ વૃદ્ધ મહમ્મદજાન સંમાનપૂર્વક બોલ્યો:—"ઉમરાવ સાહેબે મને આપની પાસે મોકલ્યો છે. હુજૂર, ગુલામને કાંઇ હુકમ હોય તો બંદો હાજર છે."

રઘુવીરના ચહેરાપરથી અજીતે જાણ્યું કે, ગઇ રાતનો બનાવ તેણે કોઇને પણ કહ્યો નથી. તો પણ તેનું મન નિશ્ચિત નહિ હોવાને લીધે તેણે મહમ્મદજાનને કહ્યું, "તું જા, હું હમણાં જ ઉમરાવસાહેબ પાસે આવું છું."

વૃદ્ધ નોકર સલામ કરી ત્યાંથી ચાલ્યો ગયો. તેના ચ્હેરા ઉપરથી જ અજીત સમજી ગયો કે, રાત્રિના ભીષણ પરંતુ ગુપ્ત બનાવની કોઇને ખબર નથી. યદા કદાચિત્ કોઈ છુપાઈ રહેલા માણસનું આ કામ હોત અથવા હોય તો તેમાં આ વૃદ્ધ નોકરનો પણ હાથ હોવો જોઇએ; પરંતુ ઉમરાવ કિંવા તેના આ નોકરમાંથી કોઇને પણ આ બાબતની ખબર પડી નથી તે પરથી તો આ મહેલમાં કોઇ છુપાઇ રહ્યું હોય એમ સંભવ રહેતો નથી. આવા ઘણા વિચારો કર્યા પછી આખરે અજીતસિંહે નિશ્ચય કર્યો કે, "મ્હેં અને રઘુવીરે જે કાંઇ જોયું તે સ્વપ્ન જ હતું. ત્યારે આવી સ્થિતિમાં રજવાડો છોડી બીજે કયાંય જવું એ શું યોગ્ય ગણાય કે? રઘુવીર તો અહીં એક રાત પણ રહેવા કબૂલ નથી!" ખરી રીતે જોતાં અજીતસિંહના મનમાં એક રાત વધારે અત્રે રહેવાનું હતું અને તેવો જ બનાવ ફરીથી બને છે કે નહિ, તે જોવાનો તેનો વિચાર હતો. પણ પાછું તેનું મન તેને કહેતું હતું કે, "કદાચિત્ પાછો પૂર્વવત્ બનાવ બને તો અજ્ઞાનાવસ્થામાં જ ભયંકર પ્રાણહારક વિષ ખાઇને મરવું પડશે. આવી રીતે મરવાની કાંઇ આપણી ઇચ્છા નથી. નહિ, સંશયી હૃદયથી કોઈ પણ સાહસિક કામ કરવું

યોગ્ય નથી. રઘુવીરનો શબ્દ મ્હેં કોઈ દિવસે અમાન્ય કર્યો નથી અને આજ પણ અમાન્ય કરવો નથી."

એમ વિચાર કર્યા પછી તે ઉમરાવસાહેબને મળ્યો. પહેલાંની માફક જ અત્યારે તે અર્ધમીંચેલાં નેત્રોએ તકીઆને અઢેલીને બેઠો હતો. ઉમરાવ એટલો તો હોશિયાર હતો કે, તેના ચહેરા-પરથી તેના મનની વાત કોઇ કળી શકે એ અશક્ય જ હતું. તેનો ચ્હેરો હમ્મેશાં શાંત અને વિશિષ્ટભાવરહિત હતો. રાજકુમારને જોતાં જ સંદેહથી સહજ જરા ઉઠીને તેણે કહ્યું, "મિજાજે શરીફ ?"

કુમારે કહ્યું:—"અમે બધા ખુશીમાં છીએ. આપના અપૂર્વ આદરસત્કારથી અમે આપના હમ્મેશાંને માટે અહેસાનમંદ થયા છીએ: તો પણ આપની સાથે થોડી ઘણી વાતચિત કરવાની મ્હારી ઇચ્છા છે."

વૃદ્ધ ઉમરાવ વ્યગ્રતાથી એકદમ બોલી ઉઠયો:—"શો હુકમ છે ?"

કુમારે કહ્યું:—"અમે અમારી બાબતમાં હવે આપને તસ્દી આપવા ઇચ્છતા નથી. અમારા સૈનિકોને મરિયમમહેલમાં રહેવાને ગમતું નથી. આપે કહ્યું હતું, તે જ ખરું છે. તે મહાલય એટલો બધા રહેવા યોગ્ય નથી."

"રાજકુમારની જ્યાં રહેવાની ઇચ્છા હોય ત્યાં—"

"આપને એટલી બધી તસ્દી લેવાની જરૂર નથી. ઘણાખરા રજવાડા ખુલ્લા જ છે, એટલે તેમાંથી એકાદ પસંદ કરી લઇશું."

વૃદ્ધ ઉમરાવનો ચહેરો એક ક્ષણ સુધી કાળા ઠીકરા જેવો થઇ ગયો; પરંતુ તે ચાણાક્ષ—જમાનાના ખાધેલ ઉમરાવે તેમાં પરિવર્ત્તન કરી કહ્યું:—"તમે કહોછો, તે ખરું છે; પણ—"

"અમારાથી થઇ શકતી બાબતમાં અમે તમને બિલકુલ

એમ પડવા દઇશું નહિ. અમે તે શોધીને પસંદ કરી લઇશું." એમ કહી વૃદ્ધ ઉમરાવ તેને ઉત્તર આપે તે પહેલાં જ અજીતસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. ઉમરાવ સલામતખાન તેના તરફ એક તિરસ્કારપૂર્ણ દૃષ્ટિ ફેંકી ઘણા જ ગંભીર વિચારમાં નિમગ્ન થઇ ગયો.

## પ્રકરણ ૧૨ મું.

### નવી જગ્યા.

અજીતસિંહે મનમાં ને મનમાં નિશ્ચય કર્યો કે, વૃદ્ધ ઉમરાવને કાંઇ પણ હકીકત કહેવી નહિ અને પોતાને જે જગ્યા જોઇએ તે પોતે જ શોધી લેવી. તે મનમાં બોલ્યો:–" રઘુવીરસિંહ ગમે તેમ કહે, પણ આ કપટી વૃદ્ધ ઉમરાવ અમારાથી કાંઈ પણ છુપાવી રાખે છે એમાં તો કોઇ જાતનો સંશય નથી. તેના બોલવા પર વિશ્વાસ રાખવો કામનો નથી. આ ફત્તેહપૂર સિક્રીમાં એકાદ મહા ભયંકર કારસ્થાન ચાલે છે અને તેનાં ઘણાંખરાં સૂત્રો આ ઉમરાવના જ હાથમાં હોવાં જોઇએ. માત્ર તે કારસ્થાન શા માટે કરવામાં આવે છે તેની જ મ્હને ખબર નથી. કારણ કે, મ્હારામાં તે બાબતની ખટપટ કરવાનું સામર્થ્ય નથી."

અજીતસિંહે ફત્તેહપૂર સિક્રી પહેલાં કદાપિ જોયું નહોતું. કાલની રાત્રિ સુધી શહેર જોવાની તેને એટલી બધી આવશ્યકતા જણાઇ નહોતી. પણ આજે તો જૂદો જ ચમત્કાર થવાને લીધે આખું શહેર ફરીને જોવાનો તેણે નિશ્ચય કર્યો અને તેટલા જ માટે ઉમરાવને ત્યાંથી

એકદમ તે બહાર નીકળી પડયો. બહાર આવીને જુએ છે તો ઉમરાવનું ઘર શહેરના એક છેડાપર આવેલું હતું અને તેની આસપાસ એક પણ ઘર નહોતું. ઋષિમુનિઓને પસંદ પડે તેવો તે એકાંતવાસ હોવાને લીધે ઉમરાવ માટે પોતાના મનમાં કાંઇ પણ ખરાબ કલ્પના કરવી એ મહાપાપ જેવી વાત છે, એમ દરેક જણને પાકી ખાત્રી હતી અને કેટલાક અંશે તે વાત ખરી પણ હતી એમ આગળ ઉપર જણાઇ આવશે.

શહેરના ઉત્તર ભાગમાં લાંબે બાદશાહનો એક ભવ્ય અને સુંદર મહેલ આવેલો હતો. તેમાં પહેલાં દિવાને–આમ, પછી દિવાને–ખાસ અને તેની પછવાડે જૂદાં જૂદાં ઉત્તમોત્તમ દિવાનખાનાંઓ આવેલાં હતાં. અકબર બાદશાહ ઘણું ખરું આ મહેલમાં જ રહેતા હતા; પરંતુ રાતે જે બેગમને ત્યાં જવાની ઇચ્છા હોય તે બેગમ માટે બાંધેલા સ્વતંત્ર મહેલમાં તે જતા હતા. અજીતસિંહ એક મહેલ પછી બીજો મહેલ, એક ઇમારત પછી બીજી ઇમારત એમ એક પછી એક જોતો જોતો આગળ ચાલ્યો. તેણે દરેક ઇમારત ખાલી પડેલી જોઈ. કોઇ પણ ઇમારતમાં બિલકુલ સામાન જોયો નહિ તેમજ વસતિનું એક પણ ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. ઘણાં વર્ષોથી સંભાળ નહિ લેવાને લીધે જ્યાં ત્યાં ધૂળ છવાઇ રહી હતી. એ ચાર વર્ષમાં કોઇએ ત્યાં પગ મૂકયો હોય એમ જણાતું નહોતું. ઘણી ખરી ઇમારતો જોયા પછી તે બાદશાહના મુખ્ય મહેલ પાસે આવી પહોંચ્યો. ત્યાં પણ જ્યાં હાથ લગાડે ત્યાં ધૂળ ચોંટી આવતી હતી; છતાં તેણે તેજ મહેલ પોતાને રહેવાને માટે પસંદ કર્યો. તેણે મનમાં ને મનમાં વિચાર્યું: “ મરિયમ બીબીનો મહાલય જોતાં જ જણાયું હતું કે, તેમાં કોઇ રહેતું હોય યા નહિ રહેતું હોય તો પણ તે ઝાડીઝુડીને સાફ કરેલો હતો; પરંતુ આ

મહાલયમાં તો તેવું કાંઇ જોવામાં આવતું નથી. વળી જગ્યા પણ ઘણી વિશાળ છે એટલે અહીં રહેવાનું રાખીએ તેજ સારું."

તરતજ તે મરિયમ મહાલયમાં આવ્યો અને પોતાના સૈનિકો આગળ બાદશાહના મહાલયમાં રહેવા જવાનો પોતાનો નિશ્ચય જાહિર કર્યો, અને ત્યાં જઈ ખાવા પીવાની દરેક તૈયારી કરવાની તેમને આજ્ઞા આપી. પછી રઘુવીરસિંહને ઉદ્દેશીને કહ્યું:–"હું શહેરની અંદર ફરવા જાઉં છું, તમારી આવવાની ઇચ્છા છે?"

રઘુવીરસિંહે કહ્યું:—"મ્હારી તબીયત હમણાં બરાબર નથી, એટલે ન્હાઇ ધોઇ થોડો નાસ્તો પાણી કરી જરા આરામ લેવાની મરજી છે."

અજીતસિંહ કાંઈ નહિ બોલતાં ગુપચૂપ બહાર ચાલ્યો ગયો અને તેણે શહેરના એક છેડાથી બીજા છેડા સુધી ફરી બધી ઇમારતો, સમાધિમંદિરો અને મસ્જીદો જોઇ, પરંતુ ક્યાંય પણ મનુષ્યવસતિનું ચિહ્ન તેના જોવામાં આવ્યું નહિ. આખું મહાન્ સુંદર શહેર નિર્જન થઇને પડયું હતું. એક જગ્યાએ એક સુંદર પ્રશસ્ત ઇમારતના ધૂળથી ભરેલા ઓટલા ઉપર ઉભો રહી અજીતસિંહ આસપાસનું અવલોકન કરવા લાગ્યો તો લાંબે–ઘણે જ દૂર એક ન્હાનું ગામ હોય એમ તેને દેખાયું. બાકી ચારે બાજૂએ ખુલ્લું મયદાન, ઝાડીઓ કિંવા ખડેરો સિવાય બીજું કાંઇ જ નહોતું. મનુષ્યનું તો નામનિશાન જ નહોતું.

આવી રીતે તે ફરતો હતો એટલામાં પીરસ્થાનનો વૃદ્ધ મુલ્લાં ત્યાં આવી પહોંચ્યો અને અજીતસિંહને સલામ કરી બોલ્યો:–"રાજકુમાર, મ્હેં સાંભળ્યું છે કે, કાલ રાત્રે જ આપ અહીં આવ્યા છો."

"તમને કોણે કહ્યું?"

"ઉમરાવ સઆદતખાને તેમના એક માણસને મ્હારી પાસે મોકલ્યો હતો. બાદશાહનો પત્ર અમને શિરસાવંદ્ય હોવાથી અહીં એકાન્ત સુખનો લાભ લેનાર અમે બન્ને જણા આપની ખાતર બરદાસ્ત કરવાને બંધાયલા છીએ."

"આપને અહીં ગમે છે? માણસનું તો નામનિશાન પણ જણાતું નથી."

"તેમાં આપણો શું ઈલાજ? જેવી ખુદાની મરજી!"

"આપ અને ઉમરાવ સિવાય આ શહેરમાં બીજું કોઇ માણસ નથી?"

"છે. ઉમરાવ સાહેબનો નોકર મહમ્મદજાન અને તેમની દાસી હમીદા."

"આપની પાસે કોઇ નોકર નથી?"

"રાજકુમાર! હું તો ફકીર માણસ! મને નોકરની શી જરૂર પડે?"

"આપના ખાવા પીવાની વ્યવસ્થા કોણ કરે છે?"

"મ્હારાથી બની શકે તેટલા પદાર્થો હું પોતે જ બનાવીને જમું છું. મહમ્મદજાન ગામમાંથી સીધું-સામાન લાવી આપે છે અને મહિનામાં એક વખત બાદશાહ પણ મેહેરબાની કરી ઘણો ખરો સામાન મોકલાવી દે છે. અર્થાત્ મ્હને કોઇ જાતનો અભાવ નથી અને હું અહીં ઘણા જ સુખમાં રહું છું."

"ફકીરસાહેબ, તમને એક પ્રશ્ન પૂછવાની મ્હારી ઇચ્છા છે."

"વાહ! બેલાશક પૂછો. આ આજ્ઞાંકિત આપના પ્રશ્નનો બની શકે તેટલો સ્પષ્ટ ઉત્તર જ આપશે, એવી ખાત્રી રાખજે."

" મ્હને એટલું બધું માન આપવાની જરૂર નથી. હું તો એક સાધારણ માણસ છું એટલે આપના જેવાની અમારા પર કૃપાદૃષ્ટિ હોય એજ અમારાં મહા ભાગ્ય."

" આપ મ્હને શું પૂછવા ઇચ્છો છો ?"

" હું એમ પૂછું છું કે, આ શહેર તદ્દન જનશૂન્ય થઇને પડેલું છે: તેથી કોઇએ અહીં ભૂતના ચાળા જોયા હોય એવું તમારા સાંભળવામાં આવ્યું છે ? "

ફકીર ઘણા જ વિસ્મયથી રજપૂત વીરના ચહેરા તરફ જોઇને બોલ્યો:—" નહિ. ભૂત જેવું કાંઈ હું જાણતો જ નથી, પણ આપના જોવામાં તેવું કાંઇ આવ્યું છે કે શું ? "

" હા, કાલે અમે મરિયમબીબીના મહેલમાં ઉતર્યા હતા: કારણ કે બાદશાહની તેવી આજ્ઞા હતી. "

" કોની, બાદશાહની ? શા માટે ? "

" તેની મ્હને ખબર નથી. કદાચિત્ બાદશાહના મનની આ લહેર પણ હોય ? બીજો હુકમ આવે ત્યાં સુધી અમારે અહીં જ રહેવું પડશે. "

" બાદશાહે શા માટે તમને આ જનશૂન્ય શહેરમાં મોકલ્યા છે ? આ શહેર આપના જેવા રાજવંશીઓને રહેવા માટે યોગ્ય નથી. હું તો વૃદ્ધ છું અને તેમાં પણ વળી ફકીર છું એટલે આવા એકાંત સ્થળે રહી ખુદાનું સ્મરણ કરવાની ઇચ્છા થાય એ સ્વાભાવિક છે અને તેથી જ મ્હેં આ જગ્યા પસંદ કરી છે. વૃદ્ધ સલાબતખાનની પણ મ્હારા જેવી જ સ્થિતિ છે. વારૂં, પણ બાદશાહે આપને અહીં શા માટે મોકલ્યા છે ? "

" તેની મને બિલકુલ ખબર નથી. ! "

વૃદ્ધ ફકીર મૃદુ હાસ્ય કરીને બોલ્યો:—"હા, આપ કહો છો તેમજ બાદશાહના મનની લહેર પણ હોઇ શકે. વારૂં, ગમે તેમ હોય; આપણે તે સાથે શું કામ છે? પણ આપ ભૂત વિષે શું કહેતા હતા?"

"અમારો એક માણસ રાતે એક ઘણો જ ભયંકર દેખાવ જોવાને લીધે ભયભીત થઇ ગયો અને એકાએક ઉંઘમાંથી જાગી ઉઠ્યો તે કહે છે કે, મ્હેં એક ભુત જોયું; પરંતુ હું તો એમ ધારૂં છું કે તેણે એકાદ સ્વપ્ન જ જોયું હોવું જોઇએ."

વૃદ્ધ ફકીર વ્યગ્રતાથી બોલ્યો:—"તેમાં સંશય જેવું શું છે? તેવા વિચાર લાવવાની પણ જરૂર નથી. ન્હાનપણથી—લગભગ સીત્તેર વર્ષ થયાં હું આ શહેરમાં રહું છું; પરંતુ મ્હારા જોવામાં કે સાંભળવામાં આવી વાત આવી નથી. ખરેખર, આપ એક મૂર્ખ માણુસના કહેવા પર વિશ્વાસ રાખી રજવાડો છોડી જાઓ છો: કેમ ખરૂં કે નહિ?"

અજીતસિંહ જેવા વીરનરને લજ્જિત કરવા માટે આ સિવાય બીજા પ્રશ્નની આવશ્યકતા નહોતી, અને ખરેખર બન્યું પણ તેમજ. અજીતસિંહનો ચહેરો સંકોચથી આરક્ત થઇ ગયો. ઘણા વખત સુધી તે પ્રત્યુત્તર આપી શક્યો નહિ. પછી આસ્તે આસ્તે બોલવા લાગ્યો:— "હજી સૂધી કાંઇ જગ્યા બદલવાનું નક્કી કર્યું નથી; પણ—"

"રાજકુમાર, આપને અહીં ઉભા રહ્યાને ઘણો વખત થયો છે એટલે આપનો વધારે વખત રોકવાને હું ઇચ્છતો નથી. વળી મ્હારૂં મન પણ એમ સાક્ષી પૂરે છે કે, આપની અને મ્હારી મુલાકાત પાછી એક વાર થશે."

"હા, જરૂર—મુલાકાત થશે જ."

એમ કહી અજીતસિંહે ફકીરને જવા માટે રજા આપી. મુલ્લાં

પણ પોતાના નિવાસસ્થાનમાં ચાલ્યો ગયો. અજીતસિંહે જોયું કે તેનું નિવાસસ્થાન એ એક ન્હાની ઝુંપડી હતી. સલિમ ફકીરની સુંદર આરસપત્થરની કબરની પછવાડે તે ઝુંપડી બાંધેલી હોવાથી ગુરૂ-શિષ્યભાવ સ્પષ્ટ રીતે દેખાઇ આવતો હતો.

અજીતસિંહ જતાં જતાં વિચાર કરવા લાગ્યો:—"આ ઠેકાણે એકાદ ગુપ્ત કારસ્થાન ચાલુ હોય તો તેની આ વૃદ્ધ ફકીરને બિલકુલ ખબર નહિ હોવી જોઇએ; કારણ કે કપટી સલાબતખાને પોતાના અહીં રહેવાનો હેતુ આને સમજાવ્યો હોય એમ જણાતું નથી; અર્થાત્ અહીં જો કોઇ માણસ છુપાઇ રહ્યો હોય તો તેની પણ આ વૃદ્ધ ફકીરને ખબર પડે એમ તો છે જ નહિ."

ત્યાર પછી અજીત એક સુંદર સફેદ સંગેમરમરના પત્થરથી બનેલી મસજીદમાં ગયો અને ઘણા વખત સુધી તેના સૌંદર્યનું નિરીક્ષણ કરી બોલ્યો:—"પ્રજાનું કેટલું બધું લોહી ચુસીને આ અલૌકિક ઇમારત બનાવી હશે, એનો કોણ જવાબ આપી શકે એમ છે? આ કામમાં કેટલા બધા દ્રવ્યનો ધૂમાડો થઈ ગયો હશે તે સમજવું પણ સહેલું નથી; વળી વિશેષ અફસોસની વાત તો એ છે કે, આ ઇમારતનો કાંઈ ઉપયોગ થતો નથી! ઇમારત નિર્જન થઇને પડી રહી છે! માત્ર વૃદ્ધ ફકીર સિવાય મસજીદની અંદર નિમાજ પઢનાર બીજો એક પણ ભક્ત નથી, એ આવી મહાન્ આલીશાન મહેલ જેવી મસજીદનું દુર્દૈવ કે બીજું કાંઈ?"

ઘણા વખત સુધી ત્યાં ઉભા રહ્યા પછી અજીતસિંહ મુખ્ય દરવાજા તરફ વળ્યો. તે દરવાજા પર ફારસી ભાષામાં નીચે પ્રમાણે લેખ કોતરેલો હતો:—

"જૂદા જૂદા દેશોમાં વિજય મેળવી કીર્તિસ્તંભરૂપ આ દરવાજો મહા પરાક્રમી અકબર બાદશાહે બાંધ્યો છે."

અજીતસિંહ મનમાં ને મનમાં બોલ્યો:—"શું આ કીર્ત્તિસ્તંભને લીધે પોતાની નામના આખા જગતમાં ફેલાશે એમ અકબર બાદશાહ ધારતો હતો ? અરે ! પણ આ શું જોવામાં આવે છે ? અહીં એક પક્ષી પણ ફરકતું દેખાતું નથી ! !"

પરંતુ એકાએક તે ચમક્યો. ક્યાંયથી મધુર સંગીતનો સ્વર આવતો તેણે સાંભળ્યો. ગાયન ઘણું જ મધુર અને મિષ્ટ હતું. પહેલાં તો આ કોઇ સ્ત્રીના કંઠનો અવાજ હોવો જોઇએ એમ તેણે ધાર્યું. પણ વધારે ધ્યાનપૂર્વક તપાસ કર્યા પછી તેને જણાયું કે, આ કાંઇ રમણીકંઠનો અવાજ નથી; પણ કોઇ મધુર અવાજનો ગવૈયો જ ગાયન ગાય છે. તેના મનમાં સાહજિક જ પ્રશ્ન ઉત્પન્ન થયો:—"ત્યારે શું આ શહેર દેખાય છે તેવું જ ઉજ્જડ હશે ? અહીં ઉમરાવ, ફકીર અને તેના નોકર સિવાય બીજું કોઇ તો રહેતું નથી ! શું તેઓ બન્ને મ્હને બનાવતા તો નહિ હોય ? ! અને કદાચિત્ તેમ હોય, તો તેમાં તેઓનો શો સ્વાર્થ હોવો જોઇએ ? !"

સંગીતનો ધ્વનિ કયી બાજૂથી આવે છે તે અજીતસિંહ બરાબર નક્કી કરી શક્યો નહિ. માત્ર તેને એટલું જણાયું કે, આ નિર્જન શહેરમાં ચારે બાજૂથી સંગીત લહરીઓ પ્રતિધ્વનિત થાય છે. વિશેષ ધ્યાનપૂર્વક સાંભળ્યા પછી તે કલ્પના કરી શક્યો કે, કોઇ તંબૂરો લઇને ગાય છે. તરત જ તે દરવાજામાંથી બહાર નીકળ્યો. રસ્તેથી થોડે દૂર એક તળાવ આવેલું હતું. આ શહેરમાં આવાં બે ત્રણ તળાવો હતાં અને તે સિવાય બીજે ક્યાંય પાણી મળતું

નહોતું. પાણીના અભાવને લીધે જ આ સુંદર શહેરને છોડી અકબર બાદશાહ પોતાની રાજધાની યમુનાના કાંઠાપર આવેલા આગ્રા શહેરમાં લઈ ગયો હતો.

અજીતસિંહનું ધ્યાન તે તળાવ તરફ ખેંચાયું. બે માણસો તળાવના કિનારાપર બેઠેલા તેણે જોયા. તે તેમની પાસે ગયો અને જુએ છે તો એક નવીન સંન્યાસી હાથમાં તંબૂરો લઇ હૃદયને આનંદ પમાડે તેવું ભજન આંખો મીંચી એકતાનથી ગાતો હતો. સંન્યાસીનો ચ્હેરો ઘણો સુંદર હતો. તેની ઉમ્મર પંદર વર્ષકરતાં વધારે નહોતી. તેથી ઓછી કહીએ તો તેમાં કાંઇ અતિશયોક્તિ જેવું નથી. તેણે ખભાથી તે ઠેઠ નીચેના પગ સુધી પહોંચે તેવી ભગવા રંગની કફની પહેરેલી હતી. માથા પરના કાળા વાળ બન્ને ખભા થઇ હૃદય સુધી પથરાયેલા હતા. તેનાથી થોડે દૂર એક આધેડ વયનો માણસ રસોઇ કર્યા કરતો હતો. તેને જોતાં જ એમ જણાતું હતું કે, તે સંન્યાસીનો ચેલો હોવો જોઈએ, અને હતું પણ તેમજ.

## પ્રકરણ ૧૩ મું.

## નવીન સંન્યાસી.

અજીતસિંહને જોતાં જ સંન્યાસીએ પોતાનો તંબૂરો વગાડવો બંધ કર્યો અને બાજૂએ મૂકી દીધો. તે જોઈ અજીતસિંહ સંમાનપૂર્વક બોલ્યોઃ—" મહારાજ, આપે શા માટે ગાયન બંધ કર્યું ? મ્હારા આવવાથી આપને કોઇ જાતની હરકત તો નથી થઇને ? "

સંન્યાસીએ સહજ હસીને કહ્યું:—"રાજકુમાર, આપને જો ગાયન સાંભળવાની ઇચ્છા હશે, તો હું ફરીથી ગાઈ સંભળાવીશ."

અજીતસિંહ કાંઇ બોલે એ પહેલાં તો સંન્યાસીએ પોતાનો તંબૂરો ઉંચક્યો અને ગાવા માંડયું:-

**કાલીંગડા.**

જાગો જાગો મુસાફર રાત થોડી હય.
તુમને ક્યા ક્યા સફરકી તૈયારી કી?—જાગો.
બંદે બ્હોત ન ફુલીએ આણ સહેગા નહીં,
જોર જુલ્મ મત કીજીએ, મૃત્યુલોક કે માંહી:
મૃત્યુ લોક કે માંહી તજરૂબા ઓર દિખાવે,
જો નર કરે ગુમાન ઓહી નર ગોથાં ખાવે
સાસ ચલત આયુસ ચલત હૈ ચલત હૈ તેરી દેહ
ચલાચલીકે વખ્તમેં ભાઈ, ભલા ભલી કર લે—જાગો.

સુલલિત મધુર સંગીતના તાલનો ભંગ કરી વચમાં બોલવાનું અજીતસિંહે દુરસ્ત ધાર્યું નહિ. સંન્યાસીનું ભાવપૂર્ણ મધુર સંગીત સાંભળી અજીતસિંહ મુગ્ધ થઇ ગયો. તેણે ઘણા ગવૈયાઓના મ્હોડેથી ઉત્તમોત્તમ ગાયનો સાંભળ્યાં હતાં; પરંતુ આજના જેવું ઉપદેશપૂર્ણ કર્ણમધુર ગાયન તો તેને કોઇનું પણ જણાયું નહિ. સર્પ જેમ મોરલીનો અવાજ સાંભળી પોતાના દેહનું ભાન વિસરી તન્મય બની જાય છે, તેવી જ સ્થિતિ અત્યારે અજીતસિંહની થઇ ગઇ. તે ટગર ટગર સંન્યાસીના ચહેરા તરફ જોતો લાકડાનું પુતળું ઉભું કર્યું હોય તેમ ઉભો રહ્યો.

સંન્યાસીએ પોતાનું ગાયન બંધ કર્યા પછી કહ્યું:—"રાજ-

કુમાર અજીતસિંહ, આવો, અહીં બેસો; જોઇએ તો બીજું પણ એવું એકાદ ભજન સંભળાવું ?”

સંન્યાસીના મ્હોડામાંથી પોતાના નામનો ઉચ્ચાર થયેલો સાંભળતાં જ અજીતસિંહ ચમક્યો. વિસ્મય પામી તે બોલ્યોઃ—“આપ મને ઓળખો છો ?”

સંન્યાસીએ પુનઃ મૃદુ હાસ્ય કરી ઉત્તર આપ્યોઃ—“અંબરના રાજકુમાર અજીતસિંહને કોણ ન ઓળખી શકે ?”

“આપની અને મ્હારી મુલાકાત પહેલાં કદાપિ થઈ હોય એવું તો ધારવામાં નથી.”

“રાજારજવાડાઓ, ઉમરાવો, શ્રીમંતો, અમારા જેવા દુઃખી ગરીબ ભિખારીઓ તરફ કદાપિ જોતા નથી ! શા માટે તેઓનું ધ્યાન અમારા તરફ ખેંચાય ?”

“કટાક્ષ કરી શા માટે મ્હને આપ શરમમાં નાખો છો ?”

“આ કાંઇ મ્હારો કટાક્ષ નથી કે હું મશ્કરી કરતો નથી; પણ આપને ઓળખવા એ શું કઠણ વાત છે ? અજીતસિંહને કોણ ન ઓળખી શકે ? અંબરના રાજકુમાર ગઇ રાત્રે જ અહીં આવેલા છે તેની અહીંથી તે ઠેઠ આગ્રા સુધીના લોકોને ખબર છે. અર્થાત્ આપને જોઇને આપ અજીતસિંહ જ હોવા જોઇએ એમ મ્હેં અનુમાન કર્યું હોય તો તેમાં તે મ્હેં શી મ્હોટી બહાદુરી કરી ? આ કાંઇ ઘણું કઠણ કામ નથી. વળી થોડું ઘણું જ્યોતિષ પણ હું જાણું છું !”

આપની આજ્ઞા હોય તો થોડો વખત હું અહીં બેસું ? આપને બે ચાર પ્રશ્નો પૂછવાની મ્હારી ઇચ્છા છે.”

સંન્યાસીએ પોતાના ચેલા તરફ બાડી નજરે જોયું અને બંગાલી ભાષામાં પૂછ્યું:—“બિહારીચરણ ! કેટલી વાર છે ?”

અજીતસિંહ વિસ્મય પામી બોલી ઉઠયો:—"શું આપ બંગાલી છો ?"

સંન્યાસીએ મૃદુ હાસ્ય કરી જવાબ આપ્યો:—"હું તો સંન્યાસી છું;—નહિ કે, બંગાલી, મદ્રાસી, હિન્દુસ્થાની કે ગુજરાતી ! અમારી સંન્યાસીની કોઇ જાતિ જ નથી એની આપના જેવા સુજ્ઞ રાજકુમારને ક્યાં ખબર નથી? છતાં આ બિહારી બંગાલાનો રહીશ છે."

અજીતસિંહે જીજ્ઞાસાપૂર્વક પૂછયું:—"આપે આટલી ન્હાની ઉમ્મરમાં શા માટે સંન્યાસ સ્વીકાર્યો છે ?

સંન્યાનીએ મૃદુ હાસ્ય કરી કહ્યું:—"મારી ઉમ્મર આપ કેટલી ધારો છો ?"

"હું ધારૂં છું કે, પંદર વર્ષ પણ પુરાં નહિ થયાં હોયં."

સંન્યાસીએ તેને ઉત્તર આપ્યો નહિ પણ માત્ર હસ્યા જ કર્યું. પછી અજીતસિંહ બોલ્યો:—"આપના જેટલા ન્હાની ઉમ્મરના સંન્યાસી મ્હેં આજ સૂધીમાં કદી પણ જોયા નથી."

"ત્યારે હવે તો જોઈ લ્યો !"

"આપના જેવી સુંદર મૂર્ત્તિ—"

"હાં. હાં, રાજકુમાર ! કદાચિત્ મ્હારી સાથે પ્રેમમાં પડી જશો. હું તો સંન્યાસી છું—પુરૂષ છું !!"

અજીતસિંહને ઘણીજ શરમ ઉપજી. જો કે તે બહુ શરમાળ નહોતો તો પણ તે સંન્યાસી સાથે વાતચિત કરતાં વચ્ચે વચ્ચે લજ્જીત થવા લાગ્યો. સંન્યાસીના મ્હોડા તરફ જોવા માટે તેણે પોતાનાં નેત્રો બે ત્રણ ચાર વાર ઉંચાં કર્યાં, પણ તે પાછાં નીચાં ઢળી ગયાં. ત્યાર પછી તેણે સંન્યાસીના ચ્હેરા તરપ જોવાનું સાહસ કર્યું.

સંન્યાસીએ કહ્યું:—"બિહારીચરણ કહે છે કે, જમવાને માટે હજી બે કલાકની વાર છે. એટલે આપનું કહેવું માન્ય કરવાને મને કોઈ જાતની હરકત નથી. હવે, આપને જે કાંઇ પૂછવું હોય તે પૂછો."

આવા સુંદર બાલસંન્યાસીનાં દર્શન અજીતસિંહે પહેલાં કદી પણ કર્યાં નહોતાં તેના મનને સહજજ શંકા ઉત્પન્ન થઈ કે, શું આ સંન્યાસીને જ્યોતિષશાસ્ત્ર આવડતું હશે? પછી તેણે વિચાર કરીને નક્કી કર્યું કે, એક પ્રશ્ન પૂછતાં જ ખરૂં ખોટું શું છે, તે જણાઇ આવશે. મ્હેં ગઇ રાત્રે જે બનાવ જોયો છે, તેની મારા સિવાય બીજા કોઇને ખબર નથી; તેથી સંન્યાસી જો તે હકીકત કહી શકશે, તો જ તેનામાં કેટલું સામર્થ્ય છે તે જણાઇ આવશે. મનમાં ને મનમાં આવી રીતે વિચાર કર્યા પછી અજીતસિંહે સંન્યાસીને પૂછ્યું:—

"આપ અહીં કયા ઉદ્દેશથી આવ્યા છો?"

"સંન્યાસીએ જવાબ આપ્યો:—"અમારા જેવા વૈરાગીઓને બધી જગ્યાઓ સરખી જ છે. હું વૃંદાવન તરફથી આવું છું અને આ રસ્તે થઇને એક બીજા તિર્થ તરફ જાઉં છું. અહીં પાણીની સગવડ સારી જોઇ તેથી ભોજન વગેરે કર્યા પછી આગળ વધવું એમ વિચારી અહીં ઉતર્યો છું."

"આપને કયે સ્થળે જવું છે?"

"અમારા સંન્યાસી ભાઇનું શું પૂછવું? ગમે ત્યાં ભટકયા કરીએ! જમી લીધા પછી જ્યાં જવાની ઇચ્છા થશે ત્યાં ચાલ્યા જઇશું; અમારૂં કાંઇ નક્કી સ્થળ હોતું નથી."

"વારૂ, ત્યારે અહીં કેટલા વખત સુધી રોકાશો?"

"માત્ર જમવાને જેટલો વખત લાગે તેટલો જ વખત."

" હું અહીં છું, એમ આપને કેવી રીતે ખબર પડી ? "

" રાજકુમાર ! આગ્રા તરફથી આવતાં રસ્તામાં જ અમે લોકોના મ્હોડેથી એ વાત સાંભળી. "

" તો પછી મ્હારા ઉતારે જ આપ કેમ આવ્યા નહિ ? આપને અગવડતા પડતી નથી ? "

"બિલકુલ નહિ. સંન્યાસીને વળી અગવડતા કેવી ? આપ એ બધી વાત જવા દ્યો અને આપને જે પૂછવુ છે તે પૂછી જુઓ."

અજીતસિંહે થોડો વખત આજૂ બાજૂ જોયા પછી કહ્યું:—"કાલે રાત્રે અહીં મ્હેં જે કાંઇ વિચિત્ર બનાવ અનુભવ્યો હોય તે આપ કહો, એવી મ્હારી ઇચ્છા છે. "

યુવાન સંન્યાસીએ હસીને કહ્યું:—" રાજકુમાર ! જ્યોતિષ શાસ્ત્રમાં હું કેટલો પારંગત છું એ જાણવા માટે જ આપે આ પ્રશ્ન પૂછ્યો છે; કેમ ખરૂં કે નહિ ? "

" હા ખરી વાત. "

" ભલે—જેવી તમારી મરજી ! મ્હને એક વાર તમારો હાથ જોવાને આપશો ? " એમ કહી ખુદ સંન્યાસીએ જ ઉઠીને અજીતસિંહનો હાથ પોતાના હાથમાં લીધો. રાજકુમાર વિસ્મિત થઇ કેટલાક વખત સુધી સંન્યાસીના મધુર સુંદર ચ્હેરા તરફ ટગર ટગર જોઇ રહ્યો. સંન્યાસીનો કોમળ હાથ પોતાના હાથને લાગતાં જ આ પુરૂષનો હાથ હશે કે કેમ ? એવી તેના મનમાં સાહજિક જ શંકા ઉત્પન્ન થઇ.

થોડા વખત પછી સંન્યાસીએ તેનો હાથ છોડી દીધો અને કહ્યું:—" ઠીક છે. જે જોવાનું હતું તે મ્હેં જોઇ લીધું છે. ગઇ કાલે

રાત્રે બનેલા બનાવની હકીકત સાંભળવાની શું ખરેખર તમારી ઇચ્છા છે ?”

અજીતસિંહે નીચી દૃષ્ટિ રાખી કહ્યું:—“ હા, કહો ?”

ઘણા વખત સૂધી સંન્યાસી કાંઈ પણ બોલ્યો નહિ. પછી ધીમા સ્વરે તે બોલ્યોઃ—“ કાલે રાત્રે તમોએ બાદશાહના રંગમહાલમાં એક દેખાવ જોયો છે. !”

અજીતસિંહ આશ્ચર્યચકિત થઇ એકાએક ઉઠીને ઉભો થયો. “ શું જ્યોતિષશાસ્ત્ર જાણવાવાળો માણસ આટલી હકીકત જાણી શકે ? આ સંન્યાસી કપટી તો નહિ હોય ? આ પણ પેલા કારસ્થાનમાં શામિલ હોવો જોઇએ ! ખરેખર, કાલે જે બનાવ જોયો તેમાં આ સંન્યાસી પણ હોવો જોઇએ ! નહિ તો તેને રાત્રિની હકીકતની ખબર કેમ પડે ?” એમ વિચાર કરતો કરતો અજીતસિંહ વિસ્મિત ભાવથી સંન્યાસીના ચ્હેરા તરફ જોવા લાગ્યો.

સંન્યાસીએ પુનઃ મંદ હાસ્ય કરીને કહ્યું:—“ હું જાણું છું કે, રાજકુમારને મ્હારા શબ્દો ઘણા જ આશ્ચર્યજનક લાગે છે. શું આપનો જ્યોતિષશાસ્ત્રમાં વિશ્વાસ નથી ?”

“ મહારાજ, તેમ નથી. તે વિષે હું કાંઇ પણ મત આપી શકતો નથી. આપે જે કહ્યું, તે ખોટું નથી. તો પણ ત્યાં મ્હેં શું શું જોયું તે આપ કહી શકશો ?”

“ હા, તે પણ કહીશ. માત્ર તે કહેતાં જરા મહેનત લેવી પડશે. સામાન્ય આંકડા માંડીને તે કહી શકાય તેમ નથી. તો પણ કહું છું કે—આપે ત્યાં એક ભયંકર ખૂન થતું જોયું હોવું જોઇએ. બેગમ-મહાલમાં ખૂન—કેમ ખરૂં કે નહિ ?”

“ હું આપનું કહેવું અમાન્ય કરી શકતો નથી.”

"હવે જુઓ, બીજી વાત કહું; આપના સોબતીએ જેનું ખૂન થયું, તેનો પ્રેતાત્મા જોયો; નહિ?"

અજીતસિંહના મ્હોડામાંથી આશ્ચર્યજનક ઉદ્‌ગારો નીકળી પડયાઃ– "આપ ઘણું અલૌકિક સામર્થ્ય ધરાવો છે!"

સંન્યાસીએ હસીને કહ્યુંઃ—"ગુરૂકૃપાથી જ્યોતિષશાસ્ત્રમાં મ્હેં સારી પ્રવીણતા મેળવી છે."

"ઘણું જ અદ્‌ભુત સામર્થ્ય! આપ જે કહો છો તે પરથી તો એમ માની શકાય કે, મ્હેં જે કાંઈ જોયું તે સ્વપ્ન નહિ પણ ખરી હકીકત હતી?"

"હા." સંન્યાસીએ હસતાં હસતાં કહ્યુંઃ—

"ત્યારે શું મ્હારા ઉપર કોઇ જાતનું સંકટ આવે એવો સંભવ છે ખરો?"

સંન્યાસીએ સહજ વિચાર કરીને કહ્યુંઃ—"હા, ઘણું કરીને ભયંકર સંકટ આવે એવો સંભવ છે."

"તે સંબંધી આપની શી સલાહ છે?"

"મ્હારી સલાહ તમે માન્ય કરશો? હું તો ધારૂં છું કે તમે આજેજ આ જગ્યાનો ત્યાગ કરો એ ઉત્તમ છે. તો પણ આ બાબત ઘણો વિચાર કરવા જેવી હોવાથી હું દરેક રીતે તમોને સ્પષ્ટ રીતે ખુલાસો આપી શકતો નથી. હું જમી લઉં અને પછી જો તમે આવશો તો બરાબર ગણના કરીને હું ખુલાસો આપી શકીશ. આપ જમી આવો. અમારૂં જમવાનું પણ તૈયાર થયું હોય એમ જણાય છે."

અજીતસિંહે પૂછ્યુંઃ–"હું અહીં જ આપની રાહ જોતા બેસી રહું તો કેમ?"

સંન્યાસીએ જવાબ આપ્યો:—" રાજકુમાર ! ક્ષમા કરજો, કોઇ પણ અજાણ્યા-પારકા માણસની સ્હામે બેસીને મ્હને જમવાની ટેવ નથી."

અજીતસિંહ ખિન્ન વદને ત્યાંથી ઉઠીને ઉભો થયો અને બોલ્યો:- "ત્યારે હું આપને વધારે તસ્દી આપતો નથી. હું હમણાં જ જમીને આવું છું. હું ધારૂં છું કે, આપ અહીંથી બપોરનો તડકો નમ્યા પછી જ ઉપડશો."

"હા, અહીં તડકો બહુ સખત પડે છે એટલે ખરે બપોરે ચાલવું યોગ્ય નથી." એમ કહી સંન્યાસીએ પોતાના ખભે લટકતી ઝોળીમાંથી એક ખરબૂજ બહાર કાઢયું અને રાજકુમારને આપતાં કહ્યું:—" અજીતસિંહ, આ પ્રસાદ ગ્રહણ કરશો ?"

અજીતસિંહે ઘણા જ સન્માનપૂર્વક "હા." કહી તે ફળ પોતાના હાથમાં લીધું. ફળ લેતાં જ સંન્યાસીની આંગળીઓનો અજીતસિંહના હાથ સાથે સ્પર્શ થયો અને તેથી તેનું આખું શરીર રોમાંચિત થઇ ગયું. તેના હૃદયમાં જોરથી રક્તાભિસરણ થવા લાગ્યું—એટલું જ નહિ પણ તે ચમકી ઉઠી યુવાન સંન્યાસીના મ્હોડા તરફ જોવા લાગ્યો. પરંતુ આવી રીતે કોઇના મ્હોડા તરફ જોવું એ અસભ્યતાનું લક્ષણ માની તે તત્કાળ અધોવદને કાંઇ પણ નહિ બોલતાં આસ્તે આસ્તે ત્યાંથી શહેર તરફ વળ્યો.

# પ્રકરણ ૧૪ મું.

## ભેદમાં ભેદ.

—:૦:—

અજીતસિંહે ગઈ કાલે સ્હાંજે આ પરિત્યક્ત શહેરમાં પ્રવેશ કર્યો ત્યારથી તે આજ બપોર સુધીમાં તેણે જે જે રહસ્યો જોયાં તેવું તેણે પોતાની અત્યાર સુધીની જીંદગીમાં બિલકુલ જોયું નહોતું. આવી મુંઝવણમાં તે કોઇ દિવસ પડ્યો નહોતો. તેથી જ સંન્યાસીને તે પોતાની નજરથી દૂર કરવાને ઇચ્છતો નહોતો. પણ તેના ઉપર પહેરો રાખવો એ શિષ્ટતાની વિરૂદ્ધ હોવાથી તે પોતાના નવા ઠેકાણે જવા માટે નીકળ્યો. એક વખત તેણે પાછા વળીને જોયું તો તેને દેખાયું કે, સંન્યાસી મુખ્ય દરવાજા તરફ ઉભો રહી હાથપગ ધુએ છે અને બિહારી તેના પગપર પાણી રેડે છે.

અજીતસિંહ તેના નિવાસસ્થાન તરફ ચાલ્યો ગયો. તેણે મનમાં નિશ્ચય કર્યો કે, જમવાને માટે એક ઘડીનો પણ વિલંબ નહિ કરતાં જેમ બને તેમ જલ્દી સંન્યાસી પાસે આવી પહોંચવું અને એટલામાં સંન્યાસી પણ જમી રહેશે.

અજીતસિંહના મનમાં આ વખતે અનેક પ્રશ્નો ઉત્પન્ન થયા હતા. આવો સુંદર બાળક સંન્યાસી કેમ થયો હશે? ખરેખર શું આ બાળક જ હશે? એક બે વખત તો તેના મનમાં આવ્યું કે, આ સંન્યાસી પુરૂષ હોવો ન જોઇએ. ત્યારે શું એ સ્ત્રી હશે? પણ તે અસંભવનીય વાત તેણે પોતાના મગજમાંથી તરત જ કાઢી નાંખી. સંન્યાસી માટે તેનું હૃદય ઘણું જ વ્યાકુળ બની ગયું હતું. આવી

રીતના અપૂર્વ ભાવનો તેણે ક્યારેય પણ અનુભવ કર્યો નહોતો. સંન્યાસીના હાથને તેનો હાથ લાગ્યો હતો તે સ્થળે હજી પણ એક જાતનો અભૂતપૂર્વ હૃદયંગમ ભાવ પ્રદીપ્ત થાય છે, એમ તેને જણાયું. તો પણ તેણે પોતાના મનનું સમાધાન કરી લીધું કે, "યોગબળથી શું ન થઈ શકે? સંન્યાસી દેખાવમાં તો ન્હાનો જણાય છે પણ યોગવિદ્યામાં ઘણો પ્રવીણ લાગે છે. યોગબળથી જ તેણે ગઇ રાતનો બનાવ કહ્યો હોવો જોઇએ!"

રઘુવીરસિંહને આ આશ્ચર્યજનક સંન્યાસીની વાત કહેવી કે કેમ? એવો તેણે હજાર વખત મરિયમ મહાલ તરફ જતાં જતાં પોતાના મનને સવાલ કર્યો. આખરે તેણે નક્કી કર્યું કે, "જે હું જોઉં છું—અનુભવું છું કિંવા જેનો હું વિચાર કરૂં છું—તે વાત હમણાં કોઇને પણ કહેવી નહિ. આગળ જતાં વખત આવ્યે જોઇ લઇશ."

જલ્દી પહોંચાય એમ ધારીને તે એક આડી ગલ્લીમાંથી જવા લાગ્યો; પરંતુ એકાએક તે સ્તંભિત થઇને ઉભો રહ્યો અને વિસ્મયતાથી ચારે બાજૂએ જોવા લાગ્યો. પણ તેની દૃષ્ટિએ કોઇ પણ માણસ દેખાયું નહિ. રસ્તાની બન્ને બાજૂએ જનશૂન્ય ખંડેરો ખુલ્લાં પડેલાં હતાં. તેમાં કોઇ રહેતું હોય એમ જણાતું નહોતું; છતાં તેના સાંભળવામાં એક સ્પષ્ટ અવાજ આવ્યો:—"રાજકુમાર! જો આપને સુખી થવું હોય અને મંગળમય સંસારની આવશ્યકતા હોય તો બનતી ઉતાવળે આપ આ શહેરનો ત્યાગ કરી ચાલ્યા જાઓ."

અજીતસિંહ ભૂલે એમ તો હતું જ નહિ. તેણે ઉપરોક્ત શબ્દો બરાબર સ્પષ્ટ સાંભળ્યા હતા. ખુલ્લેખુલ્લા શબ્દોમાં તેને કોઇ શહેર છોડી જવાની આજ્ઞા કરતું હતું. વળી તેણે એમ પણ અનુભવ્યું કે, તે કોઇ સ્રીના કંઠનો મિષ્ટ—મધુર અવાજ હતો! નહિ—તે ભૂલ્યો

નહિ ! તેણે ખાત્રીપૂર્વક ઉપરોક્ત વાક્ય પોતાના કાને સાંભળ્યું હતું અને તેમાં તેને બિલકુલ સંશય નહોતો.

કેટલાક વખત સૂધી તે ત્યાં ઉભો રહી ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યો; પણ ફરીથી એક પણ શબ્દ તેના સાંભળવામાં આવ્યો નહિ. ઘણા વખત સૂધી આમ ઉભા રહેવા પછી અજીતસિંહ પોતાના પહાડી અવાજે બોલ્યોઃ—" અહીં હમણાં કોણ બોલ્યું ? જેની મ્હારી સાથે બોલવાની ઇચ્છા હોય તે મ્હારી આગળ આવીને પોતાનો ઉદ્દેશ જણાવો. "

અજીતસિંહને કોઇએ જવાબ આપ્યો નહિ. માત્ર તેના પહાડી અવાજનો પ્રતિધ્વનિ જ તેના સાંભળવામાં આવ્યો તેથી તે પાછો ગુસ્સાથી બોલ્યોઃ—" નહિ, કોઇ જવાબ આપતું નથી ? મ્હારે ખાત્રી કરવી જ પડશે. હવે નિશ્ચિંત બેસી રહેવું યોગ્ય નથી. ખરેખર અહીં કોઇ સ્ત્રી જ છુપાઇ રહેલી હોવી જોઇએ. "

તેણે આસપાસની બધી ઈમારતો શોધી જોઇ તો તે બધી ખુલ્લી પડેલી હતી. જ્યાં ત્યાં ધૂળના ઢગલા પડયા હતા. ક્યાંય મનુષ્યનું કે મનુષ્યના આવવા જવાનું ચિહ્ન જણાતું નહોતું.

અજીતસિંહ ચિંતાયુક્ત સ્વરે બોલ્યોઃ—" ત્યારે શું હું ભૂલ તો કરતો નહિ હોઉં ? પણ ભૂલ શાની ?! મ્હેં સ્પષ્ટ રીતે સાંભળ્યું છે ! "

આ વખતે એકાએક તેને સંન્યાસીની યાદ થઈ આવી. તે એકદમ બોલ્યોઃ—" ખરેખર, હું ગધેડો છું ! દરેક પળે અહીંના કારસ્થાનીઓ મને મૂર્ખ બનાવે છે. અહીં ઉભો રહી હું મ્હારો વખત નકામો કાઢું એટલા માટે જ કોઇએ ભીંતની આડે રહી મ્હને ઉપરોક્ત વાક્ય સંભળાવ્યું હોવું જોઇએ. ત્યારે આ બધા એકાંત તાંડવનો અર્થ શો ? શું આ સંન્યાસી પણ દગાબાજ—વેષધારી નહિ હોય ?

મ્હારે બધી તપાસ કરવી જોઇએ." એમ કહી અજીતસિંહ પાછો ફર્યો અને દોડતો દોડતો મુખ્ય દરવાજા પાસે ગયો. ત્યાં પણ તેને સ્તંભિત થઇને ઉભું રહેવું પડયું. સંન્યાસી કે તેનો ચેલો, એમાંથી કોઇ ત્યાં નહોતું !"

અજીતસિંહ પાછો ફર્યો અને બોલ્યોઃ—"આટલા વખતમાં ગમે તેવો ઉતાવળથી જમનારો માણુસ પણ જમી શકે નહિ. તેમાંય વળી સંન્યાસીના જમી રહ્યા પહેલાં તેનો ચેલો જમે એ પણ સંભવિત નથી !"

અજીતસિંહે તે જે ઠેકાણે બેઠા હતા ત્યાં તળાવના કિનારાપર જઇને જોયું તો સંન્યાસી અને તેનો ચેલો અંતર્ધ્યાન થઇ ગયા હતા. ચુલ્હામાં હજી સૂધી દેવતા સળગતો હતો. નજીક જઇને તેણે જોયું તો એક માટીના વાસણમાં માત્ર પાણી ખદખદતું દેખાયું.

અજીતસિંહ શહેરમાં ગયો. તરત જ સંન્યાસી અને તેનો ચેલો પલાયન કરી ગયા હતા, તે સમજવાને તેને વાર લાગી નહિ. મૃતિકાપાત્રમાં માત્ર પાણી જ ઉકળતું હોવાથી તેણે ધાર્યું કે, પોતાને ફસાવવા માટે તેઓએ રસોઈ બનાવવાનો ઢોંગ કર્યો હોવો જોઇએ. આ દેખાવ જોઈ અજીતસિંહ અજાયબ થાય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. તે કેટલાક વખત સૂધી એમનો એમ વિચારશૂન્ય—સ્તંભિત ઉભો રહ્યો. પછી પોતાને જ ઉદ્દેશીને બોલ્યોઃ—"મ્હેં અને રઘુવીરસિંહે ગઈ રાત્રે જોયું છે તે ખરૂં હોય યા ખોટું હોય, પણ આ ત્યજાએલા શહેરમાં કોઇ ભયંકર કાવતરૂં ચાલી રહ્યું છે, એમાં લેશ માત્ર સંશય લાવવા જેવું નથી."

તે વિચાર કરતો કરતો આસ્તે આસ્તે બાદશાહી મહેલ તરફ વળ્યો. કારણ કે મરિયમ મહાલમાંથી બધાં માણુસો ત્યાં રહેવાને

ગયાં હતાં. બાદશાહી મહેલમાં જઇને તેણે જોયું કે બધા માણસો જમી રહ્યા હતા અને નોકર લોકો તેની વાટ જોતા બેસી રહ્યા હતા. અજીતસિંહને જોતાં જ બધા સિપાહીઓ બોલી ઉઠયાઃ—"સેનાપતિ સાહેબ ! આ જગ્યા પહેલાંના કરતાં ઘણી જ સારી છે; એટલે જેટલા દિવસ સુધી ફત્તેહપુર સિક્રીમાં રહેવું પડશે તેટલા દિવસ અમે અહીં રહીશું."

અજીતસિંહે વિચાર કરી કહ્યુંઃ—"તેમજ થશે." ત્યાર પછી તેણે ન્હાઇ ધોઇ જમી લીધું. તેણે પહેલાં નિશ્ચય કર્યો હતો કે, ચાલુ બનતા જતા બનાવોથી કોઇને પણ વાકેફ કરવા નહિ; પણ, આખરે લાંબા વખત સુધી વિચાર કર્યા પછી તેણે જોયું કે, ચાલૂ બનાવો ઘણા જ ખટપટીઆ અને મહત્વના છે તેથી તે વિષે કોઈની પણ સલાહ લીધા સિવાય કામ કરવું એ યોગ્ય નથી. યવનરાજ્ય કારસ્થાનોથી પરિપૂર્ણ—ભરેલું હોય છે. બાદશાહના દરબારના જૂદા જૂદા પક્ષો રાત દિવસ ખટપટમાં જ મશગુલ હોય છે અને હાલમાં પણ તેમ જ છે. એક પક્ષ બીજા પક્ષને મહાત કરી પોતાના અધિકારની મર્યાદા વધારવાના ગુપ્ત પ્રયત્નો કર્યે જાય છે. તેથી જ કયાંય કોઇ નિષ્કંટકપણે રહી શકતું નથી. એટલું જ નહિ પણ બાદશાહ સુદ્ધાં એક પળ માત્ર પણ નિશ્ચિંત રહી શકતો નથી. તેના માથાપર પણ ગુપ્ત ચક્રો ફર્યા કરે છે. તેનું વિશ્વાસપાત્ર સ્થાન પોતાની સ્ત્રી સિવાય બીજું કોઇ હોતું નથી. બાદશાહી દરબામાં જેમ એક બાજૂ મોજમજાહ અને વિલાસિતાનું જોર હોય છે, ત્યારે બીજી બાજૂ સંકટ, સંશય અને અપઘાતની લીલા ચાલી રહી હોય છે. કઠોર હળાહળતુલ્ય તીક્ષ્ણ તેમજ પ્રાણહારક સુરાપાત્રમાં હમ્મેશાં સ્પર્ધા ચાલી રહી હોય છે. કોઇ કોઇના ઉપર વિશ્વાસ રાખી શકતું નથી. સર્વ પોતપોતાના

જીવને માટે શંકાશીલ હોય છે. કયી જગ્યાએ કયું કારસ્થાન ચાલી રહ્યું છે અને કાલકૂટ ઝહેરી સાપ મંદગતિથી આવી ડંખ મારવા માટે ક્યારે પોતાનું માથું ઉંચુ કરશે એ કોઇથી પણ સમજી શકાતું નથી. દરેકના પગ નીચે હમ્મેશાં ભયંકર સુરંગો ભરેલી હોય છે. બાહ્યદષ્ટિથી જોતાં જ્યાં ત્યાં ગુલાબી અત્તરોનો છંટકાવ, દુનિયાના જૂદા જૂદા ભાગોમાંથી એકઠી કરેલી સૌંદર્યશાલિની અપ્સરાતુલ્ય સ્ત્રીઓના મનોહર હાવભાવ, વિલાસરંગ, મધુર ઠુમરીઓનો લલકાર જામી રહ્યો હોય છે. તેમાંય વળી જહાંગીર બાદશાહ હોય ત્યારે તો પૂછવું જ શું ? તેની કારકીર્દીમાં તો બાદશાહી મહેલમાં રંગ-રાગ–વિલાસ ઉચ્ચ શિખરે પહોંચ્યો હતો. પરંતુ બાહ્ય સુખ–વિલાસ અને ભભકો માત્ર ઉપર ટપકેનો–દેખાવનો જ હતો. આંતરિક દૃષ્ટિથી જોતાં તેમાં હમ્મેશાં ભયાનક વિષની નદી વહેતી હતી. મૃત્યુને હાથમાં રાખી બાદશાહ, બેગમો, ઉમરાવો અને રાજપૂત યોદ્ધાઓ આનંદ-સુખમાં મગ્ન થઇ જતા હતા. અજીતસિંહ બાદશાહી દરબારમાં નવીન જ આવેલો હોવાથી જો કે તેણે રંગમહેલનાં બધાં રહસ્યો જાણ્યાં નહોતાં, તો પણ તે વિષેની તેને કિંચિત્ ઝાંખી તો થઇ જ હતી. રાજાના મુકુટની આસપાસ કેટલું ભયંકર કાંટાનું જાળું ગુંથાયું છે, તે તેને સમજાયું હતું અને તેથી જ ફત્તેહપુર સિક્રીમાં આવ્યા પછી તેણે જે કાંઇ જોયું તેથી તે તેને વધારે સંશયિત કરવાના કારણરૂપ બન્યું હતું. આ બધી પિશાચલીલા નથી, પણ ભયંકર અને ગુપ્ત કારસ્થાન ચાલી રહ્યું છે એમ તેના જોવામાં આવ્યું.

અજીતસિંહ અંબરનો રાજકુમાર હતો. દરબારમાં તેનું ઘણું માન હતું. પહેલ વહેલી તેના વંશની કન્યાજ દિલ્લી દરબારમાં મોગલ રાજપત્ની થઇ હતી. તેના દાદાની (માનસિંહની) બ્હેન દિલ્લીની

બેગમ થઇ હતી. જહાંગીર અને તેનો પુત્ર ખુર્રમ પણ રાજપૂત સ્ત્રીઓને પેટે જન્મ્યા હતા. અર્થાત્ કૌટુંબિક સંબંધ ઘણો જ નજીક હોવાને લીધે મોગલ દરબારમાં અંબરાધિપતિનું અને તેના વંશજોનું ઘણું માન હતું ! એક વખત તો માનસિંહ બાદશાહનો જમણો હાથ ગણાતો હતો એ ઇતિહાસ જાણવાવાળાઓને તો માહિત જ છે. પણ જૂદા જૂદા ઉચ્ચ કુલોના રાજપૂતોની કન્યાઓને બાદશાહના વિલાસમંદિરમાં લાવવામાં આવી હતી. ખુદ રાજપૂતોમાં તે વખતે અંદર અંદર ક્લેશ–દ્વેષ અને ભાઈ ભાઇ વચ્ચે મારામારી ચાલતી હતી. એકબીજા એકબીજાનો નાશ કરવા માટે ગુપ્ત કારસ્થાનો યોજતા હતા. પોતપોતાનું સ્વામિત્વ વધારવા માટે અંધારામાં જઇને પ્રપંચોની તૈયારી કરતા હતા. તેથી કોઇને એક પળ પણ શાંતિ નહોતી. વધારે શું કહીએ–દુર્દમનીય પ્રતાપસિંહનો જ પૌત્ર કુર્મસિંહ પણ બાદશાહના પક્ષનો થઇ ગયો હતો અને બાદશાહની ગુલામગિરીમાંજ પોતાનું આયુષ્ય વ્યતીત કરતો હતો. તે પણ આવાં ગુપ્ત કારસ્થાન કરવામાં કાંઈ બાકી રાખતો નહિ. એકંદર રીતે બાદશાહી દરબારની આવી પરિસ્થિતિ અને ફત્તેહપુર સિક્રીનો વિચિત્ર બનાવ જોતાં સંશયગ્રસ્ત થાય તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઈ નથી. અજીતસિંહને જ ઠાર કરવાનો પ્રપંચ કેમ રચ્યો નહિ હોય ? અંબરનાં રાજકુંટુંબને નિર્વંશ કરવાને કોઇ તૈયાર નહિ થયેલ હોય એમ કેમ કહી શકાય ? થોડુંક સાવધપણું અગર ન્હાની ન્હાની બાબતો તરફ દુર્લક્ષ કરવાથી અંબર રસાતળમાં મળી જવાનો સંભવ હોવાથી અજીતસિંહને કોઈ પણ રીતે નિશ્ચિંત બેસી રહેવું યોગ્ય નહોતું. આ નિર્જન પરિત્યક્ત શહેરમાં તેને ઠાર કરી નાખવા માટે મોકલવામાં નહિ આવ્યો હોય એમ કોણ ખાત્રીપૂર્વક કહી

શકે તેમ હતું ? રઘુવીરસિંહ ઘણો ચતુર માણસ હતો ! અને તેથી જ અજીતસિંહને દરેક કાર્યમાં યોગ્ય સલાહ આપવા માટે અંબરાધિપતિએ તેને અજીતસિંહની સાથે મોકલ્યો હતો; અર્થાત્ આવા આવા મહત્વના વિચિત્ર બનાવોથી પોતાના હિતકર્ત્તાને માહિતગાર કરવો નહિ એ તેને અયોગ્ય જણાયું અને તેથી આખરે તેણે તેની પાસે બધી હકીકત કહી ખુલાસો મેળવવાનો નિશ્ચય કર્યો. જમતાં જમતાં જ ઉપરોક્ત વિચારો તેના મનમાં ઘોળાયા કરતા હતા. તે વખતની તેના મનની એટલી બધી અસ્વસ્થતા હતી કે, તે શું જમે છે, તેનું પણ તેને ભાન નહોતું. બની શકતી ઉતાવળે તેણે જમી લીધું અને રઘુવીર કયાં છે તેની તપાસ કરવા તે બહાર નીકળ્યો.

તપાસ કરતાં તેને જણાયું કે રઘુવીરસિંહ મહેલના મુખ્ય દિવાનખાનામાં વિશ્રાંતિ લેતો પડયો હતો. તરતજ તે ત્યાં જઇ પહોંચ્યો.

રઘુવીરસિંહ એક પુસ્તક વાંચતો તકીઆને અઢેલીને પડયો હતો. અજીતસિંહને પોતાની પાસે આવેલો જોતાં જ તે ઉઠીને ઉભો થયો.

## પ્રકરણ ૧૫ મું

### વિચાર.

અજીતસિંહે રઘુવીરસિંહની પાસે બેસીને કહ્યું:—“રઘુવીરસિંહ ! આ નિર્જન ત્યજી દીધેલા શહેરમાં અત્યાર સુધીમાં મ્હેં જે જે જોયું છે, તે ઉપરથી મ્હારી ખાત્રી થઇ ગઇ છે કે, અહીં કેટલાક કારસ્થાનીઓ છુપાઇ રહેલા છે અને તેમાં સાધુના ઢોંગમાં રહેનાર વૃદ્ધ સલામતખાન તથા તેના નોકરનો ગુપ્ત હાથ હોવો જોઇએ.”

રઘુવીરસિંહ વિસ્મિત થઇ અજીતસિંહના તરફ જોઇ રહ્યો. તેણે બિલકુલ ઉત્તર આપ્યો નહિ.

અજીતસિંહ આગળ બોલવા લાગ્યોઃ—"વળી મ્હને બીજી પણ ખબર પડી છે કે, આપણે અહીં નિષ્કંટક નથી. કયે વખતે કયાંથી સંકટ આવી પડશે એ કલ્પી શકાય તેમ નથી."

રઘુવીરસિંહ આશ્ચર્યથી બોલી ઉઠયોઃ—"કેમ ?"

"ધીરજ ધરો; તમોને હું બધી હકીકત કહું છું એટલે તમે સમજી શકશો કે મ્હારી વાતમાં કેટલું રહસ્ય સમાયલું છે."

એમ કહી તેણે રાત્રે જે જે જોયું હતું તે બધું અથથી ઇતિ સુધી કહી સંભળાવ્યું. સંન્યાસી સાથેની મુલાકાત પણ ગુપ્ત રાખી નહિ. રસ્તામાં આવતાં આવતાં કોઇ એક ગુપ્ત સ્ત્રીએ શહેર છોડીને ચાલી જવાનાં ઉચ્ચારેલાં વાક્યો પણ કહી સંભળાવ્યાં. ઉમરાવ અને તેના નોકર વિષે કયા કયા કારણોને લીધે સંશય આવે એ પણ તેણે કહ્યું. રઘુવીરસિંહ ચુપચુપ અજીતસિંહની વાત સાંભળતો હતો; વચમાં તે એક પણ શબ્દ બોલ્યો નહિ.

બધી હકીકત કહી રહ્યા પછી છેવટે અજીતસિંહ બોલ્યોઃ—"કાંઈ પણ ભયંકર રાજખટપટ કિંવા એકાદ મહાન્ ફેરફાર કરવાનાં કારસ્થાનો ચાલી રહ્યાં છે, એમાં જરા પણ શંકા લાવવા જેવું નથી, અને તે પરથી મારી ખાત્રી થઇ છે કે, આપણે જોઇ તે પિશાચલીલા ન હોવી જોઇએ."

રઘુવીરસિંહ ગંભીર અવાજે બોલ્યોઃ—"અવશ્ય પ્રેત સાથે યુદ્ધ કરવું સંભવનીય નથી. નહિ તો પૃથ્વીમાં એવો કયો માણસ છે કે જેનાથી રાજપૂત વીર ડર પામે—ભયવિહ્વળ બને ?"

અજીતસિંહઃ—સામ સામેના યુદ્ધમાં એક પણ રજપૂત બચ્ચો

પાછી પાને કરે નહિ; પરંતુ આ તો ગુપ્ત શત્રુના મહા ભયંકર ગુપ્ત પ્રપંચો ચાલી રહ્યા છે! વાઘની સાથે લ્હડી શકાય, પણ દરમાં છુપાઇ રહી અચાનક દંશ મારવાવાળા ઝેરી સાપને કેવી રીતે ઠાર કરવો ?"

"રાજકુમાર ! તમે શું એમ ધારો છો કે, બાદશાહે તમારો ઘાત કરાવવા માટે જ તમને આ પરિત્યક્ત-જનશૂન્ય શહેરમાં મોકલ્યા છે ? આ ઠેકાણે જે જે બન્યું છે અને બને છે તેની બાદશાહને ખબર છે અને તેના હુકમ મુજબ જ ઉમરાવ અને તેનો નોકર વરતે છે ?"

"હા, મ્હને તો એમજ જણાય છે." અજીતે કહ્યું.

"અંબરાધિરાજ તો બાદશાહના જમણા હાથ તરીકે છે, તો પછી તેમનું અનિષ્ટ કરી બાદશાહ શો લાભ મેળવે એમ છે ?"

"જહાંગીર હાલમાં નૂરજહાનના હાથમાં યાંત્રિક પુતળાની માફક રમ્યા કરે છે; અર્થાત્ નૂરજહાનને અસાધ્ય એવું શું છે ?"

"નૂરજહાન ઘણી જ બુદ્ધિમતી સ્ત્રી છે. અંબરનો નાશ કરી, મોગલ સિંહાસનનો પાયો તોડી નાખી તેનો સંપૂર્ણ નાશ કરવાનો પ્રયત્ન તે કરે નહિ."

"ગમે તેમ હોય. હું તો કાંઇ સમજી શકતો નથી. તમે કહો કે, હાલમાં હું કેવાં પગલાં લઉં ?"

"પહેલાં તો આ બધા બની ગયેલા બનાવો વિષે શાંત રીતે વિચાર કરવાની જરૂર છે. હું પણ ખાત્રીપૂર્વક કહી શકું છું કે, આમાં કાંઇ પણ ગુપ્ત રહસ્ય સમાયેલું છે; પણ તે રહસ્ય શું હોવું જોઇએ તે સમજવાનો કોઈ ઉપાય નથી."

"તો પછી જેનાથી આ રહસ્ય સમજાય તેવો પ્રયત્ન કરવાની જરૂર છે."

"મ્હેં જે જોયું છે, તે ભૂત સિવાય કાંઈ હોવું જોઇએ એમ હું માની શકતો નથી. આવી રીતે ઇરાદાથી જ જો કોઇ ભય દર્શાવવાને આવ્યો હોય તો તે પકડાઈ ગયા સિવાય રહે નહિ. વળી સૈનિકોએ પણ સમસ્ત મહેલ અને બગીચો તપાસ્યાં છે. તેમના સપાટામાંથી કોઇ ગુપચુપ છટકી જાય એ સંભવિત નથી."

"હું ખાત્રીપૂર્વક કહું છું કે ત્યાં એકાદ ગુપ્તગૃહ કિંવા દરવાજો છે."

"તેની પણ ઘણી તપાસ કરી જોઇ છે. વળી મ્હને તો એક જણે જ ભયભીત કર્યો; પરંતુ આપે તો રંગમહાલયમાંનો દેખાવ જોયો ! બેગમ, દાસી, નોકર, મૃતદેહ—એટલું બધું એકદમ છુપાવી રાખવું એ માનવી શક્તિની બહાર છે, અને તે મ્હને સંભવનીય લાગતું નથી."

"ત્યારે શું મ્હેં જોયું તે સઘળું સ્વપ્ન જ છે એમ તમે ધારો છો ?"

સ્વપ્ન નહિ પણ પિશાચ લીલા ! પિશાચ શું ન કરી શકે, અને શું ન બતાવી શકે ? અશક્ય એવું તેમને માટે કાંઇ છેજ નહિ."

રઘુવીરસિંહનાં ઉપરોક્ત વચનોથી અજીતસિંહને ક્રોધ ઉપજ્યો; પણ તે તેણે તેને દર્શાવ્યો નહિ. થોડા સમય પછી આત્મસંવરણ કરીને તેણે કહ્યું:—"સંન્યાસીની હકીકત તો તમને યાદ છે ને ? રસ્તાની અંદર એક સ્ત્રીના શબ્દો સાંભળ્યા, તેમાં પણ મ્હેં ભૂલથાપ ખાધી !"

"રાજકુમાર ! આવા ગહન પ્રશ્નનો એકદમ ઉત્તર આપી શકાય તેમ નથી. આપ જ કહોને કે શું તે સંભવનીય છે ? અત્યારે મેં ઘણો વિચાર કરી જોયો છે, પણ તે વિશે હજી હું કોઇ પણ જાતના

નિશ્ચય ઉપર આવ્યો નથી. માત્ર એટલું ચોક્કસ કહી શકાય છે કે, કોઇ પણ મહત્વના રાજકાર્ય માટે જ બાદશાહે આપને આ જનશૂન્ય શહેરમાં મોકલ્યા હોવા જોઇએ અને તેમની આજ્ઞા માન્ય કરીને જ આપ અહીં આવ્યા છો; તેથી હજારો સંકટો આવે—વખતે પ્રાણ જાય તો પણ અહીંથી એક પગલું પણ ખસવું જોઇએ નહિ. રજપૂત એક-વચની હોય છે; તેમાં લેશ માત્ર ફરક થઇ શકતો નથી."

રાજકુમારે છાતી ઠોકીને કહ્યું:—"એમાં શંકા જેવું શું છે? હું અહીંથી ડરીને ચાલ્યા જવાનો વિચાર કરું છું. એમ તમે ધારશો નહિ."

રઘુવીરસિંહે કહ્યું:—"રજપૂતવીરના ટેકની કોને ખાત્રી ન હોય? બની ગયેલા બનાવથી ડરીને તમે અહીંથી ચાલ્યા જવાને ઇચ્છો છો એમ કાંઇ હું કહેતો નથી. હજારો પ્રેતાત્માઓ આવીને મ્હારા દેહનું રક્ત ચૂસી લે, તો પણ જ્યાં સુધી આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી હું અહીંથી એક પગલું પણ ખસનાર નથી તેમજ આપનાથી એક ક્ષણ માટે પણ છૂટો થવાનો નથી!"

"ત્યારે પછી આ બાબતમાં તમારો શો વિચાર છે?"

"મ્હેં જે સાંભળ્યું, તે પર વિચાર કરી જોતાં અંતે મ્હને એમ જણાઇ આવ્યું છે કે, આ શહેરમાં આપણી વિરુદ્ધ કેટલાંક ભયંકર ષડ્યંત્રો ચાલી રહ્યાં છે અને પ્રપંચીઓએ અહીંનાં ખંડેરોમાં પોતાનાં રહેવાનાં સ્થળો રાખ્યાં છે તેવો બાદશાહને સંશય આવવાથી તેમના ઉપર નજર રાખવાને માટે તેમણે પરમ વિશ્વાસુ અંબર રાજકુમારને અહીં મોકલાવેલ છે. મારી ક્ષુદ્ર બુદ્ધિ અનુસાર મ્હારી માન્યતા તો આવી જ છે. આપે મ્હને જે કાંઇ કહ્યું તે પરથી જ મ્હેં ઉપરોક્ત અનુમાન કર્યું છે. આવી વિશેષ કલ્પના હું કરી શકતો નથી."

"આ ઉપરથી તમે એટલો નિશ્ચય તો કરો છો ને કે વૃદ્ધ ઉમરાવ સલાબતખાને કોઇને આ ભગ્ન શહેરમાં કોઈ સ્થળે છુપાવી રાખેલું છે?"

"હા, એમજ; પણ આપણે તે વીશે તપાસ કરવી જોઇએ."

"છુપાઇ રહેલું માણસ એકાદ સ્ત્રી હોવી જોઇએ કે નહિ?"

"આપના કહેવા પરથી તો હોવી જ જોઇએ એમ જણાઇ આવે છે."

"સંન્યાસી પણ તેઓમાંનો જ હોવો જોઇએ, કેમ?"

"આપનું અનુમાન બરાબર છે."

"તમે અને મ્હેં એક જ રાત્રે જે જૂદા જૂદા બનાવ જોયા, તે એક બીજા સાથે સંઘટિત નહિ હોવા છતાં સંન્યાસીને તેની કેવી રીતે ખબર પડી?!"

"રાજકુમાર! આ બધું દુર્ભેદ્ય રહસ્ય ગુપ્ત કારસ્થાનની સાથે જ જોડાયેલું છે. તો પછી એનો પ્રત્યુત્તર હું એકદમ કેવી રીતે આપી શકું?"

કેટલાક વખત સુધી અજીતસિંહ કાંઇ બોલ્યો નહિ. પછી એકાએક ઉત્સાહપૂર્વક તે બોલી ઉઠયો:—"અંબરનું અનિષ્ટ કરવાનો જે કોઈ પ્રયત્ન કરશે તેને આ અજીતસિંહના બાહુમાં કેટલું બળ છે તેનો અનાયાસે જ સારી રીતે અનુભવ થશે. મ્હારા હૃદયના તેજ અને મગજની બુદ્ધિનો હું તે વખતે યોગ્ય ઉપયોગ કરી બતાવીશ જ."

રઘુવીરસિંહ આનંદમાં આવી જઇ બોલ્યો:—"એ સંબંધીની મ્હને સંપૂર્ણ ખાત્રી છે."

એટલામાં એક સૈનિક ત્યાં આવીને ઉભો રહ્યો અને તેણે કહ્યું:—"એક વૃદ્ધ સ્ત્રી આપને મળવા માટે આવી છે."

અજીતસિંહે પૂછ્યું:—"કયી સ્ત્રી ?"

"કોઇ ભિખારિણી હોવી જોઇએ; તે ઉન્માદિની જેવી જણાય છે !"

"તે શું કહે છે ?"

"કાંઇ કહેતી નથી. તેને અહીંથી કાઢી મૂકવાનો પ્રયત્ન કર્યા છતાં તે એક ડગલું પણ હડતી નથી ! તે કહે છે કે, અંબર રાજકુમારની મુલાકાત લીધા સિવાય હું અહીંથી જઇશ નહિ. ડોશી ગાંડા જેવી અને ઘણી જ ગરીબ—"

અજીતસિંહે રઘુવીર તરફ જોયું એટલે તેણે સૈનિકને કહ્યું:—"જા, તેને અહીં લઇ આવ."

સૈનિક સલામ કરી ત્યાંથી ચાલ્યો એટલે અજીતસિંહે રઘુવીરસિંહને કહ્યું:—"વળી આ નવીન ધતીંગ શું જાગ્યું ? મ્હારી સાથે તેને શું કામ હશે ?"

"જોઇએ તો ખરા કે એ શું કહે છે ? માત્ર એટલું ખરું કે હવે આપણે અહીં ઘણી જ સાવધાનતાથી રહેવું જોઇએ; એમાં કંઇ પણ શંકા લાવવા જેવું નથી."

અજીતસિંહે કહ્યું:—"ખરેખર." એટલામાં એક પાતળી લાકડીના ટેકાથી ચાલતી એક વૃદ્ધા કંપતી કંપતી તેની પાસે આવીને ઉભી રહી. તેણે અનેક ગાંઠો મારેલું એક મલિન—દુર્ગંધયુક્ત વસ્ત્ર પહેરેલું હતું. માથાપરનો મ્હોટો ચોટલો તૈલહીન હોવાથી અસ્તવ્યસ્ત થઇને તેની પીઠ ઉપર લટકતો હતો. ગાલ તો તદ્દન બેસી ગયેલા હતા. આંખો ઉંડી ઉતરી ગયેલી હતી. તેને જોતાં જ આ કોઇ દીવાની

થઇ ગયેલી હોવી જોઇએ એમ જણાતું હતું. અભાગિની ડોશીને દુર્દશાની છેલ્લી સ્થિતિએ પહોંચેલી જોઇ ગમે તેવા પત્થર જેવા હૃદયના માણસનું હૃદય પણ દ્રવિત થાય તેમ હતું.

ડોશી લાકડીને બાજૂએ મૂકી હાથને જમીન પર ટેકાવી તેના પર ભાર દઇ ધીમેથી નીચે બેઠી; પછી રઘુવીરસિંહ તરફ દૃષ્ટિ કરી બોલીઃ—"તમે નહિ." વળી ગાંડી ઘેલીની માફક ચાળા કરી તેણે અજીતસિંહ તરફ જોયું અને કંપતા સ્વરે બોલીઃ—"હા, હા, તમે જ."

અજીતસિંહ બોલ્યોઃ—"ત્હારે શું જોઇએ છીએ?"

ડોશી પહેલાંનો જ સ્વર કાયમ રાખી બોલીઃ—"અંબરનો રાજકુમાર!"

"શા માટે? હું જ રાજકુમાર છું."

"અજીતસિંહ?"

"હા, મ્હારું જ નામ અજીતસિંહ છે."

"હાશ, બહુ જ સારું થયું. મ્હને એક સોના જેવો—સમજ્યા કે નહિ? સોના જેવો—એક પુત્ર હતો. હાય! મ્હારો પુત્ર યુદ્ધ કરતાં કરતાં મરી ગયો! અરે! મ્હારા—અનાથિનીના આધાર—તું ક્યાં ગયો?!" એમ કહી તે ડોશીએ મ્હોટેથી રડવા માંડ્યું. અજીતસિંહ પણ તેનું દુઃખ જોઇ દુઃખી થયો; પણ આ વખતે આવા કામમાં વખત ગુમાવવાનું તેના મનમાં નહોતું એટલે ખીસ્સામાંથી એક સોનામહોર બ્હાર કાઢી ડોશીને આપતાં તે બોલ્યોઃ—"ડોશીમા, આ લ્યો, તમારો પુત્ર યુદ્ધ કરતાં કરતાં રણક્ષેત્રમાં મરી ગયો એ બહુ સારું થયું છે; તે સ્વર્ગમાં જશે."

"બેટા! સ્વર્ગ ક્યાં છે તે મ્હને તું કહે તો ખરો?"

"અજીતસિંહ શો ઉત્તર આપવો તેના વિચારમાં પડી ગયો, પણ મન સહજ સાવધ કરીને તે બોલ્યોઃ—"સ્વર્ગ આકાશમાં છે."

"ત્યારે કહે કે હું ત્યાં કેવી રીતે જઇ શકું ? મ્હને તું ત્યાં લઇ જા તેમાં તને કાંઈ અડચણ નથી, કારણ કે તું રાજાનો પુત્ર છે !"

"ત્યાં કોઇ કોઇને લઇ જઇ શકતું નથી, હમણાં તમે અહીંથી જાઓ; બીજી વખતે આવજો"

અજીતસિંહ પોતાને સોનામહોર આપવા માટે ઉઠે છે એવું જોતાં જ તે એકદમ બોલી ઉઠીઃ—"નહિ, નહિ; આ ચક્ચકિત મહોરથી તો મ્હારે માર ખાવો પડશે જે ચીજ રાખવાની શક્તિ આપણામાં ન હોય, તે શા માટે પાસે રાખવી જોઇએ ! વળી તેથી મ્હને કશો ફાયદો નથી."

"ત્યારે ત્હારે શું જોઇએ છીએ ? શા માટે તું મ્હારી પાસે આવી છે ?"

"ગામમાં મ્હેં સાંભળ્યું કે, અંબરનો રાજકુમાર અહીં આવેલો છે એટલે મન થયું કે તેને જોઇ આવું. તને ઘણી વાતો કહેવાની મ્હારી ઇચ્છા હતી; પણ વૃદ્ધાવસ્થાને લીધે હૈયેથી વાત હોઠે આવતાં તો ભૂલી જવાય છે, એટલે તને શું કહેવાની હતી એ પણ ભૂલી ગઇ છું !"

"ઠીક, ત્યારે હવે જાઓ."

"હા, હા, હા, હવે યાદ આવ્યું. એક સંન્યાસી કહેતા હતા—હા, બરાબર એમજ એક સંન્યાસીએ કહ્યું—"



## પ્રકરણ ૧૬ મું.

## બુઢ્ઢીનું પરાક્રમ!

સંન્યાસીનું નામ સાંભળતાં જ અજીતસિંહ ઉત્કંઠિત બની ગયો. તે બોલ્યોઃ—"સંન્યાસીએ શું કહ્યું હતું ?"

ડોશી ઘણી પહોંચેલી હતી. પોતાની લાકડી હાથમાં લઇ તે કંપતી કંપતી ઉઠી અને બોલીઃ—"પણ—પણ—એટલામાં તો હું ભૂલી ગઇ હા-હા પાછું યાદ આવ્યું. "સંન્યાસીએ મ્હને પ્રસાદ આપ્યો હતો ! સંન્યાસી બહુ જ સારો હતો. હવે જાઉં છું. બેટા, ત્હારું કલ્યાણ થાઓ." એમ કહી તે ત્યાંથી ચાલવા લાગી.

થોડા સમય પહેલાં તે ડોશીને અજીતસિંહ કાઢી મૂકવા તૈયાર થયો હતો પરંતુ તે હવે તેને અહીંથી જતી જોઇ અસ્વસ્થ થઇ ગયો અને બોલ્યોઃ-"ઉભી રહે. સંન્યાસીએ તને શું કહ્યું હતું ? તે તને ક્યાં મળ્યો હતો ?"

"આ સામેના રસ્તા પર !"

"તે શું બોલ્યો ?"

"બેટા, મ્હને બધું યાદ આવતું નથી. બહુ ઘરડી થઇ છું એટલે મ્હારી સ્મરણશક્તિ ઓછી થઇ ગઇ છે."

"શું યાદ આવે છે ?"

"હા, તેણે કહ્યું કે, ત્હારા પુત્રને હું જીવતો કરી દઇશ. ડોશી, ફત્તેહપૂરમાં અંબરનો રાજકુમાર આવ્યો છે,—પછી બીજું શું કહ્યું ?— ભૂલી ગઇ ! ! અરેરે ! આમજ બન્યા કરે છે !"

રઘુવીરસિંહે ગંભીર સ્વરે કહ્યું:—"પહેલાં તું શાંત થઇને નીચે બેસ અને પછી જે કહેવું હોય તે કહે."

"નહિ ભાઈ, હવે હું બેઠી થઈ શકું તેમ નથી. એક તો હું વૃદ્ધ છું અને મ્હારે ઘણે દૂર જવાનું છે—પણ—ઉભા રહો. તે સંન્યાસીએ કહ્યું કે, ડોશી, જા. અંબરના રાજકુમારને કહે કે, ત્હારું કલ્યાણ થાય એવી તારી ઇચ્છા હોય તો આજને આજ તું અહીંથી અંબર ચાલ્યો જા."

આશ્ચર્યચકિત મુદ્રાથી અજીતસિંહે રઘુવીર તરફ જોયું; પણ રઘુવીરસિંહ કાંઈ બોલ્યો નહિ. તે તીક્ષ્ણ દૃષ્ટિથી ડોશીના હાવભાવ તથા વાતચિતનું અવલોકન કરતો હતો. એટલામાં તો તે ડોશી જવાને તયાર થઈ અને બોલી:—"હવે હું જાઉં છું—સંન્યાસીની પાસે જ જાઉં છું. તેણે કહ્યું છે કે હું ત્હારા પુત્રને જીવતો કરીશ—"

અજીતસિંહ તેને બહાર જતી અટકાવવા જતો હતો એટલામાં રઘુવીરે માથું હલાવી તેને તેમ કરતાં અટકાવ્યો. ડોશી કંપતી કંપતી બ્હાર ચાલી ગઇ. પછી રઘુવીરે એક સૈનિકને હાંક મારી બોલાવ્યો અને કહ્યું:—"બે જણા આ ડોશીને ખબર પડે નહિ તેમ તેની પછવાડે જાઓ. એક ક્ષણ માત્ર માટે પણ તેને તમે તમારી દૃષ્ટિમર્યાદામાંથી બહાર જવા દેશો નહિ. તે ક્યાં જાય છે, શું કરે છે વગેરે બાતમી અમને આપતા રહેજો. તું માત્ર તેની પછવાડે એક છાયાની માફક રહેતો જજે."

તરતજ સૈનિક ત્યાંથી ચાલ્યો. પછી અજીતસિંહે પૂછ્યું:—"રઘુવીરસિંહ! આમાં આપણે શું સમજવું?"

"એટલું જ નક્કી કરી શકાય છે કે, ગમે તે ઉદ્દેશ હોય પણ આપણે અહીં રહીએ તે અહીંના કેટલાક લોકોને પસંદ નથી."

"કેમ ? તેમાં તેઓનો શો હેતુ હોવો જોઇએ ?"

"એ કળી શકાય તેમ નથી !"

ઉપર પ્રમાણે વાતચિત ચાલતી હતી એવામાં એક ગભરાયલો સિપાહી દોડતો દોડતો ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું:—"સેનાપતિ સાહેબ, તે ડોશી તો કયાંય દેખાતી નથી !"

એ સાંભળી અજીતસિંહ એકદમ ઉઠીને ઉભો થયો અને પૂછ્યું:— "ત્યારે તે કયાં ગઈ ?"

રઘુવીરસિંહ પણ વિસ્મિત બની જઇ એકાએક ઉભો થઇ બોલ્યો:—"તે તો હમણાં જ અહીંથી ગઇ છે. એટલામાં તે કયાં જાય ? એકાદ આડી ગલ્લી બલ્લીમાં ધુસી ગઈ હશે. જા, બરાબર તપાસ કર."

સિપાહીએ નમ્રતાથી કહ્યું:—"સરકાર, કયાંય પણ જોવામાં આવતી નથી !"

"એટલે ? તમે કહો છો એ મનાય પણ કેમ ?" અજીતસિંહે પુનઃ ઉદ્ગાર કાઢયા.

તરતજ તે ત્રણે જણા બહાર નીકળ્યા. રજપૂત વીરો ત્યાં બેઠેલા હતા. રાજકુમારને જોતાં જ તેઓ ઉઠીને ઉભા થયા. અજીત તેઓને ઉદ્દેશીને બોલ્યો:—"હમણાં એક ડોશી મ્હને મળવા અંદર આવી હતી. બ્હાર આવ્યા પછી તે કયી દિશા તરફ ગઈ તેની કોઇને ખબર છે કે ?"

રજપૂત સૈનિક એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા. તેઓ-માંથી એક હિમ્મત રાખી બોલ્યો:—"રાજકુમાર ! તે તો બિલકુલ બહાર આવી જ નથી ! આવી હોય તો અમે તેને જોઈ ન હોય ?!"

અજીતસિંહ વિસ્મિત થઈ જઇ બોલ્યો:—"તમે શું કહો છો ? દિવાનખાનામાંથી બહાર નીકળતાં તો મ્હેં તેને જોઇ છે. તેને ગયાને થોડા સમય થયો છે."

"અમે બધા તો ક્યારનાય અહીં બેઠેલા છીએ. બહાર આવે તો અમારી નજર ચુકાવીને તે ક્યાં જઇ શકે ?"

"જાઓ, ચારે બાજૂએ તપાસ કરો. તે કાંઇ હવામાં નહિ મળી ગઈ હોય !"

પ્રત્યુત્તર નહિ આપતાં રજપૂત સિપાહીઓ શોધ કરવા માટે બહાર નીકળ્યા. અજીતસિંહ રઘુવીરસિંહ તરફ ફરીને બોલ્યો:—"ઘણું જ અજાયબ જેવું ! જે પહેલાં ચાલી પણ નહોતી શકતી તે એકાએક અદૃસ્ય !"

રઘુવીર ચિંતાયુક્ત સ્વરે બોલ્યો:—"અહીં જે જે બનાવો બને છે તે બધા આશ્ચર્યજનક જ બને છે; તેમાં હું શું કહી શકું ?"

એટલામાં એક ગામડીયણ છોકરી એક ટોપલીમાં શાકભાજી લઇ આવી. તેણે કહ્યું:—"હમીદાએ મ્હને અહીં મોકલી છે. આપને કેટલી શાકભાજી જોઇએ છે ?"

અજીતસિંહ વિરક્તિથી બોલ્યો:—"શાકભાજીની જરૂર નથી; પણ ત્હેં અહીંથી એક બુઢ્ઢીને જતાં જોઇ છે ?"

છોકરીએ કહ્યું:—"થોડા વખત પહેલાં એક ડોશી કંપતી કંપતી અહીંથી જતી હતી ખરી ! તે તો અમારા ગામમાં મજૂરી કરવાવાળી બાઇ છે !"

"હા, મ્હારે તેને જ મળવું છે." એમ કહી તે બાળિકાએ જે દિશા બતાવી તે દિશા તરફ અજીતસિંહ જવા લાગ્યો. રઘુવીરસિંહ પણ તેની પાછળ પાછળ જવા લાગ્યો. પેલી ગામડીયણ છોકરી પણ

મનમાં હસતી હસતી એક બાજૂ ચાલી ગઇ. તેના મંદહાસ્યમાં વિનોદ સ્પષ્ટતાથી જણાઇ આવતો હતો !

અજીતસિંહ ઘણે દૂર સુધી દોડયો પણ ક્યાંય બુઢ્ઢી તેના જોવામાં આવી નહિ. રઘુવીર અને અજીત બન્ને પણ સિંહદ્વાર પાસે આવીને ઉભા રહ્યા. થોડા વખતમાં તેના બધા સૈનિકો ત્યાં આવી પ્હોંચ્યા. અજીતસિંહ તેમને જોતાં જ ગુસ્સાથી બોલી ઉઠયો:—"તમે ત્યાં તેની શોધ નહિ કરતાં અહીં શા માટે આવ્યા ?"

બધા સૈનિકોએ એક સ્વરે ઉત્તર આપ્યો:—"અમે સાંભળ્યું છે કે તે ડોશી અહીં બેઠેલી છે."

"તમને કોણે કહ્યું ?"

"એક શાકવાળી છોકરીએ ! તેણે કહ્યું કે તે ડોશી આ દરવાજાપર બેઠેલી છે."

અજીતસિંહે રઘુવીરના ચ્હેરા તરફ જોયું. રઘુવીરે સૈનિકોને પૂછ્યું:—"તે છોકરી ક્યાં ગઇ ?"

"ઉમરાવની દાસીને શાકભાજી આપવા ગઇ છે."

અજીતસિંહે ગુસ્સાથી કહ્યું:—"તમારામાંના કેટલાક જણ અહીં પહેરો ભરતા ઉભા રહો ! કારણ કે તેથી તે દરવાજા બહાર જશે તો પકડાઇ જશે. બાકીના થોડા જણ આખા શહેરમાં ફરો. ગલીએ ગલી, ખંડેરે ખંડેર અને મહેલે મહેલ—દરેક સ્થળે તપાસ કરો. કોઇ પણ રીતે તેને પકડવી જ જોઇએ."

રજપૂત સૈનિકો ચારે બાજૂએ તપાસ કરવા દોડયા. અજીતસિંહ અને રઘુવીરસિંહ મહેલ તરફ જવા લાગ્યા. મસ્જીદ પાસે આવતાંજ એક વૃદ્ધ મૌલવી તેમાંથી બહાર નીકળતો દેખાયો. મસ્જીદ બહાર એક સૈનિક ઘોડાની લગામ પકડીને ઉભો હતો. મૌલવી તે

ઘોડાપર ચઢ્યો અને રાજકુમારને સલામ કરી બોલ્યો:—" હું આ રસ્તે થઇને આગ્રે જતો હતો, અહીં આવતાં મસ્જીદ જોઇ, એટલે વિચાર કર્યો કે નમાજ પઢીને જાઉં તો ઠીક. બધાના નસીબમાં કાંઇ આવો યોગાયોગ હોતો નથી."

રાજકુમારે કહ્યું:—" હા, ખરી વાત."

" ત્યારે હવે હું રજા લઉં છું." એમ કહી વૃદ્ધ મૌલવી આસ્તે આસ્તે સિંહદ્વાર તરફ જવા લાગ્યો. તેનો નોકર સઘળો સામાન ખભાપર નાંખી ઘોડાની પછવાડે ચાલતો હતો.

અમે જે વખતની આ વાર્તા લખીએ છીએ તે વખતે મૌલવીઓ આવી જ રીતે પ્રવાસ કરતા હતા. હમ્મેશાં દરેક વખતે તેઓની આવી જ પદ્ધતિ હતી. બધા લોકો તેને વિશેષ માન આપતા હતા અને તેથી જ અજીતસિંહને તેને જોતાં જ આશ્ચર્ય જણાયું નહિ. વળી તે પોતે જે શોધ કરવામાં ગુંથાયલો હતો, તેવે વખતે તેને મૌલવી સંબંધી વિચાર કરવાનું યોગ્ય જણાયું નહિ.

થોડા વખત પછી તે બન્ને જણા બાદશાહી મહેલમાં આવી પહોંચ્યા. આવતાં આવતાં પણ તેઓએ શાકભાજીવાળીનો અને ડોશીનો પત્તો કાઢવામાં કાંઈ બાકી રાખ્યું નહિ; પરંતુ કયાંય તેઓનું નામનિશાન પણ જણાયું નહિ.

આસ્તે આસ્તે એક પછી એક રજપૂત સૈનિકો પાછા આવવા લાગ્યા. તેઓએ આખું શહેર શોધી જોયું પણ નિરાશા સિવાય તેમને બીજું કાંઇ મળ્યું નહિ.

આ વખતે એક સૈનિકે વૃદ્ધ ઉમરાવ સલાબતખાનના નોકર મહમ્મદજાનને ત્યાં લાવીને ઉભો કર્યો. મહમ્મદજાન ઘણુ જ સન્માનપૂર્વક કુર્નિસ બજાવી બોલ્યો:—" હુજૂર, ગુલામને શી ફરમાસ છે ?"

"તમારે ત્યાં એક શાકવાળી છોકરી શાકભાજી વેચવા આવી હતી?"

"નહિ સાહેબ! અમારે ત્યાં તો આજે કોઇ આવ્યું નથી!"

"તે તો કહેતી હતી કે તેને હમીદાએ મોકલી છે."

"નહિ. તમારી પાસે તે જૂઠું બોલી હોવી જોઇએ. કોઇ શાકવાળી આજ આવી જ નથી."

"તે શાકવાળીને તું ઓળખે છે ખરો?"

મહમ્મદજાને થોડો વખત વિચાર કર્યા પછી જવાબ આપ્યો:–"નહિ હુજૂર! આવી શાકવાળીને તો મ્હેં ક્યારેય જોઇ નથી! હું તો ગામનાં બધાં માણસોને ઓળખું છું!!"

"ત્યારે ગામમાં આવી કોઇ છોકરી છેજ નહિ એમજ ત્હારું કહેવાનું છે ને?"

"નહિ. તે વિષે મને તો કાંઇ ખબર નથી."

"ગામમાં કોઇ જંગલી ડોશી રહે છે કે?"

"ડોશી?"

"હા, તે શાકવાળી છોકરીએ જ અમને થોડા વખત પહેલાં કહ્યું હતું કે તે આ ગામમાં જ રહે છે."

"તદ્દન બનાવટી વાત! એવી કોઇ બુઢ્ઢી અહીં રહેતી હોય અને તે હું ન જાણું? અહીં તો શું, આસપાસના એક પણ ગામમાં તેવી બુઢ્ઢી રહેતી નથી."

અજીતસિંહે રઘુવીરસિંહ તરફ જોયું, પણ તે તો કાંઇ બોલ્યો નહિ, એટલે પાછો તેણે મહમ્મદજાનને પ્રશ્ન કર્યો:–"સિંહદ્વાર સિવાય આ શહેરમાંથી બીજા કોઇ રસ્તેથી બહાર જઇ શકાય છે?"

" ક્યાંયથી નહિ. હુજૂર, આપ જુઓ છો તો ખરા કે શહેરની આસપાસ બાદશાહે કેવો જબરદસ્ત કિલ્લો બનાવેલો છે. "

" ઠીક છે, હમણાં તું જા અને શાકવાળી કે ડોશી મળે તો તેને અહીં મોકલાવી દેજે. "

" આપના હુકમ પ્રમાણે મળશે કે તરત અહીં હાજર કરીશ. "

" અમારા કેટલાક માણસો દરવાજે પહેરો ભરતા ઉભા છે એટલે તેઓ શહેર બહાર જવાનો પ્રયત્ન કરશે કે તરત તેઓ તેમને પકડીને અહીં લાવશે. "

" જેવી હુજૂરની મરજી. " એમ કહી મહમ્મદજાન ત્યાંથી ચાલ્યો ગયો. અજીતસિંહે રઘુવીરસિંહને જીજ્ઞાસાપૂર્વક પૂછ્યું:-" રઘુવીરસિંહ, આ બધી બાબતનો શો નિર્ણય કાઢયો ? "

રઘુવીર દીર્ઘ નિઃશ્વાસ છોડતો બોલ્યો:—" કાંઇ નહિ ! "



# ખંડ ૨ જો.

## પ્રકરણ ૧ લું

### ઇતિહાસદર્શન.

જે ઐતિહાસિક કાળની અમે આ વાત કહીએ છીએ તે વખતનો થોડોક સંક્ષિપ્ત ઇતિહાસ જો અહીં નહિ આપવામાં આવે તો વાંચક બંધુ-ભગિનીઓને આ વાર્તા વાંચતાં ઠેકાણે ઠેકાણે ઘણી અડચણો પડવા સંભવ છે એટલા માટે અમે અહીં તે વખતના ઇતિહાસ તરફ દૃષ્ટિ ફેરવી જોઇએ છીએ.

જે સમયની અમે આ નવલકથા લખીએ છીએ, તે સમયે બાદશાહ જહાંગીર પોતાના બાહુબળથી રાજ્ય કરતો હતો. ગત કાળમાં અકબરે રજપૂત કન્યાઓ સાથે લગ્ન કરીને અને જૂદા જૂદા ઉપાયો યોજીને રજપૂતોને પોતાના પક્ષમાં સ્નેહબદ્ધ અને કર્ત્તવ્યબદ્ધ કરી લીધા હતા. માત્ર અપવાદ દાખલ તેમાં ઉદયપુરના મહારાણા પ્રતાપસિંહ જ ફસાયા નહોતા. અકબરે જોધપુરની રાજકન્યા જોધાબાઇ અને અંબરની રાજકન્યા જાન્હવીબાઇ સાથે લગ્ન કર્યાં હતાં. અંબરની રાજ્યકન્યા માનસિંહની સગી બહેન હોઇ મહમ્મદ ખુશરૂની માતા થતી હતી. માનસિંહે ખુશરૂને દિલ્હીની ગાદીએ બેસાડવા માટે બહુ ખટપટો કરી હતી, પણ તેમાં તેને યશ મળ્યો નહોતો તથા ઘણી વખત અપમાન ભોગવવું પડ્યું હતું. જહાંગીરે ખુશરૂને

ગ્વાલીઅરના કિલ્લામાં કેદ કરી રાખ્યો હતો, અને ત્યાં જ તેનો અંત આવ્યો.

ઉદયપુર યાને મેવાડના રાણા પ્રતાપસિંહના મૃત્યુ પછી આઠ વર્ષે અકબર મરણ પામ્યો. આ આઠ વર્ષમાં પ્રતાપસિંહની પછી તેની ગાદી પર વિલાસી રાજા અમરસિંહ રાજ્ય કરતો હતો. તેણે પણ બાદશાહનું સ્વામિત્વ માન્ય કર્યું નહોતું. તે બાબતમાં અકબરે જો કે તેને હયરાન કર્યો નહોતો; તો પણ જહાંગીરે તો તેની સાથે યુદ્ધ કરવામાં કાંઈ બાકી રાખ્યું નહોતું. આખરે અમરસિંહને બાદશાહનું સ્વામિત્વ માન્ય કરવાની ફરજ પડવાને લીધે, તેનાથી તે અપમાન સહન થયું નહિ તેથી તેણે પોતાના પુત્ર કર્ણસિંહને રાજગાદી સોંપી વાનપ્રસ્થાશ્રમ સ્વીકાર્યો. જે કાળની આપણી આ વાર્તા લખાય છે તે વખતે કર્ણસિંહજ ઉદયપુરનો રાણો હતો.

આ વખતે અંબરાધિપતિ માનસિંહ હયાત નહોતો. તેના પછી તેનો પુત્ર પણ હદથી બહાર દારૂ પીવાને લીધે મરણને શરણ થયો. તેના પુત્રની પણ બાપના જેવી જ સ્થિતિ થઇ—તે પણ દારૂમાં ને દારૂમાં મરી ગયો. ત્યાર પછી જહાંગીરે પોતાની પત્ની—બિકાનેરની રાજકન્યા જોધબાઇના કહેવાથી માનસિંહના ભાઇ જગતસિંહના પૌત્ર જયસિંહને અંબરના રાજસિંહાસને બેસાડયો. આ વાર્તાની રંગભૂમિની શરુઆતમાં આવેલ અજીતસિંહે એ ખુદ માનસિંહનો જ પૌત્ર થતો હતો. જયસિંહ ઉર્ફે અજીતસિંહનાં વીરત્વના વાતો ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયલી છે. તેણે જ પોતાના નામથી જયપુર શહેર વસાવ્યું હતું.

આ સમયે મેવાડ અથવા ઉદયપુર, મારવાડ અથવા જોધપુર અને અંબર અથવા જયપુર એ ત્રણે રાજ્યોના રજપૂત રાજાઓ

બાદશાહના જમણા હાથ બરાબર હતા, તથા તેઓ ઘણા જ પરાક્રમી પણ હતા. આપણી આ વાર્તામાં મેવાડનો કર્ણસિંહ, અંબરનો અજીતસિંહ, મારવાડના મહારાણાનો (ગજસિંહનો) પુત્ર અનિલસિંહ એ ત્રણે જણ ઘણો જ ભાગ ભજવવાના છે એટલા માટે જ તેમનો આટલો પરિચય આપ્યો છે.

જહાંગીરના બે પુત્રો પરવેઝ અને ખુર્રમ આ ત્રણે રાજપૂત રાજકુમારોના સમવયસ્ક હતા. ખુર્રમની માતા રાજપૂત રાજકન્યા હતી. અંબર રાજવંશના દૂરના સગા પૂરણસિંહની (ટોલાના રાજાની) તે પુત્રી હતી. અર્થાત્ શાહજાદો ખુર્રમ અર્ધો રાજપૂત હતો એમ જો કહેવામાં આવે તો તેમાં કાંઇ ખોટું નથી અને તેટલા માટે જ જહાંગીર પછી તેને ગાદી મળે એવી બધા રાજપૂતોની ઇચ્છા હતી. અંબર અને મારવાડ હમેશાં બાદશાહના પક્ષને અનુકૂળ હોવાને લીધે તેઓ જહાંગીરથી વિરૂદ્ધ જાય એવો સંભવ નહોતો. પણ તે બાબતમાં ઉદયપુરનું તેમ કહી શકાય તેમ નહોતું. ઉદયપુરના મહારાણાનો ભાઇ ભીમસિંહ હમેશાં બાદશાહના દરબારમાં રહેતો અને બન્ને સમવયસ્ક હોવાથી શાહજાદ ખુર્રમને અને તેને સારી મિત્રતા બંધાઇ હતી. જહાંગીર બુદ્ધિમાન અને ચાણાક્ષ હતો. તેણે તરતજ જાણી લીધું કે, 'ભીમસિંહ નિરૂદ્યોગી થઇને બેસી રહે તેવો માણસ નથી. હું જીવું છું એટલામાં જ તે ખુર્રમને ગાદીએ બેસાડવાનો પ્રયત્ન કરશે. વળી તેણે મહાન્ યોદ્ધા મહબ્બતખાનને પણ પોતાના પક્ષમાં લઈ લીધો છે. ખરી રીતે જોતાં મહબ્બતખાન પણ રાજપૂત જ હતો. મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યા પછીજ તેણે મહબ્બતખાન નામ ધારણ કર્યું હતું. ઉપરોક્ત વિચારો મનમાં આવતાંજ જહાંગીરે ભીમસિંહને ગુજરાતના સૂબા તરીકે નીમ્યો, પરંતુ તે વાત ભીમસિંહને પસંદ પડી નહિ.

મહોરાણા પ્રતાપસિંહનો ભાઇ શક્તિસિંહ દેશદ્રોહી થઈ અકબરને મળી ગયો હતો. પ્રતાપસિંહ જે વખતે પહાડો—જંગલો—ગુફાઓમાં ભટકી પોતાના દેશની—રાજપૂતાનાની સ્વતંત્રતા રાખવા માટે ભયંકર રક્તપાત અને આત્મયજ્ઞ કરતો હતો તે વખતે અકબરે શક્તિસિંહને ચિતોડના સિંહાસનપર બેસાડી મેવાડના મહારાણા તરીકે તેની ચારે તરફ તેની નામના ફેલાવી; પરંતુ મેવાડનું રાજપૂત મંડળ તેને દેશકલંકી માનતું હોવાથી કોઇને પણ તેથી આનંદ થતો નહોતો. તેઓ તેને અંતઃકરણથી ધિક્કારવા લાગ્યા અને મહારાણા તરીકે તેને માન આપ્યું નહિ. આખરે શકિતસિંહે લજ્જાયુકત અંતઃકરણે પ્રતાપસિંહની પાસે માફી માગી અને પાછો અકબર પાસે ચાલ્યો ગયો. ત્યાં જતાં જ ભર દરબારમાં અકબરે તેનું પાણી ઉતારી નાખ્યું. નહિ કહેવાનાં વચનો તેને કહ્યાં તેથી તે સહન નહિ થઇ શકવાને લીધે તેણે છાતીમાં જમૈયો મારી ત્યાં જ પોતાનો કલંકી દેહ છોડી દીધો. તેનાજ એક પુત્રે મુસલમાન ધર્મનો સ્વીકાર કરી મહબ્બતખાન નામ ધારણ કર્યું હતું. જહાંગીરના વખતમાં મહબ્બતખાન જેવો યોદ્ધા સૈન્યમાં બીજો એક પણ નહોતો. પરંતુ મહબ્બતખાન ફકત નામનો જ મુસલમાન હતો. તેના મનનું વલણ રાજપૂતો તરફ હતું તેથી ભીમસિંહ સાથે મળી જઇ તે શાહજાદા ખુર્રમને ગાદીએ બેસાડવાની ખટપટ કર્યા કરતો હતો. ઇતિહાસ વાંચનાર બંધુ—ભગિનીઓને ખબર તો હશે જ કે, આ મહબ્બતખાને જ એક વખત બાદશાહ જહાંગીરને એક વખત ઝેલમ નદીના તીરપર કેદ કર્યો હતો અને જગદ્વિખ્યાત સૌંદર્યસાર્વભૌમિની નૂરજહાને પોતે, હાથીપર બેસી—યુદ્ધ કરી બાદશાહનું રક્ષણ કર્યું હતું.

જે વખતની આ વાત ચાલે છે, તે વખતે દારૂબાજ જહાંગીર

સુરાપાન, નૃત્યગીત, અયશઆરામ, અનંગવિલાસ ઈત્યાદિ મૉજમજાહમાં મશગૂલ બની ગયો હતો. રાજકારભાર તપાસવાની તેને ફુરસદ મળતી નહોતી. તે માત્ર નામધારી બાદશાહ હતો. ખરા રાજકારભારની ચાવીઓ તો નૂરજહાંને પોતાના હાથમાં રાખી હતી. તેજ ભારતવર્ષની અધિષ્ઠાત્રી દેવી બનીને રાજકારભાર ચલાવતી હતી અને તેથી જે મહોરપર તેની છાપ હોય તે મહોર દસગણા મૂલ્યથી પણ લોકોને લેવી પડતી.

બીજા બાદશાહોની માફક જહાંગીરના જનાનખાનામાં પણ જૂદી જૂદી જાતની બેગમોનો અભાવ નહોતો. તો પણ મુસલમાન ધર્મ પ્રમાણે આ બધી બેગમોમાં માત્ર ત્રણ બેગમો જ મુખ્ય ગણાતી હતી. તેઓમાં સૌથી વરિષ્ટ–ઉચ્ચ દરજ્જાવાળી નૂરજહાન હતી. બીજી બિકાનેરની રાજકન્યા જોધાબાઈ પણ જહાંગીરની બેગમ હતી, અને ત્રીજી શાહજાદા ખુર્રમની માતા–અંબર રાજકન્યાને પણ બેગમ મહેલમાં વિશિષ્ટ માન આપવામાં આવતું હતું. તો પણ સર્વ સત્તા અને બાદશાહનું તન મન અને ધન તો માત્ર નૂરજહાનના હાથમાં જ હતાં.

નૂરજહાનને પુત્ર થયો નહોતો તેથી શાહજાદા પરવેઝ ઉપર તે ઘણો પ્રેમ ધરાવતી હતી. તેને દિલ્લીના સિંહાસનપર બેસાડવાને તે બહુ ખટપટ કર્યા કરતી હતી અને તેથી જ તે ખુર્રમનો તિરસ્કાર કરતી હતી. રાજપૂત રાણીઓ સામે તો તેની કરડી નજર હતી; પણ રાજપૂતો ન હોય તો દિલ્લીનું સિંહાસન એક દિવસ પણ ટકી શકે નહિ એ શંકા પ્રબળ હોવાથી જ તે ચાણાક્ષ સુંદરી મનમાં ને મનમાં પોતાનો દ્વેષ શમાવી રાખતી હતી. રાજપૂત બેગમોનું તેનાથી રતીભાર પણ નુકસાન થઇ શકે તેમ નહોતું અને તેમ કરવાનો તેણે કદી પ્રયત્ન પણ કર્યો નહોતો. એટલું જ નહિ પણ વખતે તે તેમની

ખુશામદ પણ કરતી હતી! થોડામાં એટલું જ કહેવાતું કે, નૂરજહાન જેવી બુદ્ધિમાન અને ચાણાક્ષ સૌંદર્યલતિકા દુનિયાની અંદર ક્વચિતજ નજરે પડે છે!

અમે જે વખતની આ વાર્ત્તા લખીએ છીએ તે વખતે જહાંગીરની જીવિતાવસ્થામાં જ નૂરજહાંની નજર સામે શાહજાદા ખુર્રમને ગાદીએ બેસાડવાનાં ભયંકર કૃષ્ણકારસ્થાનો ચાલતાં હતાં. આ કારસ્થાન વિષે બેગમમહાલમાં, બાદશાહી દરબારમાં તેમજ ઘેરઘેર અને રસ્તે રસ્તે જે રહસ્ય સંઘટિત થતું હતું તેનું જ વર્ણન અમે આ વાર્ત્તામાં કરવાના છીએ, અને તે સાથે બાદશાહના વિલાસમંદિરોનું અનુપમ દૃશ્ય પણ અમે વાચકોને બતાવવાના છીએ.

પહેલા પ્રકરણોમાં વર્ણવેલા ત્રણ આશ્ચર્યકારક બનાવો વિષે તે વખતે જ્યાં ત્યાં કૌતૂહલપૂર્ણ ચર્ચા ચાલી રહી હતી. રાજાનો ભાઇ ખુશરૂ જીવતો છે કે ગ્વાલિયરના કિલ્લામાં તેના જીવનનો અંત આવ્યો હતો તેની પણ કોઇને ખબર નહોતી. ઘણા વર્ષ પહેલાં તે ભારતવર્ષમાંથી ગૂમ થઇ ગયો હોવાથી ઘણુંખરૂં લોકો તેને ભૂલી પણ ગયાં હતા. આવી સ્થિતિ તે વખતે જહાંગીરના રાજ્યમાં ચાલતી હતી, એટલામાં એકાએક જાહિર થયું કે. શાહજાદો ખુશરૂ ગુપ્ત ખટપટો કરી ગ્વાલિયરના કિલ્લામાંથી નાસી ગયો છે અને તેની સાથે અસંખ્ય મોગલ સૈન્ય તથા રાજપૂતો મળી ગયા છે; એટલુંજ નહિ પણ, એક મ્હોટું સૈન્ય લઇ તે આગ્રા પર ચઢી આવે છે!

ઉપરોક્ત વાત ખરી કે ખોટી તે કોઇ જાણી શકતું નહોતું. દરબારમાંના રાજપૂત અને મોગલ સૈનિકોને તે વિષેની બિલકુલ ખબર નહોતી. બાદશાહ અને ઉચ્ચ દરજ્જાના માણસો માત્ર આ બાબતની ખબરો મેળવવાનો પ્રયત્ન કરતા હતા. તો પણ ઉપરોક્ત ગુપ્ત બાતમી

જ્યાં ત્યાં પ્રસરવાને લીધે બધાએ થરથરી રહ્યા હતા; પરંતુ અજાયબ જેવું તો એ છે કે આ બાતમી કોણ ક્યાંથી લાવ્યું તેની કોઈને ખબર નહોતી.

દરબારમાં અને જનાનખાનામાં રાજ્યસિંહાસન માટે ભયંકર કૃષ્ણ કારસ્થાનો ચાલતાં હતાં. તે વિષે કોઇ જરા પણ જાણતું નહોતું; એટલુંજ નહિ પણ ખુદ બાદશાહ પણ તે વિષે અજ્ઞાનજ હતો. માત્ર તેના મનમાં થોડો સંશય ઉત્પન્ન થયો હતો તેટલુંજ. પરંતુ નુરજહાંની સ્થિતિ તેવી નહોતી. તે બધું જાણતી હતી. તેનાથી ખાનગી કાંઇ નહોતું. તેથીજ મારવાડના અનિલસિંહ તથા અંબરના અજીતસિંહપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો તથા તેમને તે ઘણુંજ માન આપતી હતી.

સિંહાસન માટે ખરેખર લડાઇ જાગશે કે કેમ, તે વિષે કોઇ નિશ્ચિત વિચાર જણાવી શકે તેમ નહોતું. તો પણ દિલ્લીના ખૂનખાર બનાવ વિષે કોઇને લેશ માત્ર પણ સંશય નહોતો. કારણ કે, ઘણા માણસોએ પોતાની નજરે તે ભયાવહ—ખુલ્લો—અજ્ઞાત મૃતદેહ જોયો હતો; પરંતુ આ ખૂન કોણ કરે છે, શા માટે કરે છે, તે વિષે કોઇ ખુલાસો કરી શકતું નહોતું. બધાઓ દિંગ્મૂઢ બની ગયા હતા !!

તેમ વળી ફત્તેહપુર સિક્રીમાં જે જે બન્યું તે પણ ગુપ્ત રહ્યું નહિ. અજીતસિંહ અને રઘુવીરસિંહે જો કે તે વિષે ક્યાંય સ્પષ્ટ ખુલાસો કર્યો નહોતો. તો પણ તે પિશાચિક માયાની વાતો મીઠું મરચું ભભરાવી એક ગામથી બીજે ગામ એમ અધિક સ્થળે પ્રસરી ગઇ હતી. આ બનાવ સાંભળતાં સાંભળતાં લોકોના શરીર રોમાંચિત થઇ જતાં હતાં. એટલુંજ નહિ પણ દૂરના આગ્રા શહેરમાં પણ તે

વાત પહોંચી ગઇ હતી અને તેથી ત્યાંના લોકોને નિશ્ચિંતપણે નિદ્રા આવતી નહોતી.

અજીતસિંહે કહ્યું:–"રઘુવીર ! આપણા બે સિવાય આ પૈશાચિક લીલાની વાત કોઇ જાણતું નથી, છતાં તે વાત ચારે તરફ કેવી રીતે ફેલાઇ ગઇ ?"

"રાજકુમાર ! મ્હેં આપને પ્રથમથીજ કહ્યું છે કે, રઘુવીરસિંહના માથાના વાળ કાળાના સફેદ થયા તો પણ આ બાબતમાં તેની કાંઇ બુદ્ધિ ચાલતી નથી !" એમ કહી રઘુવીરે એક દીર્ઘ નિશ્વાસ મૂક્યો.

## પ્રકરણ ૨ જું.

### આગ્રાનો કિલ્લો.

યમુનાના રમણીય કિનારે અકબર બાદશાહે રાતા પથ્થરોનો આગ્રાનો કિલ્લો બાંધ્યો હતો. હજી પણ સુંદર તસ્વીર જેવો દેખાતો એ કિલ્લો યમુના નદીના કિનારે મોગલ શહેનશાહનો વિજયનાદ ગજાવતો શોભા આપી રહ્યો છે.

ચારે બાજૂએ ઉંડી ગંભીર ખાઇઓ હતી; તેમાં નિરંતર જળ ભરાઇ રહેતું. વળી તે ખાઇઓની પાસેથીજ કિલ્લાને બાંધવામાં આવ્યો હતો. સિંહદ્વાર સિવાય બીજા કોઇ સ્થળેથી અંદર જઇ આવી શકાય તેમ નહોતું. દરવાજા પર સદૈવ સો સિપાહીઓ પહેરો ભરતા હતા. કિલ્લાની બાજૂમાં ઘણાં ઘરો આવેલાં હતાં. તેમાં મુખ્યત્વે કરીને મોગલ અને રાજપૂત સૈનિકો રહેલા હતા.

કિલ્લાની અંદર સુંદર આરસ પથ્થરથી બનાવેલી મોતી મસજીદ હજી પણ સુંદર તસ્વીરની માફક શોભા આપી રહી છે. મસજીદથી થોડે દૂર વિસ્તૃત બાદશાહી રજવાડો આવેલો હતો. પહેલાં દિવાન–એ–આમ, પછી દીવાન–એ–ખાસ અને તે પછી બાદશાહને રહેવા માટે જૂદા જૂદા મનોહર મહેલો આવેલા હતા. તે સર્વની પછવાડે નંદનવનની માફક શોભાયમાન બેગમમહાલ (જનાનખાનું) આવેલું હતું. તેનું વર્ણન કરવું અશક્ય છે.

જૂદા જૂદા દેશોમાંથી મંગાવેલી અનેક બહુમૂલ્ય અને સુંદર વસ્તુઓથી તે મહેલ શૃંગારેલો હોવાથી એ અનુપમ શોભા આપતો હતો. કાશ્મીર અને અરબસ્થાનમાંથી મંગાવેલો ઉનનો સામાન જ્યાં ત્યાં લટકાવેલો હતો અને ભીંત ઉપર તેમજ છતોને સેંકડો ઝુમ્મરો લટકાવેલાં હતાં. રાત્રિના વખતે અસંખ્ય સુગંધિ દીપકોથી આ મહેલ પ્રકાશિત થતો. એ સમયે પોતાની સૌંદર્યથી, ચંદ્રપ્રકાશથી પ્રકાશી રહેલા આસમાનને પણ તે નિસ્તેજ બનાવી દેતો હતો. હજારો કુસુમમાલાઓથી બેગમમહાલ વિભૂષિત થતો હોવાથી જૂદી જૂદી જાતની સુગંધિથી સમસ્ત વિલાસભુવન બાગે-બિહિસ્ત બની જતું હતું. જવાહીરોએ તો જાણે આખા જગતનો ત્યાગ કરી અત્રેજ નિવાસ કર્યો હોય એમ જણાતું હતું. તેના અતુલનીય અકથનીય પ્રકારના પ્રકાશથી તેની શોભામાં વિશેષ વધારો થતો હતો. જગતની અંદર જે જે વિલાસનાં–સુખનાં અને આનંદનાં દ્રવ્યો–સાધનો હતાં તે બધાં આ વિલાસભુવનમાં એકત્ર થયેલાં હોય એવો સાહજિક ભાસ થતો હતો.

બાદશાહ કિંવા શાહજાદા સિવાય બીજા કોઈ પણ પુરુષને આ અસૂર્યસ્પર્શી વિલાસમંદિરમાં આવવામાં અધિકાર નહોતો. ભીમના

જેવી બળવાન્ કાયા ધરાવતા ખોજાઓ પોતાના કૃષ્ણરંગી હાથોમાં નગ્ન તલ્વારો લઇ રાત્રિ દિવસ જનાનખાનાનું રક્ષણ કરતા હતા અને અંદર પણ બળવાન્ તાતારી પ્રબળાઓ સશસ્ત્ર થઇને ઉભી રહેલી હતી.

દરેક બેગમને એકેક સ્વતંત્ર મહેલ આપવામાં આવ્યો હતો તે પ્રમાણે ત્યાં ઘણા મહેલો આવેલા હતા તથા દરેક મહેલની આસપાસ દાસીઓ—બાંદીઓને રહેવા માટે પણ મકાનો આવેલાં હતાં. દરવાજા પણ અસંખ્ય હતા. રસ્તાની તો વાત જ શી પૂછવી ? અર્થાત્ જેણે તે ભવન જોયું નથી તેને તેની કલ્પના આવવી પણ અશક્ય છે. એક વખતે જો કોઇ માણસ અંદર પ્રવેશ કરે તો ભોમીઆ સિવાય તે બહાર જઇ શકે એમ તો હતું જ નહિ ! કારણ કે, તે તો સ્વર્ગીય સુંદરીઓને રહેવાનું સુરક્ષિત સ્થાન હતું !

જમીનની નીચે પણ કેટલાક મહેલો આવેલા હતા. ઉપર પ્રમાણે જમીનની નીચેના ભાગમાં પણ ભવ્ય દિવાનખાનાંઓ આવેલાં હતાં, અને તેમાં મોતીની સેરોથી શૃંગારેલા અમૂલ્ય દીવાઓ ટાંગવામાં આવતા હતા. દીવાઓનું તેલ સુવાસિત અત્તરોથી મિશ્રિત હોવાને લીધે તે પાતાળનગરીમાં સુગંધિનો વિસ્તાર થઇ રહેતો હતો. ઉન્હાળાના દિવસોમાં સઘળી વિલાસિની લાવણ્યમયી લલનાઓ આ સુશીતળ પાતાળનગરીમાં જ રહેતી હતી.

કિલ્લામાં કેટલીક અંધાર કોટડીઓ પણ આવેલી હતી. તેની અંદર કેટલા હતભાગી પુરુષો અને સ્ત્રીઓ સદાને માટે ગૂમ થયાં હશે તેનો ઉત્તર કોઈ પણ આપી શકે એમ નહોતું. ભીંતમાં ચણી લઇ ઠાર કરવાના, ભૂખે મારી રીબાવીને રીબાવીને મારવાના અનેક બનાવો ત્યાં નિરંતર બનતા હતા.

તે વખતે આગ્રાના કિલ્લાના કરતાં પણ ઉંચું એવું સંગેમર-મરના પથ્થરોથી બનાવેલું એક જળમંદિર યમુનાના કિનારાપર આવેલું હતું અને તેમાંથી શીતળ સમીરની લહરિઓ વહી જતી હતી. પાણીપરથી આવનારો પવન કેટલો ઠંડો હોય છે તે કહેવાની કશી આવશ્યક્તા નથી. મંદિરની નીચેથી યમુનાનું જળ આસમાની આંદોલન અને નૃત્ય કરતું કરતું મન્દ ગતિથી વહ્યા કરતું હતું. આવા સુંદર મોતીમહાલમાં મખમલની સુકોમળ શય્યાપર વિશ્વમોહિની નૂરજહાન બેગમ અર્ધનિદ્રિતાવસ્થામાં યમુનાના નીલ તરંગો તરફ જોતી જોતી ગંભીર વિચારમાં નિમગ્ન થઈ ગયેલી પડી હતી. તેના દર્શનીય સ્વરૂપનું વર્ણન કોઇથી પણ થઈ શકે તેમ નથી. એટલું જ નહિ, પણ તે વર્ણન કરવાનું અસાધારણ સાહસ કોઇએ કર્યું નથી; તેથી તેના આવા અપૂર્વ લાવણ્યનું અમે પણ શું વર્ણન કરી શકવાના હતા? નૂરજહાનની સામે એક ઉઘાડું પુસ્તક પડેલું હતું. એક મ્હોટા સુવર્ણપાત્રમાં ગુલાબનાં ફૂલો રાખવામાં આવેલાં હતાં અને તેની સુવાસ ચોતરફ પ્રસરી રહેલી હતી. પછવાડેની બાજૂએ આવેલા સુંદર ફુવ્વારાઓ ગુલાબજળની ધારાઓ ઉડાવી રહ્યા હતા. બારીઓમાં અને દરવાજામાં ટાંગેલાં પિંજરાઓમાંથી સુંદર પક્ષીઓ મધુર કલરવ કરી રહ્યાં હતાં. આ સિવાય તેની આસપાસ બીજું કાંઇ નહોતું. ચારે દિશા નિસ્તબ્ધ—શાંત હતી. માત્ર લાંબેથી સહજ શહેરમાં થતો કોલાહલ સંભળાતો હતો. નૂરજહાનને આમ એકાંતમાં બેસવાનો ઘણો શૉખ હતો; પરંતુ તે વખતે તે હમ્મેશાં જૂદા જૂદા ગંભીર વિચારોમાં મગ્ન રહેતી હતી. સામ્રાજ્યની મલેકાને હમેશાં ચિંતા જ હોય છે તેમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી.

નૂરજહાનની આવી પ્રકૃતિની સર્વને માહિતી હોવાથી તેની

પાસે જવાની કોઈ હિમ્મત કરી શકતું નહિ. ખુદ બાદશાહ પણ આવા વખતે મહેલના બીજા ભાગમાં જઇ ત્યાં નૃત્ય—ગાયન કરતો હતો. અર્થાત્ નૂરજહાનને પોતાના પસંદ પડતા વિચારોને માટે— તેમજ તેના નિરાકરણ માટે ઘણો વખત મળતો હતો.

માત્ર એક જ માણસને તેની પાસે આવવાની છૂટ હતી. જોઇએ તો રાત્રિ હોય કે દિવસ હોય, બાદશાહ ત્યાં હાજર હોય યા ન હોય તો પણ એ સ્થળે આવતાં કોઈ અટકાવી શકતું નહિ. જ્યારે જોઇએ ત્યારે તે વ્યક્તિ હમેશાં મહાપ્રતાપાન્વિતા નૂરજહાનની સાથેજ રહેતી. તે વ્યક્તિનું નામ જુલેખાં હતું. જુલેખાં જોકે એક સામાન્ય બાંદી હતી, તો પણ તે નૂરજહાનની વિશ્વાસુ અને પસંદગીની દાસી હતી. બાદશાહ પણ જે જાણી શકતો નહિ. માત્ર જુલેખાં જ તે જાણતી હતી. નૂરજહાન પોતાનું અંતઃકરણ ખોલીને જો કોઇની સાથે વાત કરતી તો તે જુલેખાં સાથે જ કરતી હતી. રાજદ્વારી ખટપટોમાં— ઉથલપાથલ કરવામાં—પ્રત્યેક પ્રકારમાં જુલેખાંની સલાહ લેતી હતી. દરબારમાંના અમીર ઉમરાવો આ વાત જાણતા હતા અને તેથી હમ્મેશાં તેઓ જુલેખાંથી ડરતા હતા. બની શકે ત્યાં સુધી તેને નાખુશ કરવાનો તેઓ પ્રસંગ જ આવવા દેતા નહિ. હમ્મેશાં તેને ખુશી રાખવાનો જ પ્રયત્ન તેઓ કરતા. કારણ કે તેઓ જાણતા હતા કે, નૂરજહાન જો કોઈના કહ્યામાં—કોઇનું સાંભળે તેમ હોય તો તે માત્ર જુલેખાનું જ; અર્થાત આ જુલેખાં દાસીનું જનાનખાનામાં સંપૂર્ણ આધિપત્ય હતું. બધાં તેનાથી દબાઇને ચાલતાં. વિશેષમાં કહેવાનું એટલું જ કે, દરબારમાં પણ તેના નામની હાક વાગતી હતી.

જુલેખાંનું પૂર્વજીવન ગુપ્ત પણ મહત્વની ઐતિહાસિક બાબતોથી પરિપૂર્ણ હતું; પરંતુ તે વાતને ઘણાં વર્ષો વીતી જવાને લીધે

લોકોની નજરમાંથી તે વાત નીકળી ગઇ હતી. ઘણાખરાઓને તો તેના ભૂતજીવનના ઇતિહાસની માહિતી જ નહોતી. વધારે શું કહીએ ? ખુદ નૂરજહાન પણ તે વાત ભૂલી ગઇ હતી ! પરંતુ તેની સાથે જુલેખાં પણ પોતાના પૂર્વજીવનનો ઇતિહાસ વિસ્મૃતિના ગંભીર સાગરમાં ડૂબાવી દેવાને શક્તિવતી થઇ હતી કે નહિ તે કોણ કહી શકે એમ છે ? તો પણ ઉપર ઉપરથી જોતાં તે પોતાનું પૂર્વ જીવન વિસરી ગઇ હોય એમ જણાતું હતું.

નૂરજહાન જે વખતે મેહેરુન્નિસાના નામથી પ્રસિદ્ધ હતી તે વખતથી જ શાહજાદો જહાંગીર તેનાપર દિલોજાનથી ફિદા થયો હતો. અકબરને તે વાતની ખબર પડી અને તેથી તેને શાહજાદાની નજરમાંથી દૂર કરવા માટે તેણે શેરઅફઘાન નામના એક સરદાર સાથે તેનાં લગ્ન કરી આપ્યાં અને તેમને બંગાળામાં મોકલાવી દીધાં. શેર અફઘાન બંગાળામાં આવ્યા પછી વર્ધમાનનો સુબેદાર થયો. તે બાદશાહનો માનીતો હોવાથી આખા જગતને તૃણવત્ સમજતો હતો. હિન્દુઓને તે છળકપટથી હયરાન કરવા લાગ્યો અને ચારે દિશામાં તેના નામનો હાહાકાર મચી રહ્યો.

વર્ધમાનમાં વિષ્ણુ નરહરીરાય નામનો એક મ્હોટો જાગીરદાર રહેતો હતો. તે વૃદ્ધ થઇ ગયેલો હોવાથી જાગીરદારીનો બધો કારભાર તેનો પુત્ર વિમળરાય તપાસતો હતો. નરહરીરાયની સ્ત્રી સ્વર્ગવાસિની થઇ હતી. માત્ર તેના પરિવારમાં પુત્ર અને પુત્રવધૂ સર્વસુન્દરી હતાં. જ્યારે અફઘાન વર્ધમાનનો સુબો થઇને આવ્યો ત્યારે વિમલરાય અને સર્વસુન્દરીની પાંચ વર્ષની એક પુત્રી હતી. શેર અફઘાને વર્ધમાનમાં આવ્યા પછી નરહરીરાયની જાગીર તથા સંપત્તિ માટે ઘણું સાંભળ્યું તેથી એક દિવસે સુયોગ સાધી તેણે સૈન્યસહ

તેમની જાગીર ઉપર હલ્લો કર્યો. વિમલરાય પોતાનાં માણસો સાથે શેર અફઘાનની સ્હામો થયો; પરંતુ મોગલોનું જોર વિશેષ હોવાથી યુદ્ધમાં તે માર્યો ગયો. તરત જ શેર અફઘાને તેની બધી જાગીર લૂંટી લીધી અને જબરદસ્તીથી નરહરીરાયને પોતાના પરિવારસહ મુસલમાન ધર્મની દિક્ષા આપી. તે એટલેથી જ અટકયો નહિ પણ સર્વ-સુન્દરીને લઇ જઇ તેણે તેને મેહેરુન્નિસાની દાસી બનાવી. જાતિભ્રષ્ટ થયેલો નરહરિરાય પોતાની પૌત્રી લલિતાને લઇ બંગાળા છોડી ચાલી નીકળ્યો. તેનું અને લલિતાનું પછી શું થયું તેની કોઇને ખબર પડી નહિ. સર્વ એમ માનવા લાગ્યા કે નરહરીરાયે શરમ અને દુઃખના લીધે પૌત્રીસહ ગંગામાં ઝોકાળી દઈ પ્રાણ છોડી દીધો.

મુસલમાન ધર્મની દિક્ષા આપ્યા પછી સર્વસુંદરીનું નામ જુલેખાં રાખવામાં આવ્યું જે હજી સુધી પણ તેજ નામથી પ્રખ્યાત છે. ઘણા વર્ષ પહેલાં વિમલરાય જાગીરદારની પત્ની મેહેરુન્નીસાની દાસી હતી; પરંતુ પછી તો તે મોગલ સામ્રાજ્યની અધીશ્વરી નૂરજહાનની દાસી થઇ !

ખરી રીતે દાસીનું કામ તેણે કદાપિ કર્યું નહોતું. નૂરજહાન અને જુલેખાં સમવયસ્ક હોવાથી તેઓમાં સેવ્યસેવક ભાવનો સંબંધ જ નહોતો. બાદશાહી જનાનામાં આવ્યા પછી તે દાસી નહિ પણ સખી મનાતી હતી અને આજે પણ તે નૂરજહાનની એકનિષ્ઠ સખી જ હતી.

જે વખતે શેરઅફઘાને તેના પતિને ઠાર કર્યો, સસરાને ધર્મ-ભ્રષ્ટ કર્યો અને પુત્રી પાસેથી બળાત્કારે ખેંચી લઇ તેને મેહેરુન્નીસાની દાસી બનાવી, તે વખતે તેનાં નેત્રોમાંથી અશ્રુનું એક પણ બિંદુ કોઇને દેખાયું નહોતું. તે દિવસથી તે આજ સુધીમાં તેના ચિરપ્રશાંત

ચ્હેરાપર એક વખત પણ વિષાદ ભાવનું ચિહ્ન કોઇને દેખાયું નહોતું તે કહેતો કે, "સ્વામીની સાથે સર્વસુંદરી પણ મરી ગઇ છે. જુલેખાંનો તો નવો જન્મ થયો છે—તો પછી સર્વસુન્દરીના નાશ માટે જુલેખાંએ શા માટે રડવું જોઇએ ?"

સર્વસુન્દરી એટલી તો લાવણ્યમયી—ખૂબસૂરત હતી કે સહજજ તેના તરફ કોઇનું લક્ષ્ય ખેંચાય તેમ હતું. તેનું નામ તેની પરમ સુંદરતાને લાયક જ હતું. પરંતુ તે નૂરજહાનના આશ્રય નીચે હોવાથી પોતાના સ્વરૂપને લીધે તેને કોઈ પણ વ્યક્તિ તરફથી કષ્ટ વેઠવું પડયું નહોતું. તેની સ્હામે કોઇ નજર પણ ઉંચી કરી શકતું નહોતું. યદા કદાચિત્ કોઇ તેની સામે વિષયીદૃષ્ટિથી જુએ તો તેનું ધડ માથાથી જૂદું કર્યા સિવાય નૂરજહાન રહે નહિ એવી સર્વની ખાત્રી હતી. આવી રીતે તે નૂરજહાનની અત્યંત વિશ્વાસપાત્ર સખી—નહિ નહિ તેના આત્મારૂપ હતી એમ અમે કહીએ તો તેમાં અતિશયોક્તિ જેવું કાંઈ નથી. બાહ્ય દૃષ્ટિથી જોતાં આજે નૂરજહાન આ વિસ્તૃત ભારતવર્ષની સમ્રાજ્ઞી હતી; પરંતુ આંતર્ દૃષ્ટિથી જોતાં જુલેખાં જ ભારતવર્ષની ખરી સૂત્રધારિણી હતી ! !



# પ્રકરણ ૩ જું.

## નૂરજહાન.

ધીમે ધીમે કાંઇ નહિ બોલતાં જુલેખાં ગુપચુપ નૂરજહાનની સ્હામે આવીને ઉભી રહી. નૂરજહાન ગંભીર વિચારોમાં નિમગ્ન હતી, પણ જુલેખાંના પગનો અવાજ સાંભળી તે ચમકી અને મન્દ સ્મિત કરી તેના અનિન્દ્ય સુંદર મુખમંડળ સામે જોઇ બોલીઃ-"કેમ જુલેખાં! સિંહ કે શિયાળ?"

જુલેખાં બેગમસાહેબા પાસે બેસી ચમ્મરથી પવન નાખતી બોલીઃ-"બેગમસાહેબા, શું જુલેખાંનો કોઇ દિવસ પરાભવ થયો છે?"

નૂરજહાન તેના હાથમાંની ચમ્મર પોતાના હાથમાં લઇ તે હલાવતી હલાવતી બોલીઃ-"તેવી મ્હને કાંઇ ઓછી આજે નવીન જ ખબર પડે છે?! અલી, તેમ નહિ. પણ ત્યાર પછી તેં શું સાંભળ્યું? જે વાતનો લોકો ખડખડાટ કર્યા કરે છે અને જેમાં મ્હને વિશ્વાસ બેસતો નથી તે વાત શું ખરી છે? ખરેખર, ખુશરૂ શું ગ્વાલિયરના કિલ્લામાંથી નાશી ગયો?"

જુલેખાં હસતાં હસતાં બોલીઃ-"બહાર જે કાંઇ બને છે, તેની ખબર જહાંગીર બાદશાહને પડે, એ તો અશક્યજ છે! ખરી બાતમી તો દરબારમાં પહોંચતી જ નથી!"

નૂરજહાનનો ચહેરો જરા ગંભીર બન્યો, પણ તે કાંઇ બોલી નહિ. જુલેખાં પુનઃ બોલવા લાગીઃ-"યદાકદાચિત્ જો કોઇ બાતમી આવે, તો તે સર્વથા ખોટીજ હોવી જોઇએ. મોગલોનું રાજ્ય કદાપિ જવાનું હશે, તો તે આ દોષોને લીધેજ જશે."

નૂરજહાન ભ્રકુટી ચઢાવી બોલી:—"મ્હારી તો અત્યારે, ખુશ વિષેની કેવી ખરેખરી બાતમી લાવી છે, એજ સાંભળવાની ઇચ્છા છે."

જુલેખાં બોલવા લાગી:—"તે વાતને આજ ત્રણ વર્ષ થયાં. ખુસરૂ જેવો પોતાના તાબામાં રહે, એ અશક્ય માનીને તેમજ કોઇ પણ વખતે તે પોતાના કેદખાનામાંથી નાશે જશે એવા ભવિષ્યકાલીન ભયથી બ્હી જઈ ગ્વાલિયરના કિલ્લેદારે તેનો શિરચ્છેદ કર્યો છે."

નૂરજહાન સહજ વ્યગ્રતાથી બોલી:—"શું આ વાત ખરી છે?"

"તદ્દન ખરી વાત. મ્હેં પોતે ગ્વાલિયરમાં મ્હારા એક માણસને મોકલ્યો હતો અને આ બાતમી મેળવવામાં તેણે બિલકુલ થાપ ખાધી નથી."

"જવા દે બ્હેન! ત્હારી આ વાર્તા સત્ય માનીએ તો રાજપૂતોને એકઠા કરી આગ્રા પર તે ચઢી આવે છે એ વાર્તા અસત્યજ હોવી જોઇએ. ગમે તેવા ગુપ્તદૂતો પાસેથી પણ આવી બાતમી મેળવવી એ સર્વથા અસંભવિતજ છે. જુલેખાં, આ વખતે જો તું મ્હારી પાસે ન હોત તો મ્હારૂં શું થાત?!"

જુલેખાં પુનઃ સ્વર્ણચામર પોતાના હાથમાં લઇ પવન નાખતી બોલી:—"આપનો મ્હારા પર ઘણો પ્રેમ છે તેથીજ આપ આમ બોલો છો."

નૂરજહાને પૂછ્યું:—"અલી, પણ દિલ્લીનાં ખૂનો વિષેના કાંઇ વિશ્વાસનીય વર્તમાન જાણવામાં આવ્યા છે કે?"

જુલેખાં ઉત્તર આપતાં બોલી:—"બેગમસાહેબા, આપની મેહેરબાનીથી આજકાલ વિશ્વાસુ માણસોની મને ઘણીજ મદદ મળે છે. આપની અશરફીઓના પ્રતાપે સેંકડો સ્ત્રી—પુરૂષો માત્ર એક નેત્રસંકે-

તથીજ મહત્વનાં કામો બજાવી લાવે છે. એવાજ એક વિશ્વાસુ માણુસને મ્હેં દિલ્લી મોકલ્યો હતો અને તે હમણાં ત્યાંથી પાછો આવ્યો છે."

"તે શા સમાચાર લાવ્યો છે?" નૂરજહાને અધીરતાથી પૂછ્યું.

"આજકાલ દિલ્લીમાં થતાં ખૂનોને લીધે લોકોમાં ગુપ્ત અસંતોષ અને અસ્વસ્થતા વધી ગઈ છે, તેથી આ ખૂનો ક્યાં થાય છે, કોણ કરે છે, તે વિષે ખાસ તપાસ કરવા માટે મ્હેં તેને ત્યાં મોકલ્યો હતો. તેણે ઘણીજ બારીકાઇથી શોધ કરી મ્હને જણાવ્યું કે, આ કામ ઘણું વિકટ છે અને બીજા ચતુર ગુપ્તદૂતોની સહાયતા સિવાય થઇ શકે એમ નથી. તે કહે છે કે, ગયા મંગળવારે જે પ્રેત સિંહદ્વાર પાસે તેણે જોયું તે તો મેવાડના નવીન મહારાણા કર્ણસિંહનું જ હતું!" નૂરજહાન તરફ આશ્ચર્યજનક દૃષ્ટિથી જોતાં જુલેખાંએ ઉત્તર આપ્યો.

અત્યંત આશ્ચર્યચકિત અને વિસ્મિત બની જઈ નૂરજહાન ઉઠવાનો વિચાર કરતી હતી, એટલામાં પોતાની નબળાઇ જણાઇ આવશે એમ માની આત્મસંયમન કરી તે બોલી:–"શું? શું કહ્યું? કોણ કર્ણસિંહ?!"

જુલેખાંએ કહ્યું:–"તે વાતની હજી સુધી કોઇને ખબર પડી નથી, પહેલાંની માફક આ વખતે પણ તે મૃતદેહ ઉઘાડો પડયો; પણ કોઈ તેને ઓળખી શકયું નહિ. આખો દિવસ તેને ત્યાં રાખ્યા પછી યમુનાના અગાધ જળમાં નાખી દેવામાં આવ્યો."

"ત્યારે તે દેહ કર્ણસિંહનોજ હતો એમ કેવી રીતે માની શકાય?"

"જે માણુસને મ્હેં ત્યાં મોકલ્યો હતો, તે ઉદયપુરના નવીન રાણાને ઘણી સારી રીતે ઓળખે છે અને તેણે પોતાની નજરેજ તે મૃતદેહ જોયો છે. તેણે કહ્યું કે, "કર્ણસિંહ સિવાય બીજા કોઈનો તે દેહ નથી!"

નૂરજહાન પ્રફુલ્લિત ચ્હેરે મંદ હાસ્ય કરી બોલીઃ—"ત્યારે આપણા રસ્તામાંથી એક કાંટો તો ઓછો થયો!"

જુલેખાંએ હસતાં હસતાં કહ્યુંઃ—"હા, બરાબર છે."

અજીતસિંહપર મ્હને થોડો વિશ્વાસ હતો; પણ હું ધારું છું કે, તે તદ્દન મૂર્ખ હોવો જોઇએ!"

જુલેખાં પુનઃ હસીને બોલીઃ—"મ્હેં સાંભળ્યું છે કે, રજપૂત વીરોને ભુતોનો ઘણો ભય લાગે છે!"

"લોકો જે કાંઇ કહે છે, તે શું બધું ખરું જ હોવું જોઇએ?"

"બધું તો નહિ, પણ તેમાં થોડો ઘણોએ તથ્યાંશ હોવો જોઇએ! અજીતસિંહને તો આપે જ ફત્તેહપુર મોકલ્યો હતો ને?"

"હા, પણ તેને તે ઠેકાણે શા માટે મોકલ્યો છે, તેની તેને ખબર જ નથી."

"તમારે તેને તે વિષે કહેવું હતું."

"પણ તે વખતે હું તેને કહી શકું એવી સ્થિતિમાં જ નહોતી!"

"ભીમસિંહ અને મહબ્બતખાન કાંઇ કૃષ્ણકારસ્થાનો કરે છે, એની આપને ખબર છે?"

"હા, મ્હને સહજ સંશય આવે છે, માટે પ્રથમથી જ સાવધાનતાથી રહીએ તો સારું!"

જુલેખાંએ હસીને કહ્યુંઃ—"હિન્દુ સ્ત્રીના પુત્ર બાદશાહ થાય, એવી આપની ઇચ્છા હોય એમ જણાતું નથી!"

નૂરજહાન સહજ ગંભીર બની જઇ ચિંતાયુક્ત સ્વરે બોલીઃ—"જુલેખાં, તું ધારે છે તેમ બધું કાંઇ મ્હારી ઇચ્છા મુજબ થતું નથી!"

એકાએક અત્યંત વિસ્મિત બની જઇ બન્ને જણીઓ આસ-પાસ જોવા લાગી. તે વખતે આખા રાજવાડામાં એક પ્રકારની ગડબડ થઇ રહી હતી. જનાનખાનાની ચારે બાજૂએ દાસીઓ અને ખોજાઓ ભટકતા હતા. સર્વના હાથમાં તીક્ષ્ણ ધારવાળાં ખંજરો ચમકી રહ્યાં હતાં. બહાર પણ બૂમબરાડા ચાલી રહ્યા હતા!

નૂરજહાને આશ્ચર્ય પામી પૂછ્યું:—"જુલેખાં આ શું છે?!"

જુલેખાંએ બારીમાંથી આસપાસના દેખાવનું દર્શન કરી ઉત્તર આપ્યો, "કાંઇ સમજાતું નથી; છતાં કાંઇ પણ બન્યું છે ખરું."

નૂરજહાન વ્યાકુળતાથી બોલી:—"બાદશાહને તો કાંઇ નહિ થયું હોય? લોકો કહે છે કે, નૂરજહાન સમ્રાજ્ઞી હોવાથી ઘણી જ સુખી છે; પરંતુ ખરી સ્થિતિની કોઇને ખબર જ નથી!"

એટલું બોલી તે ઉઠીને ઉભી થઇ અને બારી પાસે જઇને ઉભી રહી. જુલેખાં પણ તેની પછવાડે જ જઇને ઉભી રહી. તે સ્થળ ઘણું જ ઉંચું હોવાને લીધે આસપાસનો પ્રદેશ ઘણે દૂર સુધી દેખાતો હતો. બન્ને જણીઓ બારીમાંથી જોવા લાગી; પણ તેઓને કાંઇ દેખાયું નહિ. માત્ર કિલ્લામાંથી જ ગરબડના અવાજો આવ્યા કરતા હતા.

નૂરજહાને કહ્યું:—"જુલેખાં, તું હમણાં જ અહીંથી જા અને બાદશાહના ઉપર કોઇ જાતનું સંકટ આવ્યું છે કે કેમ તેની તપાસ કરી આવ."

જુલેખાં નીચે જવા માટે દાદર પાસે જઇ પહોંચી એટલામાં એક દાસી દોડતી દોડતી ત્યાં આવી પહોંચી. છલંગો મારતી મારતી તે ત્યાં આવેલી હોવાથી તેનો શ્વાસ ભરાઇ આવ્યો હતો. તેનાથી કાંઇ બોલી શકાયું નહિ. તેની આવી સ્થિતિ જોતાં જ નૂરજહાને ભ્રુકુટી

ચઢાવી સરોષ મુદ્રાથી કહ્યું:—“ જ્યારે ત્હારાથી કાંઇ કહેવાતું નથી ત્યારે પછી અહીં આવી જ શા માટે ? જુલેખાં, આને અહીંથી લઇ જા અને તેને મશરૂને સોંપી દે. ”

ઉપરોક્ત હુકમનો અર્થ ઠાર મારવાનો થતો હતો. કારણ કે, નૂરજહાન જેને ખોજા મશરૂ પાસે મોકલતી હતી તે પુરુષ અથવા સ્ત્રી કાયમનાં આ દુનિયાનો સંબંધ છોડી પરલોકવાસી થતાં હતાં ! આ જગતની અંદર તેઓ પુનઃ કદાપિ કોઇની દૃષ્ટિએ પડતાં નહિ !

હુકમ સાંભળતાં જ દાસીનો ચ્હેરો સફેદ પુણી જેવો થઇ ગયો. તેનું આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. તે નૂરજહાનના પગમાં પડી દીનતાથી રડવા લાગી અને સમ્રાજ્ઞીના પગ પકડવાનો પ્રયત્ન કરવા લાગી.

નૂરજહાને કહ્યું:–“ ચાલ ઉઠ, શું કહેવા આવી હતી તે એકદમ જલ્દી કહી દે. ”

દાસી કંપતી કંપતી ઉઠીને ઉભી થઇ અને કંપિત સ્વરે બે હાથ જોડી બોલી: “શાહજાદા—”

“ શું થયું છે શાહજાદાને ? ! ”

“ તે–તે આગ્રામાંથી નાસી ગયા ! ”

“ અં: એજ ખબર કે ? કયા શાહજાદાએ આવું હલકટ—પણું કર્યું ? ”

“ શાહજાદા ખુર્રમે ! ”

“ ઠીક છે, તું જા હવે. ”

દાસી તરતજ ત્યાંથી પલાયન કરી ગઇ. આજ ઘણી મુશ્કેલીથી તેનો પ્રાણ બચ્યા છે એમ સમજી, ઇશ્વરનો ઉપકાર માનતી માનતી

તે ત્યાંથી બહાર ચાલી ગઇ. નૂરજહાન યમુનાના કૃષ્ણરંગી જળ તરફ દૃષ્ટિ ફેરવી ચિંતાયુક્ત અંતઃકરણે વિચાર કરવા લાગી.

કેટલાક સમય પછી ધીમે ધીમે જુલેખાં તેની પાસે આવી અને મૃદુસ્વરે બોલીઃ—"બેગમસાહેબા, આ વાતની આપને પ્રથમથી જ ખબર હોય એમ જણાય છે!"

નૂરજહાંને તીક્ષ્ણ દૃષ્ટિથી જુલેખાં તરફ જોતાં કહ્યુંઃ—"હા. ઘણા દિવસથી હું આ પ્રકાર જાણું છું!"

"ઘણા દિવસથી?" જુલેખાંએ આશ્ચર્યચકિત મુદ્રાએ પૂછ્યું.

"હા, ઘણા દિવસોથી તે વાત હું જાણું છું અને મ્હારો વિશ્વાસુ માણસ જો તે વખતે દરબારમાં હોત તો તે વાત ક્યારનીય હું જાણી ગઇ હોત. શાહજાદો ઘણા દિવસો થયા શત્રુઓના પંઝામાં સપડાઈ ગયો છે. તેણે દરબારમાં આવવાનું બંધ કર્યું છે. માત્ર અજ્ઞાન મૂર્ખ લોકો જ તે વાત સાંભળી ગરબડ કરવા મંડી ગયા છે!"

જુલેખાંએ નમ્રસ્વરે પ્રશ્ન કર્યોઃ—"ક્યા શત્રુ?"

નૂરજહાન જોરથી બોલી ઉઠીઃ—"હા, ત્હારે તે જાણવું જોઇએ. શત્રુઓમાં મેવાડ—કર્ણસિંહ—ભીમસિંહ અને ધર્મભ્રષ્ટ મહબ્બતખાન છે! કેમ સાંભળ્યું?"



# પ્રકરણ ૪ થું.

## બાંદી જુલેખાં.

નૂરજહાનને ચિંતામગ્ન બની ગયેલી જોતાં જ જુલેખાં ધીમેથી ત્યાંથી નીકળી કેટલાક મહેલો વટાવી એક દિવાનખાનામાં જઇ વિચાર કરતી ઉભી રહી. એકાએક તેનો ચહેરો ઉતરી ગયો, પણ તે થોડો જ વખત. તે પોતાના મનમાં ને મનમાં સહજ હસવા લાગી અને તરતજ ત્યાંથી ચાલી ગઇ.

વચ્ચે વચ્ચે કોઇ કોઇ ઠેકાણે તેને બેચાર દાસીઓ મળી જતી અને તેઓને પોતે ત્વરિતગતિથી શા માટે જાય છે, તેનું કારણ કહેવું પડતું. જુલેખાંના સરળ, અહ્લાદકારક અને મધુર વર્તનથી જનાનખાનાનાં બધાં માણસો તેનાપર પ્રેમ કરતાં. જનાનખાનામાં તેણે સર્વની મરજી સંપાદન કરેલી હોવાથી દરેક દાસદાસી તે મળે ત્યારે તેની સાથે પૂછપરછ કરતાં હતાં. વિશેષતઃ તે નૂરજહાનનો જમણો હાથ હોવાથી દરેક જણ તેની મહેરબાની મેળવવાને તલપી રહેતાં હતાં. જે જે દાસીઓ તેને મળી, તેમને પોતાના મધુર હાસ્યનું દર્શન કરાવી જુલેખાં જમીન નીચે આવેલા શીશમહેલમાં જઇ પહોંચી. એક દરવાજામાંથી બીજે અને બીજામાંથી ત્રીજે એમ અનેક દરવાજાઓમાંથી પસાર થઇ અનેક ગુપ્તગૃહો તપાસતી તપાસતી તે ત્યાં જઇ પહોંચી; પરંતુ ત્યાં તો સર્વત્ર અંધકાર ફેલાઇ રહ્યો હતો. ચારે બાજૂ શાંત–નિસ્તબ્ધ જણાતી હતી. માત્ર ઉપરના વિલાસમંદિરમાંનો કોલાહલ ઓછો થઇ જઇ સહજ મધુમક્ષિકાના ગણગણાટ જેવો

અવાજ આવતો હતો. જુલેખાં એક જગ્યાએ શાંત ઉભી રહી અને ઘણી જ સાવધગિરીથી આસપાસ જોવા લાગી. આ જનાનખાનામાં કોણ કોની શોધમાં ફરતું હશે, તેનો કોઇ નિયમ જ નહોતો. રૂધીરપ્રિય ખોજાઓ હમ્મેશાં ગુપ્ત રીતે ફર્યા કરતા હતા. તેમની કાકદૃષ્ટિથી કોઇ પણ છટકી જાય એ અશક્ય જ હતું. જુલેખાં થોડા સમય સુધી તે ઠેકાણે ઉભી રહી અને ક્યાંયથી કોઇ જાતનો અવાજ આવે છે કે કેમ તે સાંભળવા માટે કાન ઉભા કરી શાંત ઉભી રહી; પરંતુ તેના સાંભળવામાં કાંઇ પણ આવ્યું નહિ. એક સોય પડે તો તેનો અવાજ પણ તેણે સાંભળ્યો હોત, એટલી ત્યાં શાન્તિ હતી. તોપણ જુલેખાના મનનો સંશય દૂર થયો નહિ. તે પાછી ફરી અને આસપાસના મહેલમાંથી કાંઇ અવાજ આવે છે કે નહિ તેની તપાસ કરતી કરતી વિજળીની ઝડપે ત્યાંથી નીકળી સ્હામેના મ્હેલ તરફ જવા લાગી.

બધા રસ્તાઓથી તે પૂર્ણ રીતે માહિતગાર હતી, પણ તે જે જે ઠેકાણે જતી હતી ત્યાં નિબિડ અંધકાર છવાઇ રહ્યો હતો. હવે તે આસ્તે આસ્તે અને સાવધગિરીથી એકેક પગલું આગળ ભરવા લાગી. વચ્ચે વચ્ચે ઉભી રહી ભીંતને કાન લગાડી સાંભળવા લાગી; પરંતુ તેના સાંભળવામાં કાંઇ પણ આવ્યું નહિ તે પગલું ભરી આગળ જાય છે એટલામાં ઘનઘોર અંધકારમાં તેના શરીર સાથે કાંઇ અથડાયું. શું છે અને શું નહિ તે સમજાયા પહેલાં જ કોઇએ તેનું મ્હોડું મજબૂત બાંધી લીધું; અર્થાત્ જુલેખાંના મ્હોડામાંથી એક પણ શબ્દ બહાર નીકળી શકયો નહિ.

આ બનાવ એટલો તો જલ્દી અને ચપળતાથી બન્યો કે જેથી જુલેખાં વિસ્મયથી સ્તંભિત થઇ ગઇ. નૂરજહાનની તે વિશ્વાસુ અને

મુખ્ય દાસી હોવાને લીધે અત્યાર સૂધી તેની સાથે આવી રીતે વર્ત્તવાની કોઇએ હિમ્મત કરી નહોતી. ત્યારે આવું હિમ્મતભર્યું કામ કરનાર કોણ હોવું જોઇએ ? એકાએક હલ્લો કરી મ્હોડું શા માટે બાંધી લીધેલું હોવું જોઇએ ? તેમાં તેનો શો હેતુ સમાયેલો હોવો જોઇએ વગેરે અનેક પ્રશ્નો તેના મનમાં ઉદ્‌ભવવા લાગ્યા.

જુલેખાં ઘણા વખત સૂધી ચકિત અને સ્તંભિત થઈ રહેનારી સ્ત્રી નહોતી. એક બે પળમાં જ આત્મસંવરણ કરી અત્યાચારીઓના હાથમાંથી છૂટવાનો તે પ્રયત્ન કરવા લાગી; પરંતુ તેના શત્રુઓ સુદૃઢ બાંધાના અને મજબૂત હોવાથી તેનું કાંઇ ચાલ્યું નહિ. તેઓએ તેને એકદમ ફૂલની માફક પોતાના હાથમાં ઉંચકી લીધી અને તેઓ ઝપાટાબંધ ચાલવા લાગ્યા.

જુલેખાંનું મ્હોંડું કપડાથી બાંધી લીધેલું હોવાથી તેનાથી બૂમ પાડી શકાઇ નહિ. વળી આંખો પણ બાંધી લીધેલી હોવાથી આ નીચ લોકો પોતાને કયાં લઇ જાય છે, તેની કલ્પના પણ તે કરી શકી નહિ.

કેટલાક વખત સૂધી તેનું સાહસિક હૃદય પ્રકંપિત થયું. કારણ કે કેટલાંક કાર્યો માટે હજી જીવવાની તેની ઇચ્છા હતી;—મરવાની નહોતી. તેણે આરંભેલું કાર્ય હજી પૂર્ણ થયું નહોતું. બીજી બાજૂએ વિચાર કરી જોતાં તેના શત્રુઓ પણ ઘણા હતા. આ વિલાસભુવનમાં કોનો શત્રુ ન હોય ? કયી વ્યક્તિ તેમાં નિર્ભય રહી શકે એમ હતું ? જુલેખાંની ખાત્રી થઇ કે, આ યમદૂતો પોતાને ઠાર મારવા માટે કોઇ પણ સ્થળે લઈ જાય છે. પણ તેઓ પોતાને કયાં લઇ જશે ? પોતાને મારી નાખશે કે કેમ ? બેગમ નૂરજહાનના તો આ

માણસો નહિ હોય ? શા માટે તેઓ પોતાને મારી નાખવા માગે છે ? અને કદાચિત્ આ બધા નૂરજહાનના માણસો નહિ હોય તો તે પોતાને ગૂમ થયેલી જોઇ, આકાશ–પાતાળ એક નહિ કરી મૂકે ? વગેરે અનેક પ્રકારના વિચારો જુલેખાંના મગજમાં વિદ્યુતવેગે સંચાર કરવા લાગ્યા. પણ આ વખતે તે નિરુપાય હતી. કારણ કે, હાલચાલ કરવાનું કિંવા બૂમ મારવાનું તેનામાં સામર્થ્ય નહોતું. ચારે બાજૂથી તેને બાંધી લેવામાં આવી હતી.

એકાએક એક જગ્યાએ એ લોકો ઉભા રહ્યા અને જુલેખાંને નીચે ઉતારી તેનાં બંધનો છોડી મ્હોંડે મારેલો ડૂચો કાઢી નાખ્યો. જુલેખાં ઉઠીને ઉભી થવા લાગી એટલામાં કેટલાક લોકો દોડતા દોડતા નાસી જતા હોય એમ તેના જાણવામાં આવ્યું. નાસી જતા માણસોનાં સર્વાંગ કૃષ્ણવસ્ત્રોથી આચ્છાદિત હોવાને લીધે તેઓ કોણ અને કોના માણસો હોવા જોઇએ તેનું અનુમાન તે કરી શકી નહિ.

જુલેખાં સારી રીતે શુદ્ધિમાં આવે તે પહેલાં જ બધા માણસો ભૂતની માફક અદસ્ય થઇ ગયા. માત્ર તેઓએ જતી વખતે બંધ કરેલો સામેનો દરવાજો જ તેના જોવામાં આવ્યો.

તેઓની પછવાડે જવાનું નિરર્થક માની જુલેખાં વિચાર કરતી કરતી ત્યાં જ ઉભી રહી. તે કયે ઠેકાણે આવી છે અને આ અવિચારી લોકો તેને અહીં મૂકી શા માટે નાસી ગયા વગેરે અનેક આકસ્મિક પ્રશ્નો તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા; પરંતુ કોઇ પણ રીતે તે પોતાના મનનું સમાધાન કરી શકી નહિ. આ વિસ્તૃત જનાનખાનાનો કોઇ પણ ભાગ જુલેખાંની દૃષ્ટિ બ્હારનો નહોતો. પણ હાલમાં તે જે જગ્યાએ ઉભી હતી તે ભાગ તેણે જોયેલો નથી એવી તેના મનની પક્કી ખાત્રી થઈ. આ જનાનખાનામાં કેટલાં ગુપ્ત ગૃહો,

ગુપ્ત દ્વારો અને ગુપ્ત રસ્તાઓ હતા તેની સંપૂર્ણ માહિતી કોઇને પણ નહોતી. અને તે સમજવા માટે સાધનો પણ નહોતાં. માત્ર એક વ્યક્તિ સિવાય આ જનાનખાનાનાં ગુપ્ત રહસ્યો જાણનાર કોઇ નહોતું અને તે જુલેખાંજ હતી. તેના સિવાય કોઇને કાંઇ પણ ખબર નહોતી. પરંતુ આજે જે ઠેકાણે તેને લાવવામાં આવી હતી તે ઠેકાણે તે કોઇ પણ દિવસ આવી નહોતી.

જુલેખાં અંધકારમય નિર્જન રસ્તામાં ઉભા રહી હવે શું કરવું અને શું નહિ તે વિષે વિચારો કરવા લાગીઃ પકડી લાવનાર માણસોનો મને ઠાર મારવાનો ઉદ્દેશ હોત્ તો તેઓ મ્હને અહીં મૂકી ન્હાસી ગયા ન હોત. તો પછી તેઓનો શો ઉદ્દેશ હોવો જોઇએ ? કોની આજ્ઞાથી તેઓએ મ્હારું આવું અપમાન કરવાનું સાહસ કર્યું હશે ? ”

મહાન્ બુદ્ધિશાળી જુલેખાં આજે પરાભૂત થઇ. તે વિચાર કરી કોઇ પણ પ્રકારના નિશ્ચયપર આવી શકી નહિ. દરવાજા પાસે જઇને તેણે જોયું તો તે અંદરથી બંધ કરેલો જણાયો. દરવાજાનાં બારણાં મજબૂત અને લોખંડી હોવાથી ગમે તેવી યુક્તિ પ્રયુક્તિથી ઉઘાડી શકાય તેમ નહોતું. અહીં ગમે તેટલી બૂમો મારે તો પણ કોઇ સાંભળે તેમ નથી એ તરતજ તેણે જાણ્યું. તો પછી ભૂખમરાની અસહ્ય યાતનાથી જુલેખાંનું મૃત્યુ થાય એવો તો તે નીચ લોકોનો ઉદ્દેશ નહિ હોય ? આ વિચારથી જુલેખાંનું હૃદય કંપિત થયું અને તે ધીમે ધીમે બડબડવા લાગીઃ—“ જુલેખાં આમ સહેલાઇથી મરી શકશે નહિ. જ્યાં સુધી તેનામાં પ્રાણ છે ત્યાં સુધી તો તેમ બનશેજ નહિ ! ”

જુલેખાં દરવાજા પાસેથી પાછી ફરી. બાજૂમાં જોયું તો એક ન્હાનો પરંતુ સાંકડો રસ્તો તેના જોવામાં આવ્યો. અંધારાને લીધે તે રસ્તો કેવો છે અને કયાં ગયો છે તેનું અનુમાન તે કરી શકી નહિ. જુલેખાં આશ્ચર્યપામી મનમાં ને મનમાં બોલવા લાગીઃ—"અહા! કેવું વિચિત્રપણું? હું અહીં કોઈ દિવસ પણ આવી નથી! આ કયી જગ્યા છે? અંધકારને લીધે કાંઇ દેખાતું નથી! તો પણ આ રસ્તો છે એટલી તો વાત ખરી. તે કોઇ ખાસ ઠેકાણે જ જતો હોવો જોઇએ. વારું, પણ જો આ રસ્તો ઉપયોગી અને કલ્યાણકર હોય તો તેઓ મ્હને અહીં શા માટે મૂકી જાય? એક અંધકારમય ઓરડામાં ભૂખથી તરફડાવીને મારી નાખવાનું તેઓને અસાધ્ય નહોતું. ભલે ગમે તેમ હોય. આ રસ્તે જઇને જોઉં તો ખરી. કહેવત છે કે બૂડતા માણસને તણખલું પણ ઉપયોગી થઇ પડે છે."

જુલેખાં તે સાંકડા રસ્તે આસ્તેઆસ્તે ચાલવા લાગી. અંધકાર હોવાથી તે ઘણી જ સંભાળ પૂર્વક ચાલતી હતી. વચ્ચે વચ્ચે ઉભી રહી ભીંતે કાન લગાડી કાંઈ સાંભળવાનો પ્રયત્ન કરતી; પરંતુ બધું વ્યર્થ હતું. કારણ કે ચારે દિશાઓ સ્તબ્ધ હતી; શાંતિ ફેલાઈ રહી હતી.

જુલેખાં ઉભી રહીને બોલવા લાગીઃ—"મ્હને લાગે છે કે, આ જગ્યા શીશમહેલની બહારની હોવી જોઇએ. કારણ કે જનાનખાનાની નીચેની જગ્યા હોત તો કોઇ પણ જાતનો અવાજ સાંભળવામાં આવ્યો હોત. પણ આતો ગુપ્ત માર્ગ જણાય છે! જોઉં તો ખરી કે તે કયાં જાય છે?"

થોડેક દૂર જવા પછી તેણે જોયું તો રસ્તો ત્યાં બંધ થઇ જતો હતો અને સ્હામે એક ઉંચી ભીંત આવેલી હતી. આ ભીષણ

દેખાવથી જુલેખાંનું નિર્ભય હૃદય પણ થરથરાટથી કંપવા લાગ્યું. ખરેખર તે યમદૂતોએ તેને અહીં ભૂખમરાથી ઠાર મારવાનો નિશ્ચય કર્યો હોવો જોઇએ, એમ તેને જણાયું. કેટલાક વખત સુધી તે ત્યાં દિંગ્મૂઢની માફક ઉભી રહી. પણ ત્યાર પછી આકસ્મિક રીતે ચમકીને તે આસપાસ જોવા લાગી. માણસોના સાદ આવવાનો તેને ભાસ થયો. નજીકમાં ક્યાંય પણ મનુષ્ય વસ્તી હોવી જોઇએ એવી તેને ખાત્રી થઈ. પોતે બૂમ મારે તો કોઇ સાંભળશે એમ તેને જણાયું અને તેથી કાન દઇને તે સાંભળવા લાગી. તે વખતે તેની છાતી ધડક ધડક થયા કરતી હતી. મનુષ્યોનો હાસ્યધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. હાસ્યધ્વનિ પુરુષોનો નહિ પણ સ્ત્રીઓનો જ હતો. એટલું જ નહિ પણ રંગવિલાસમાં લુબ્ધ થયેલી વિલાસિનીઓનો તે મધુર ઘોંઘાટ હતો એમ તેના મનને પકી ખાત્રી થઇ. હવે તેનામાં થોડીક હિમ્મત આવી. બ્હીક નીકળી ગઇ. નજીકની સ્ત્રીઓના શબ્દો સાંભળવામાં આવે છે, તો પછી પોતાની બૂમો પણ તેઓ સાંભળી શકશે અને પોતાનો અહીંથી મ્હારો છુટકારો થશે. તેઓ પોતાને મરવા દેશે નહિ અને તેઓ દ્વારા નૂરજહાનને પણ બધી હકીકત પહોંચાડી શકશે એમ તેણે અનુમાન કર્યું. તેનું અનુમાન ખરૂં હતું. કારણ કે, તેની ઇચ્છાને માન આપી ગમે તેવું કામ કરી મહેરબાની મેળવવી એ જનાનખાનાની દરેક સ્ત્રીનું કર્ત્તવ્ય મનાતું હતું.

તે મોટીથી બૂમ મારવા જતી હતી એટલામાં તેની નજર બાજૂની ભીંત ઉપર પડી. અંધકારને લીધે ભીંતમાં બેસાડેલું એક નહિ દેખાયેલું ન્હાનું બારણું હવે તેને દેખાયું. તરતજ તે દરવાજા પાસે દોડી ગઇ. બારણાપર હાથ મારતાં જ તે ઉઘડી ગયું અને સ્હામે જ એક સુગમ રસ્તો તેની નજરે પડયો.

જરા આગળ જતાં તેના જોવામાં એક દાદરો આવ્યો. તે કયા મહેલમાં લઇ જતો હતો તેનો વિચાર કરવાનો અત્યારે વખત નથી એમ માની તે એ દાદરો ચઢવા લાગી. જેમ જેમ તે ચઢવા લાગી તેમ તેમ સ્ત્રીઓનો હાસ્યધ્વનિ—નાચવું-કુદવું વગેરે સ્પષ્ટ રીતે તેના સાંભળવામાં આવ્યું. તે ઉપરથી તેણે જાણ્યું કે અહીં નજીકમાં એકાદો મહેલ હોવો જોઇએ અને તેમાં પુષ્કળ સ્ત્રીઓ હાસ્યયુક્ત ક્રીડા કરી રહી છે. રમણીઓના મધુર હાસ્યથી આખો મહેલ ગાજી રહ્યો હતો. જુલેખાં મનમાં બોલવા લાગીઃ—"મ્હને લાગે છે કે આ કોઇ ભાગ્યશાળી બેગમનો મહેલ હોવો જોઇએ; પરંતુ આશ્ચર્યની વાત એ છે કે તેની મ્હને અત્યાર સૂધી કેમ ખબર પડી નહિ હોય ?"

દાદર ચઢી રહી ઉપર જઈને તે જુએ છે તો એક મોટો રંગમહેલ તેની દૃષ્ટિએ પડયો. સામેનું બારણું સહજ ઉઘાડું રહી ગયેલું હોવાથી તેની ફાટમાંથી સ્નિગ્ધ પ્રકાશ અને સુગંધનો ઘમઘમાટ આસપાસ પ્રસર્યા કરતો હતો. મહેલમાં તો હાસ્યધ્વનિના તરંગો પર તરંગો પ્રતિધ્વનિત થતા હતા. પગનો બિલકુલ અવાજ થવા નહિ દેતાં જુલેખાં સામેના બારણા પાસે આવી અંદર જોવા લાગી. તે ઠેકાણે તેની દૃષ્ટિએ જે દેખાવ પડયો તે અકલ્પનીય હોવાથી, જોતાં જ તે એક ચિત્રની માફક સ્તંભિત થઇ ગઇ !



# પ્રકરણ ૫ મું

## જનાનખાનામાં.

તે એક વિસ્તૃત મહેલ હોઇ તેના પ્રસ્તર પ્રદેશપર સ્વર્ણખચિત અતુલનીય શિલ્પકાર્ય કરેલું હતું. અનેક સુગંધિત તૈલમય દીપકોએ એ સ્થળે પોતાના પ્રકાશનો સંપૂર્ણ વિસ્તાર કરેલો હતો. એક ઝુમરથી બીજા ઝુમર સુધી જાઇ, જુઇ, મોગરો અને ગુલાબની માળાઓ ઝુલતી હતી અને તેની મોહક સૌરભથી આખા પ્રદેશ સુગંધિત બની ગયો હતો.

જમીનપર અત્યંત કોમળ, મૃદુ ઇરાની ગાલીચો પાથરેલો હતો. તેનાપર કિનખાબની અનેક જાતની રંગબેરંગી ચાદરો પાથરવામાં આવી હતી. આસપાસનાં સુવર્ણપાત્રોમાં મધુર કુસુમગુચ્છો શોભા રહ્યા હતા. એક મ્હોટા મણિમાણિક્યથી મઢેલા સ્વર્ણપાત્રમાં મદ્ય અને સ્વર્ણચષક રાખવામાં આવ્યા હતા, તથા તેની બાજુમાં તરતનાં તોડી લાવેલાં તાજાં ફળો તથા મેવાઓ પડયા હતા.

જુલેખાંને નવાઇ ઉપજે તેવો કાંઇ આ દેખાવ નહોતો. મણિમાણિક્ય, સ્વર્ણ, અત્તર, ગુલાબપુષ્પો, ઉત્તમોત્તમ ઉંચી જાતના મેવાઓ તથા ખાનપાનના પદાર્થો એ તો જનાનખાનાનું મુખ્ય સાહિત્ય જ મનાય છે. તો પછી તેવું જોતાં જુલેખા આશ્ચર્યચકિત થાય એ અસંભવિત જ હતું. કારણ કે તેવા દેખાવો દરરોજ તેની નજરે પડતા હતા ! ત્યારે તે શાને લીધે ચકિત થઇ ગઇ હોવી જોઇએ ? આઠ દસ તરૂણ લાવણ્યવતી લલનાઓ સુંદર બારીક વસ્ત્રો તથા તંગ ચોળીઓ પહેરી શય્યાપર બેઠેલી હતી. કેટલીક આડે પખે

પડેલી હતી. કેટલીકની આંખો મદ્યપાનથી ઘેરાઇ ગયેલી હતી—શુદ્ધિ તો એકમાં પણ નહોતી અને સુરાપાનને વિરામ નહોતો ! સુરાપૂર્ણ પાત્રો એક પછી એક ભરાઈ ભરાઇને આવતાં હતાં અને તે વિલાસી રમણીઓ હસતી હસતી તેને ઇન્સાફ આપી ખાલી કરતી હતી !

તે બધી સ્ત્રીઓની વચ્ચોવચ્ચ શાહજાદો પરવેજ મખમલના તકીયાને અઢેલી બેઠો હતો—આળોટતો હતો એમ કહીએ તો પણ કાંઇ નવાઈ જેવું નથી. મદ્યપાનને લીધે તેનાં નેત્રો લગભગ મીંચાયાં જેવાં જ હતાં અને નિર્બળતાને લીધે તેનો આખો દેહ વિલાસી રમણીઓને રમવાનું એક સાધન થઇ પડયો હતો. જુલેખાં તિરસ્કારમિશ્રિત દૃષ્ટિ તેના તરફ ફેંકી સ્વગત બોલવા લાગી:—“ અહા ! કેવો મૂર્ખ નરપશુ ! શું આવી રીતે તે ભારતવર્ષનું આધિપત્ય મેળવવાની ઇચ્છા રાખે છે ? ”

જુલેખાં ત્યાંથી પાછી ફરી, પણ બે પગલાં આગળ જતાં પુનઃ ઉભી રહી. આ ગુપ્ત જગ્યામાંથી બહાર જવાનો બીજો કોઈ રસ્તો જ નહોતો. નીચે તો ગુપ્ત ભોંયરૂં આવેલું હતું તેમજ તેનો છેવટનો દરવાજો તો બંધ જ હતો તેથી ત્યાં જઇને પણ બહાર જવાનો રસ્તો મળે તેમ તો હતુંજ નહિ.

જુલેખાં ત્યાંજ ઉભી રહી અને વિચાર કરવા લાગી: “ શા માટે મને અહીં લાવવામા આવી હશે ? શું આ વિષયવિલાસના બિભત્સ દેખાવો બતાવવા માટે અહીં લાવવામાં આવી હશે ? પરવેજનો હું તિરસ્કાર કરું એવો તો તેઓનો ઉદ્દેશ નહિ હોય ? પણ મ્હેં તેની સાથે મૈત્રીભાવ રાખવાની ઇચ્છા જ ક્યારે કરી છે ? કદાચિત્ તે નૂરજહાનનો પ્રિયપુત્ર હોય તેથી મ્હને શું ? ગમે તો હોય અહીંથી બહાર જવું હોય તો તેના મહેલમાંજ જવું પડશે. નિર્લજ્જ બની

મદમત્ત વિલાસિનીઓની આગળ જવું પડશે. તે સિવાય બીજો કોઇ રસ્તોજ નથી !"

એવો વિચાર કરી જુલેખાંએ દરવાજો ઉઘાડયો. દરવાજો ઉઘાડવાનો અવાજ સાંભળતાંજ મદ્યપાન કરી બેભાન થયેલી સુંદરીઓની દૃષ્ટિ દરવાજા તરફ વળી. એક ક્ષણ માટે અંદર હાસ્ય બંધ થઈ ગયું. કેટલીકોના હાથમાંના પ્યાલા હાથમાંજ રહી ગયા. કેટલીક જણીઓ એકદમ પી જઇ બીજીનાપર સૂઇ જવાનો ઢોંગ કરવા લાગી. શાહજાદાએ પણ પોતાનાં નેત્રો અરધાં ઉઘાડયાં અને કર્કશ સ્વરે તે બોલ્યો:–"કોણ છે ?"

જુલેખાંનો ચ્હેરો ગુસ્સાથી લાલ લાલ થઇ ગયો. અમે જે વખતની આ કથા લખીએ છીએ, તે વખતે તે જોકે પુખ્ત ઉમ્મરની થઇ હતી, તો પણ તેનું અનુપમેય લાવણ્ય જેમનું તેમ હતું. ક્રોધને લીધે તો તે સહસ્રપટ સુંદર દેખાવા લાગી. તે ગંભીર સ્વરે બોલી:–"શાહજાદા સાહેબ ! મ્હારું અપમાન કરવા માટેજ મ્હને અહીં લાવ્યા છો કે ? હું કોણ છું તેની આપને ખબર નથી ?"

પરવેજ હિમ્મતબહાદુર નહોતો. જુલેખાંના ક્રોધયુક્ત વાક્યોથી નરમ બની જઇ ઉઠીને તે બેઠો થયો અને બોલ્યો:–"નહિ, નહિ; જુલેખાં બીબી ! રાજદ્વારી કામ માટે—"

જુલેખાં તેને વચમાંજ અટકાવીને બોલી:–"શું આ આપનો રાજદ્વારી કામ કરવાનો વખત છે ?"

શાહજાદાએ હસીને કહ્યું:–"તેમાં મ્હારો દોષ નથી. આ વખતે બોલાવવાનું મ્હેં તેમને કહ્યું જ નહોતું."

"આવી રીતે આંખે પાટા બંધાવી મ્હોંડામાં ડૂચો મરાવી મ્હને અહીં બોલાવવામાં આપનો શો ઉદ્દેશ છે? સંદેશો મોકલ્યો હોત તો

હું નહિ આવત ? બેગમ સાહેબને જણાવ્યું હોત તો તેઓએ તરતજ મને અહીં મોકલાવી દીધી હોત ! "

" તેમ કરવાથી નકામી ચર્ચા જાગી હોત. "

" કેમ ? "

" તને અહીં બોલાવવામાં મ્હારો ગુપ્ત હેતુ છે. તું મ્હને જેટલો મૂર્ખ ધારે છે, તેટલો કાંઇ હું મૂર્ખ નથી. "

" શાહજાદા સાહેબ, હું તમારી મા જેવડી છું સમજ્યા ? મ્હારી નજર સામે આવી બે બદામની સ્ત્રીઓ સાથે વિલાસ કરવામાં જરા પણ શર્મ આવતી નથી ? ચાલો, મ્હને રસ્તો બતાવો. હું બેગમ-સાહેબા પાસે જાઉંછું. જુઓ, તેમના નામની વીંટી મ્હારા હાથમાં છે તે દેખાય છે કે ? "

એમ કહી જુલેખાંએ હાથ ઉંચો કર્યો. તેના હાથપરની નૂરજ-હાનનું નામ કોતરેલી વિખ્યાત મુદ્રિકા દીવાના તેજસ્વી પ્રકાશમાં વિજળીની માફક ચમકવા લાગી. તે નામાંકિત મુદ્રિકા આગળ પોતાનું મસ્તક નીચું નમાવે નહિ એવો એક પણ બેદરકાર મનુષ્ય તે વખતે મોગલ દરબારમાં નહોતો.

જુલેખાં પુનઃ બોલવા લાગી:—" મહેરબાન, આપના બોલવાનો હું કાંઈ અર્થ સમજી શકતી નથી મ્હારી સાથે તમારે કામ હોયતો તે માટે આ વખત હોવો જોઇએ કે કેમ તેનો આપ પોતેજ વિચાર કરી જુઓ. "

પરવેજ બબડતો બબડતો ઉઠયો અને આસપાસ બેઠેલી યુવતી-ઓને ઈશારત કરી પાછો તકીયાને અઢેલીને પડયો. તરતજ બધી સુંદરીઓ હસતી હસતી બાજુના મહેલમાં ચાલી ગઇ. પરવેજ આ વખતે મોટેથી હસવા લાગ્યો. તેનું હસવું જોઈ સ્વાભાવિક રીતે જુલેખાંનો ગુસ્સો બમણો વધ્યો. તેનો ચ્હેરો રાતો ચોળ બની ગયો.

તેનું સર્વાંગ થરથર કંપવા લાગ્યું. તે ગંભીર સ્વરે બોલીઃ–" મેહેરબાન, ભારતાધિપતિ થવાની ઇચ્છા કરો છો કે શું ?"

પરવેજ એકદમ બોલી ઉઠયોઃ—" સુબ્હાન અલ્લા ! આ ગુલામે તો તેવો સ્વપ્નમાં પણ ખિયાલ કર્યો નથી. દસ જણ મળીને મ્હારો નાશ કરવા બેઠા છે. હું શું કરૂં ?"

હજી સૂધી જુલેખાં મહેલના મધ્યભાગમાં આવી નહોતી. હવે તે મધ્યભાગમાં આવીને ઉભી રહી. તેને અહીં લાવવામાં શાહજાદાનો શું ઉદ્દેશ હોવો જોઇએ તે તે સમજી શકી નહોતી. શાહજાદા પરવેજમાં આવાં ગુપ્ત કારસ્થાનો કરવાની શક્તિ હશે એમ તે માનતી નહોતી. તે ગંભીરતાથી બોલીઃ–" યુવરાજ ! મને જવા દો. હું બેગમસાહેબા પાસે જાઉં છું."

પરવેજ બોલ્યોઃ—" જુલેખાં બીબી ! ખરૂં કહું છું કે, હું તમને અહીં લાવ્યો નથી અને તેટલાજ માટે આ રસ્તેથી તમે કયાં જાઓ છે તેજ સાંભળતો હતો. આ વખતે મ્હારા મહેલમાં જો બીજા કોઇએ આવવાની હિમ્મત કીધી હોત તો તેના ધડ ઉપર માથું અત્યાર સૂધીમાં રહ્યું જ ન હોત !"

" ત્યારે મ્હને અહીં કોણ અને શા માટે લાવ્યું ?"

શાહજાદો કહેવા જતો હતો કે; " મ્હારા—" પણ એટલામાં તેના મ્હોડામાંથી એક અસ્પષ્ટ આશ્ચર્યોદ્‌ગાર નીકળી પડયો અને તે વિસ્મિત નેત્રે જોવા લાગ્યો.

તે વખતે કોઇ વિલક્ષણ બનાવ બન્યો ખરો. પહેલાં પહેલાં તો જુલેખાંને કાંઈ સમજાયું નહિ, પણ થોડા થોડા વખત પછી તેને જણાયું કે, પોતાના પગ નીચેની જમીન આસ્તે આસ્તે નીચે ઉતરતી જાય છે. પડી જવાની બ્હીકથી તે તરતજ નીચે બેસી ગઈ

અને બન્ને હાથથી પોતાના પગ નીચેના પથ્થરને પકડવા લાગી. ચારે બાજુએ અંધકાર ફેલાઇ રહ્યો હતો. ક્યાંય કાંઈ પણ દેખાતું નહોતું. તેને માત્ર એટલુંજ સમજાયું કે, પોતે જમીનની નીચે ઉંડે-ખૂબ ઉંડે પાતાલપુરીમાં ઉતરતી જાય છે !"

આવી સ્થિતિમાં બીજી કોઈ વ્યક્તિ હોત તો ડરી જઇ તેણે બુમો પાડી હોત અથવા મૂર્છાવશ થઇ ગઇ હોત; પરંતુ જુલેખાંનું હૃદય સહનશીલ હોવાને લીધે તેને બિલકુલ ડર લાગ્યો નહિ. પહેલાં તો તે ચકિત થઇને સહજ થરથરી ગઇ હતી, પણ પછી એક પળમાંજ આત્મસંયમન કરી તે વિચારવા લાગી:—"શત્રુનો વિચાર મ્હને ઠાર મારી નાખવાનો નથી. તેવો વિચાર હોત તો મ્હને મારવામાં તેઓને બિલકુલ વિલંબ લાગ્યો નહિ હોત. કદાચિત્ નૂરજહાનથી ગભરાઇ જઇને મ્હારો પ્રાણ લેવામાં તેઓ ડરતા હોય !" ગમે તેમ હોય, પણ આ જુલેખાં કાંઇ કાચા ગુરુની ચેલી કિંવા ડરપોક નહોતી. એક બે નહિ પણ લગભગ દસ બાર વર્ષ થયાં તે આ જનાનખાનામાં ફરતી હતી. માત્ર આશ્ચર્યની વાત એટલીજ હતી કે, તે પોતાના મનમાં સમજતી કે, આખા જનાનખાનાની અણુથી રેણુ સુધી તેને માહિતી છે; પરંતુ આજે તેને પોતાની ભૂલ કબૂલ કરવી પડી. હવે તેના મનમાં પક્કી ખાત્રી થઇ કે, આ જનાનખાનાનાં બીજાં અનેક ગુપ્તગૃહો અને રહસ્યપૂર્ણ ઠેકાણાંઓ જાણવાની તેને અગત્ય છે.

આસ્તે આસ્તે અંધકાર વધ્યો જતો હતો. આખરે તે એટલા તો ભયંકર અંધકારમાં આવી પહોંચી કે તેનાથી પોતાનો હાથ પણ દેખી શકાયો નહિ ! ચારે બાજૂએ જાણે કે પાણી ભરેલું હોય તેવો તેને ભાસ થયો અને એક પ્રકારનો દુર્ગંધમય વાયુ વાતો તેના અનુભવવામાં આવ્યો. શ્વાસોચ્છ્વાસ લેવામાં પણ તેને કષ્ટ જણાવા લાગ્યું.

ઉપર સ્વર્ગને પણ લજાવે તેવો શૃંગાર અને તેની નીચે ઘોર અંધકારમય દુર્ગંધયુક્ત પાતાલપુરી ! અહા ! કેવો જમીન આસ્માન જેવો ફર્ક ! સ્વર્ગ અને નરકનો એકજ ઠેકાણે સંયોગ જો કોઇ સ્થળે હોય તો તે મોગલ સમ્રાટોના રમણીય જનાનખાનામાંજ દેખાઇ આવે છે !

પોતાને આવી અંધકારમય પાતાલપુરીમાં ગોંધી રાખનાર કોણ હોવું જોઇએ તેનો નિશ્ચય જુલેખાં કરી શકી નહિ. કારણ કે, તેની વિચારશક્તિ આસ્તે આસ્તે લુપ્ત થવા લાગી હતી. તે મનમાં બોલવા લાગી:–" હા, હવે હું મૃત્યુના કિનારે આવી પહોંચી છું. પરમકૃપાળુ પરમાત્મન્ ! શું આવી રીતે મ્હારૂં મૃત્યુ થશે ? નહિ—નહિ; આ જગતમાંનું મ્હારૂં નિશ્ચિત કર્ત્તવ્ય પૂર્ણ થયું નથી ! હજી વૈરની વસુલાત લેવાઈ નથી માટે મ્હારે જીવવુંજ જોઇએ. જોઉં છું કે, મ્હારા શત્રુઓ મ્હારી કેવી દશા કરે છે ! ! "

પુનઃ દાંત અને હોઠ ચાવતી ચાવતી જુલેખાં બોલવા લાગીઃ– " જેમ જેમ હું નીચે જતી જાઉં છું, તેમ તેમ મ્હને લાગે છે કે મ્હારે પાતાળની પણ નીચે જવું પડશે ! પણ નહિ. તેમ હોય તેમ જણાતું નથી. મ્હને ખાત્રીપૂર્વક જણાય છે કે, હું જે આસનપર બેઠી છું તે નીચે જતું નથી પણ કોઇ એક સરળ દિશા તરફ જતું જણાય છે. કઇ જાતના યંત્રથી આ કામ ચાલતું હશે ? ઈશ્વરને ખબર ! બાકી મોગલ સમ્રાટોના જનાનાના ભેદભરમ જાણવા એ આકાશ કુસુમવતજ જણાય છે ! ! "

એકાએક જુલેખાંની આંખો ઝળકી ઉઠી—તે ઘોર અંધકારમાંથી પૂર્ણ પ્રકાશમાં ઉપસ્થિત થઈ !



# પ્રકરણ ૬ ઠું.

## ભોંયરામાં !

ઘોર અંધકારમાંથી એકદમ પ્રકાશમાં આવવાને લીધે જુલેખાંને પહેલાં તો કાંઇ દેખાયુંજ નહિ—તે બેભાન થઇ ગઇ. કેટલેક વખતે શુદ્ધિમાં આવ્યા પછી પોતે કયે સ્થળે આવી પહોંચી છે તેનો તે નિશ્ચય કરી શકી નહિ. વળી ક્યાંયથી કોઇ પણ અવાજ કે સાદ સંભળાતો નહોતો. ચારે દિશાઓ એક પ્રકારની અભૂતપૂર્વ ઘોર નિર્જનતા વાસ કરી રહી હતી.

આસ્તે આસ્તે નેત્રો ઉઘાડી તેણે આસપાસ જોવાનો પ્રયત્ન કરી જોયો તો તેને જણાયું કે, પોતે જે ઠેકાણે આવી પહોંચી છે તે એક મ્હોટું વિશાળ ઘર છે; પરંતુ ઘરમાં રાખવા લાયક આવશ્યક અને યોગ્ય વસ્તુઓનો ત્યાં અભાવ હતો. માત્ર એક પિત્તળનો દીવો ઝગમગ ઝગમગ થતો ટીંગાતો હતો. આવી જાતના દીવાઓ હંમેશાં મસ્જીદોની અંદર રાત દિવસ ટાંગેલા જોવામાં આવે છે. આગળ વધીને તે આખું ઘર જોવા લાગી. બધો ભાગ પથ્થરોથી બાંધી લેવામાં આવેલો હતો. માત્ર ન્હાની બારીઓ સિવાય હવા આવે તેવો ત્યાં એક પણ માર્ગ નહોતો; તેમજ દીવા સિવાય બીજી કોઈ વસ્તુ નજરે પડતી નહોતી.

જુલેખાં ઘણીજ સાવધગિરીથી આસપાસ જોતી હતી; પરંતુ ઘરમાં એક પણ માણસ જોવામાં આવ્યું નહિ. પોતાને કયે રસ્તેથી અહીં દાખલ કરવામાં આવી છે તેનો પણ તે નિશ્ચય કરી શકી

નહિ. માત્ર દિગ્મૂઢની માફક આસપાસ જોતી તે ઉભી રહી. થોડા વખતમાંજ ધીમેથી બારણું ઉઘડવાનો અવાજ તેના કાને આવ્યો. નિઃશબ્દ મંદગતિથી એક વ્યક્તિ ત્યાં આવીને ઉભી રહી. તેને જોતાંજ જુલેખાંએ પોતાના કમરપટ્ટામાં સંતાડેલો જમૈયો જમણા હાથે મજબૂત પકડયો, પણ તેને બહાર કહાડયો નહિ. કારણ કે, જે વ્યક્તિ આવી હતી, તેને જોતાંજ તેના મનમાં ભીતિ ઉત્પન્ન નહિ થતાં શ્રદ્ધાયુક્ત ભક્તિજ ઉત્પન્ન થઇ.

આવેલ વ્યક્તિને ધર્મપરાયણ મુસલમાન ફકીર તરીકે ઓળખતાં જુલેખાંને વાર લાગી નહિ. જુલેખાંને હાથમાં જમૈયો પકડતી જોઇ તેણે મન્દહાસ્ય કર્યું અને કહ્યું:—"સર્વસુંદરી, હું જાણું છું કે ત્હારી પાસે વિષ અને જમૈયો બન્ને છે."

સર્વસુંદરી! સર્વસુંદરી તો ક્યારનીએ મરી ગઇ હતી! તે અહીં ક્યાંથી આવે? વાસ્તવિક રીતે જોતાં આજ કેટલાંક વર્ષો થયાં તેને તેના ખરા નામથી કોઇએ બોલાવી નહોતી. એકાએક પોતાનું ખરૂં નામ સાંભળતાંજ જુલેખાં આશ્ચર્યથી સ્તંભિત થઈ ગઇ. તેના મ્હોડામાથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. વિસ્ફારિત નેત્રોએ તે વૃદ્ધ ફકીર તરફ જોવા લાગી.

ફકીર પુનઃ બોલવા લાગ્યો:—"આ જનાનખાનામાં ધર્મરક્ષણ કરનારાએ હંમેશાં તૈયારીમાં રહેવું જોઇએ. આત્મહત્યા માટે વિષ અને દુરાચારીની છાતીમાં મારવા માટે જમૈયો—કેમ ખરૂં કે નહિ?"

જુલેખાંએ આત્મસંયમન કરી ઉત્તર આપ્યો:—"મ્હારૂં નામ સર્વસુંદરી નથી. હું તો દાસી જુલેખાં છું."

ફકીરઃ—"સર્વસુંદરિ! ત્હારો અથથી તે ઇતિ સુધીનો ઇતિહાસ હું જાણું છું."

જુલેખાંઃ—“ હશે; પરંતુ તે વાતને તો ઘણાં વર્ષ વીતી ગયાં છે. આર્યબાળા સર્વસુંદરીને મરી જવાને ઘણાં વર્ષો થઈ ગયાં છે. ફકીર સાહેબ, આપ જેને હમણાં જુઓ છો, તે તો મ્લેચ્છ દાસી છે અને તેનું નામ જુલેખાં છે. ”

ફકીર તેના તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઈ બોલ્યોઃ—“ તું શું ખરૂં કહે છે ? ”

જુલેખાંએ દૃઢસ્વરે કહ્યુંઃ—“ હા, ખરી વાત છે ! ”

ફકીર કેટલાક વખત સુધી સ્તબ્ધ ઉભો રહ્યો અને તીક્ષ્ણ-દૃષ્ટિથી જુલેખાં તરફ જોવા લાગ્યો. આખરે ઘણાજ મંદસ્વરે તે બોલ્યોઃ—“ નહિ, હું તે ખરૂં માનતો નથી. હજી પણ તું સર્વ-સુંદરી જ છે. ”

જુલેખાંને હવે ગુસ્સો ચ્હડ્યો. તીવ્રસ્વરે તે બોલી ઉઠીઃ—“જુઓ - આપ ગમે તે હો—મ્હને હું ઓળખતી નથી અને જાણતી પણ નથી, વળી મ્હને અહીં આવી રીતે શા માટે લાવવામાં આવી છે તેથી પણ હું અજ્ઞાત છું. આપે શું આ સારૂં કામ કર્યું છે ? ”

ફકીર હિમ્મતભર્યા ગંભીરસ્વરે બોલ્યોઃ—“ મહત્વનાં રાજદ્વારી કાર્યો સિદ્ધ કરવા માટે ઘણી વખત અનેક જાતનાં અસંતોષ યુક્ત કાર્યો પણ કરવાં પડે છે. ”

જુલેખાં પુનઃ તીવ્ર સ્વરે બોલીઃ—“ આવતી કાલે બેગમ-સાહેબા નૂરજહાન પાસે આનો ન્યાય થયા વિના રહેશે નહિ. ”

ફકીરે મૃદુ હાસ્ય કરી કહ્યુંઃ—“ જ્યારે તું મ્હારી બધી વાત સાંભળશે, ત્યારે મ્હને ખાત્રી છે કે આપણી મુલાકાતનો તું એક શબ્દ પણ કોઇને કહીશ નહિ. ”

"આપ શું એમ ધારો છો કે, આ ભયંકર અપરાધની હકીકત હું નૂરજહાનને નહિ જણાવું ?"

"હા, હું ખાત્રીપૂર્વક કહું છું કે, તું તેમાંનો એક શબ્દ પણ ત્હારા હોઠ બહાર નહિ કહાડે."

"જુલેખાં અત્યંત વિસ્મિત ભાવે ફકીરના મ્હોડા તરફ નિહાળી નિહાળીને જોવા લાગી. થોડો વખત સ્તબ્ધ–પાષાણ પ્રતિમાની માફક ઉભી રહી અને પછી બોલી:–"શું આપ ખાત્રીપૂર્વક એમ કહો છો ?"

ફકીરે કહ્યું:–"હા. અહીં થોડો વખત મ્હારે ત્હારી સાથે કેટલીક વાતચીત કરવી છે. બધું સાંભળ્યા પછી તને બધો ખુલાસો સમજાઇ આવશે."

આ ઠેકાણે પળવાર પણ ઉભી રહેવાની જુલેખાંની ઇચ્છા નહોતી; પરંતુ ફકીરના બોલો સાંભળ્યા પછી તેના કહેવામાં કયા કયા ભેદભરમો સમાયેલા હોવા જોઇએ, તે જાણવાની તેને સાહજિકજ ઇચ્છા ઉત્પન્ન થઇ. તે ચુપચુપ નીચે બેસી ગઇ. ફકીર પણ નજીકમાં તેની સામે બેસીને બોલ્યો:–"એકાંતમાં ત્હારી મુલાકાત લેવાની મ્હને ઘણીજ આવશ્યકતા હોવાથી આવી રીતે પગલાં ભરી તને હું અહીં લાવ્યો છું. બીજું, તું ધ્યાનમાં રાખજે કે, મ્હારા આ કારસ્થાનનો સ્ફોટ થશે તો ઘણુંજ અનિષ્ટ થવાનો સંભવ છે; માટે ચેતીને ચાલજે."

"કેમ ? આપ કોણ છો ?"

"વખત આવ્યે બધું જણાઈ આવશે. અસ્વસ્થ થવાનું કાંઇ કારણ નથી; તેટલા માટેજ તને અહીં લાવવાની મ્હને એક રીતે જરૂર પડી છે."

"હું અહીં આવી છું, તેની પરવેજને ખબર છે ?"

"હા. તેને ખબર પડે એવી મ્હારી ઇચ્છા નહોતી; પરંતુ તને અહીં લાવવી હોય તો તેના મહેલમાંથી જ લાવી શકાય એમ હતું; તેથી નાઇલાજે તેને વાત કરવી પડી છે. તો પણ જ્યાં સુધી તેનામાં પ્રાણ છે, ત્યાં સુધી તે આ વાત બહાર કરશે નહિ."

"તેની નિર્લજ્જ વિલાસિનીઓએ મ્હને જોઇ છે. તેઓનું મ્હોડું કેવી રીતે બંધ કરી શકાશે?

ફકીર જરા વિચારમાં પડી ગયો. તેના ચ્હેરા પર ગંભીરતા છવાઇ ગઇ, છતાં હિમ્મત લાવીને બોલ્યો—હા, આ એક અદૂરદર્શિત્વનું કાર્ય થયું ખરૂં, તો પણ કાંઇ ફિકર નહિ. તેઓના મ્હોડામાંથી એક પણ શબ્દ નીકળે નહિ તેવી વ્યવસ્થા હું કરીશ."

"આવી રીતે મ્હારી મુલાકાત લેવામાં આપનો શો ઉદ્દેશ છે?"

"વખત આવ્યે તે તને સમજાશે, હમણાં જે મુખ્ય કાયની જરૂર છે તેની જ વાત કરીએ."

જુલેખાં સહજ વિરક્ત સ્વરે બોલી:—"જેમ આપની મરજી હોય તેમ થવા દો. જ્યારે આપ આવી રીતે મ્હારો છળ કરી મ્હને અહીં અજ્ઞાત જગ્યામાં લાવ્યા, ત્યારથી જ મ્હેં નિશ્ચય કર્યો છે કે આપ જે કહો તે મ્હારે ચુપચુપ સાંભળવુંજ જોઇએ; પરંતુ તેને માન્ય કરવું યા ન કરવું તે તો મ્હારી મરજીપર જ અવલંબીને રહેશે. કહો, આપને જે કાંઇ કહેવું હોય તે ઘણી જ સત્વરતાથી કહો. મ્હારે અહીંથી જલ્દી જવું જોઇએ."

ફકીર સહજ હસીને બોલ્યો:—"સર્વસુંદરિ! ખરેખર, તું સિંહણ જ છે. તમારા બંનેમાંથી શ્રેષ્ઠ કોણ? તું કે નૂરજહાન?"

જુલેખાં ગુસ્સાથી બોલી ઉઠી:—"મશ્કરીની વાત હમણાં જવા દો. જો કોઇ મહત્વના કાર્ય માટે મ્હને અહીં બોલાવી હોય, તો તેની જ વાત કરો."

" વારૂ તું કહે એમ કરીએ, બોલ. દાસીનું કામ કરતાં તો તું જુલેખાં છે, પણ ત્હારા મનના વૈરની વસુલાત માટે કારસ્થાનો કરનાર તરીકે તો તું સર્વસુંદરી જ છે કે નહિ ?"

જુલેખાં પુનઃ ગુસ્સાથી લાલ થઇ બોલી:—" આપે મ્હારું ઘણું અપમાન કર્યું છે અને કરતા જાઓ છો. તો પછી તે નામ લઇનેજ વધારે શું કરી શકો એમ છો ? આપ કોણ છો તેની મ્હને ખબર નથી તેમજ આ જન્મમાં મ્હેં આપનું કોઇ દિવસ અનિષ્ટ કર્યું નથી: છતાં આવી રીતે મ્હને શા માટે હયરાન કરો છો ?"

ફકીરે કહ્યું:—" ત્હારૂં અપમાન કરવાની મ્હારી બિલ્કુલ ઇચ્છા નથી તેમજ ખાસ ઉદ્દેશ સિવાય કાંઇ ત્હારાં ભૂત જીવનનાં કૃત્યો માટે હું બોલતો નથી. ત્હારી યુવાવસ્થાનું એક પણ કૃત્ય તું ભૂલી નથી. તું અહીં નામથી જો કે જુલેખાં તરીકે ઓળખાય છે; પરંતુ ખરી રીતે જોતાં તું સર્વસુંદરી જ છે."

જુલેખાં ફકીરને કાંઇ કહેવા જતી હતી એટલામાં ફકીર જ તેને અટકાવીને બોલ્યો:—સબુર, વચમાં બોલીશ નહિ. પહેલાં મ્હારૂં કહેવું સાંભળી લે, પછી જે કહેવું હોય તે કહેજે."

જુલેખાં આત્મસંયમ કરી ચુપ થઇ ગઇ. ફકીર બોલવા લાગ્યો:– " ગયાં વીશ વર્ષો થયાં તું વૈર લેવાની ખટપટમાં મચી રહી છે. ત્હેં મદદ કરી ન હોત તો હતભાગી શેરઅફઘાન માર્યો ગયો ન હોત–"

જુલેખાં આવેશથી બોલી ઉઠી:–" વાહ, આપ તો ઘણી ગુપ્ત વાતોથી માહિતગાર જણાઓ છો ! તે દુરાત્માએ મ્હારા પતિને ઠાર કરી મને મુસલમાન બનાવી તેની પત્નીની દાસી બનાવી. વળી તેના લીધે મ્હારી પ્રિય પુત્રી તથા સસરાને દેશત્યાગ કરવો પડયો. આવા નીચ પાપીને મારવાના કામમાં મ્હેં મદદ કરી તેમાં ખોટું શું કર્યું ?"

"નહિ; ત્હેં અન્યાય કર્યો છે એમ હું કહેતો નથી. તે દુરાત્માને યોગ્ય પ્રાયશ્ચિત્ત મળ્યું છે, છતાં ત્હારી વૈર લેવાની ઈચ્છા, એક રતી ભાર પણ ઓછી થઇ નથી."

"ફકીર સાહેબ! આવી રીતનું ભવિષ્ય ભાખવામાં આપ ભૂલ કરો છો! પહેલાંની બધી વાતો હું ભૂલી ગઇ છું. બેગમસાહેબા મ્હને બ્હેનની માફક રાખે છે. મ્હને કોઇ જાતનું કામ નથી—દુઃખ નથી. તો પછી હું શા માટે વૈર લેવાની ઇચ્છા રાખું? આ જનાનખાનામાં આવ્યા પછી મ્હેં કોઇનું અનિષ્ટ કર્યું છે એમ કોઇ કહી શકે તેમ છે?"

"કોણ કહી શકે? ત્હેં કોઇનું ખરાબ કર્યું નથી. બધા ચાકરો નોકરો—દાસ—દાસીઓ તને માન આપે છે—ત્હારા તરફ પ્રેમ ધરાવે છે. નૂરજહાનપર સત્તાધારિણી તું બીજી નૂરજહાન છે એ હું જાણું છું. માટે ત્હારી વૈર લેવાની કલ્પના એક સાધારણ સ્ત્રી જેવી હોઇ શકે જ નહિ."

"આપ શું કહો છો, તે હું સમજી શકતી નથી."

"સમજી શકે છે, પણ બોલી શકતી નથી; એટલુંજ—"

"આપ જ કહો જોઉં?"

"મુસલમાન સામ્રાજ્યને જડમૂળથી ઉખેડી નાખવા માટે તું આજ વીશ વર્ષો થયાં એક સરખી ખટપટ અને પ્રપંચો કર્યાં કરે છે. ઉપર ઉપરથી તું નૂરજહાન તરફ પ્રેમ બતાવે છે; પરંતુ ત્હારા અંતરમાં તો તેના સર્વસ્વનો નાશ કરવાનો અગ્નિ પ્રજ્વલિત રહ્યા જ કરે છે. દિલ્હીના સિંહાસનપરથી યવનસમ્રાટ્‌ને પદભ્રષ્ટ કરી હિંદુ રાજાને બેસાડવાની પ્રપંચજાળ ત્હેં બિછાવી છે. ત્હારાં કારસ્થાનનાં સૂત્રો ઘણે

દૂર સુધી ફેલાઇ ગયાં છે. અરે! તે કોઇ વખતે પણ કોઈના ધ્યાનમાં આવશે કે નહિ, તેની તો શંકા જ છે. કેમ ખરૂં કે નહિ ?"

જુલેખાં આશ્ચર્યથી ચમકી ઉઠી. તેનો ચ્હેરો થોડા વખત સુધી નિસ્તેજ બની ગયો, પણ તરતજ પ્રફુલ્લિતપણે હાસ્ય કરી બોલી: "ફકીર સાહેબ ! આપ સ્વપ્નમાં તો ગોથાં ખાતા નથી ? શું આવી ભીષણ વાતો મ્હારા ક્ષુદ્ર મસ્તકમાં એક ક્ષણભર પણ ટકી શકે એમ તમે માનો છો ? હું એક સામાન્ય સ્ત્રી છું. એક વખત હું કુલીન આર્ય સ્ત્રી હતી, પણ તે તો ઘણાં વર્ષની વાત છે. થયું તે થયું. ગઇ તે ગંગા અને રહ્યું તે તીર્થ માની નૂરજહાનના કૃપાછત્ર નીચે હું સુખથી રહું છું. માત્ર આવી વૃદ્ધાવસ્થામાં આપને કદાચિત્ દીવાનાપણું લાગુ પડશે, એટલી જ મ્હને ચિંતા છે !"

ફકીર અત્યંત તીક્ષ્ણદૃષ્ટિથી જુલેખાંના ચ્હેરા તરફ જોતો હતો. જુલેખાં બોલતી બંધ થઇ કે તરતજ મૃદુ હાસ્ય કરી તે બોલ્યો:- "બધા જાણે છે કે આખા ભારતવર્ષમાં રાજપૂતોના જેવા શૂરવીર અને ધર્મને નામે પ્રાણ આપનાર બીજા કોઇ નથી. તું પણ એક રાજપૂત રમણી છે. તારામાં જે શૌર્ય-પ્રતિભા અને સ્વધર્મપરાયણતા છે તે જોતાં નૂરજહાન પણ ત્હારા આગળ કાંઇ જ નથી !"



# પ્રકરણ ૭ મું.

## નૂતન કથા.

જુલેખાં ઉઠીને ઉભી થઇ અને બોલી:—“ આપની સાથે નિરર્થક વાતોની ચર્ચા કરવામાં કાંઇ ફાયદો નથી. નૂરજહાન મ્હને બોલાવશે અને જો હું કયાંય નહિ મળું તો આખા જનાનખાનામાં જ્યાં ત્યાં ગરબડ થઈ રહેશે. ”

“ આજ રાત્રે તો નૂરજહાન તને બોલાવી શકે તેમ નથી. ”

“ કેમ ? ”

“ ખુદ બાદશાહ તેના મહેલમાં છે. ”

“ આપ તો જનાનખાનાની ગુપ્ત વાતોની પણ ખબર રાખતા હો એમ જણાય છે ! જે વાતની મ્હને ખબર નથી, તે વાતની તમને ખબર પડી જાય છે ! ! ”

ફકીરે હસીને કહ્યું:—“ હા, એ તો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. જ્યાં સૂધી મન ખુલ્લું કરીને તું મ્હારી સાથે વાતચીત કરીશ નહિ ત્યાં સૂધી આપણુ બંનેને ગેરલાભ છે. ”

“ મન મોકળું કરી બોલવા જેવી મ્હારી પાસે કોઇ ગુપ્ત વાત નથી. માત્ર હું તો એક સામાન્ય દાસી છું. મોગલોનાં રાજકાર્યો સાથે મ્હારો શો સંબંધ છે ? ”

“ છે. તેમ ન હોત તો આવી રીતે તને હું અહીં લાવ્યો ન હોત. જ્યારે તું કાંઇ જ કહેતી નથી તો પછી હું તને એક બે પ્રશ્ન પૂછું છું તેના જવાબ આપ. ”

"ફકીર સાહેબ ! આપને જે કાંઈ પૂછવું હોય, તે જલદી પૂછો. જેમ બને તેમ જલદી મ્હને અહીંથી બહાર લઇ જાઓ."

"પહેલાં તો હું તને એમ પૂછું છું કે, ત્હારી પુત્રી તરફની તું કોઇ દિવસ બાતમી મેળવે છે કે નહિ ?"

"નહિ, તેના વિષે હું કોઇ દિવસ તપાસ કરતી નથી. હું ધારૂં છું કે, તે મરી ગઇ હોવી જોઇએ."

"તે આગ્રામાં નથી, એમ તું ખાત્રીપૂર્વક કહી શકોશ ?"

"મ્હને ખબર નથી. આપને ખબર હોય તો કહો."

"તું તેને શોધી કહાડવાનો પ્રયત્ન નથી કરતી ?"

"નહિ. હું જાતિભ્રષ્ટા થઇ છું અને દાસીપણું સ્વીકાર્યું છે, તેથી મ્હારૂં કાળું મ્હોં હું તેને આ જન્મમાં તો બતાવનાર જ નથી."

"ત્હારા સસરાની પણ તું તપાસ કરતી નથી ?"

"નહિ, લોકો જે પ્રમાણે કહે છે તેજ હું ખરૂં માનું છું. મ્હારી પુત્રીસહ તેણે ગંગાની અંદર જલસમાધિ જ લીધી હોવી જોઇએ."

"તું એમ ખાત્રીપૂર્વક માને છે ?"

"હા, ફકીર સાહેબ ! મ્હારી એવી પક્કી ખાત્રી છે. મ્હારા જેવી ગરીબ દાસીને આવા પ્રશ્નો પૂછી શા માટે વગર કારણે ત્રાસ આપો છો ?"

ફકીરે તેના બોલવા તરફ ધ્યાન નહિ આપતાં કહ્યું:—"દિલ્હીની અંદર જે ખૂનો થાય છે અને મૃતદેહો જોવામાં આવે છે તે વિષેની તને કાંઇજ ખબર નથી ?"

જુલેખાં એકદમ ગુસ્સે થઇને બોલી ઉઠી:–"હું ધારૂં છું કે, તમે મ્હને ખૂની તરીકે ઠરાવવામાં પણ પાછી પાની કરશો નહિ !"

"ફત્તેહપૂર–સિક્રીમાં જે બનાવો બને છે, તે વિષે તું કાંઇ જાણુતી નથી?"

"કાંઇજ જાણુતી નથી. મ્હને તેની કયાંથી ખબર પડે?"

"શાહજાદો ખુર્રમ કયાં છુપાઇ રહ્યો છે, તે પણ તું જાણુતી નથી, કેમ?"

"ફકીર સાહેબ! આમાંનું કાંઇ જ હું જાણુતી નથી. હવે વધારે પૂછશો, તો તમારા આવા મૂર્ખતા ભરેલા પ્રશ્નોનો હું બિલકુલ જવાબ આપીશ નહિ."

"શાકભાજીવાળી છોકરી, ઢોંગી ડોશી, યુવાન સંન્યાસી, માલવી વગેરે વેશ ભજવનાર કોણ કોણ હતાં, તે પણ તું જાણુતી નથી?"

"તમને સો વખત કહું છું ને કે તેમાંનું હું કાંઇજ જાણુતી નથી. હું નથી સમજી શકતી કે, ઇશ્વરે મ્હને આવા ભયંકર સંકટમાં શા માટે નાંખી છે?"

"ત્યારે મ્હેં તને જે જે પૂછ્યું તે બધું ખોટું?"

"તે વિષે મને કિંચિત્ પણ માહિતી નથી; તો પછી ખરૂં કે ખોટું તે હું કેમ કહી શકું?"

"સર્વસુંદરિ! સર્વસુંદરિ!! તું ઘણીજ ચતુર અને ખંધી ઔરત છે! ત્હારાં કામોમાં મ્હારો જો થોડો પણ મત લઇશ તો ઘણું સારૂં થશે. હું ધારૂં છું કે, કાર્યસિદ્ધિને માટે તે ઘણોજ ઉપયોગી થઇ પડશે."

જુલેખાં દઢ સ્વરે બોલી:–"મ્હારૂં કોઇ ઇચ્છિત કાર્ય હોત તો આપના જેવા વૃદ્ધ ફકીરની મ્હેં જરૂર સલાહ લીધી હોત; પરંતુ–"

ફકીરે વિષણ્ણુતાથી કહ્યું:—"સર્વસુંદરિ! મ્હારી સાથે ખુલ્લા અંતઃકરણથી વાતચીત કરીશ તો ઘણું જ ઉત્તમ થશે."

જુલેખાં ગુસ્સાથી બોલીઃ—"મેહેરબાન ? મ્હારૂં ગુપ્ત અથવા જાહેર એક પણ કાર્ય નથી. તો પછી હું આપની પાસે શાનો ખુલાસો કરૂં ? ચાલો મ્હને જવા દો."

"ત્હારે જવું છે ? તો જા."

"કયા રસ્તેથી જાઉં ?"

"બારણું ઉઘાડું છે, પણ જતાં જતાં એટલો વિચાર કરી જો જે કે, ત્હેં જે કાંઇ જોયું અને સાંભળ્યું છે તે કોઇને કહેવાનું ઉચિત છે યા અનુચિત ?"

"ખરેખર, તે વિષે હું વિચાર કરી જોઈશ અને તેનું પરિણામ પણ થોડા વખતમાંજ આપના જોવામાં આવશે."

ફકીર હસીને બોલ્યોઃ—"હજારો પ્રયત્નો કરીશ તો પણ મ્હારો પત્તો તું કહાડી શકીશ નહિ ! તેમજ પરવેઝ વિરૂદ્ધ એક શબ્દ પણ બોલીશ તો ઇષ્ટને બદલે અનિષ્ટ થવાનો વધારે સંભવ છે એટલું ખાત્રીથી માનજે. ચાલ, જા હવે."

એમ કહી ફકીરે જુલેખાંને સામેનું બારણું બતાવ્યું; તેથી જુલેખાંએ પૂછ્યું:—આ દરવાજામાંથી કયાં જઇ શકાશે ?"

"દરવાજામાંથી બહાર નીકળતાં જ એક રસ્તો ત્હારા જોવામાં આવશે; પરંતુ જતાં પહેલાં મ્હેં પૂછેલા પ્રશ્નોના ખરા ઉત્તરો આપતી જાય તો વધારે સારૂં. મ્હારી સાથે ખુલ્લા અંતઃકરણથી વર્તીશ તો આજ નહિ તો કાલ—કોઇ પણ વખતે તું મ્હારા ઉપકારની પાત્રી થઇશ."

જુલેખાં દરવાજા તરફ બે ડગલાં આગળ ચાલીને ઉભી રહી અને પછવાડે જોઇ ફકીરને ઉદ્દેશીને કહેવા લાગીઃ—"આપે આપના મનમાં જે જે સિદ્ધાંતો બાંધ્યા છે, તે 'હું કોણ છું' તેનો બરાબર

વિચાર કર્યા વિના બાંધેલા હોવાથી ભૂલભરેલા છે, તો પણ હું આપને પૂછું છું કે, આપને હું શત્રુ સમજું કે મિત્ર ?"

ફકીર વિચારયુક્તસ્વરે બોલ્યોઃ—" ત્હારી ઇચ્છા હશે, તો મ્હને ત્હારો મિત્ર યા શત્રુ બનાવી શકશે. બન્ને બાબતો ત્હારી મરજીપર આધાર રાખે છે."

" વારૂ, આપ કોણ છો ? "

" હું એક સામાન્ય ફકીર છું. "

" હું એક સામાન્ય દાસી છું, તે પ્રમાણેજ ?"

"હા ઘણુંખરૂં એમજ; પરંતુ હવે હું તને સ્પષ્ટ શબ્દોમાં કહું છું કે, હું મોગલોનો મિત્ર છું, પણ હિન્દુઓનો શત્રુ નથી એટલું ખાત્રીથી માનજે. તું ચાલ, હવે તું ત્હારે જવું હોય ત્યાં જા."

"આ દરવાજામાંથી બહાર નીકળતાં જ હું રાજમહેલમાં જઇ શકીશ ?"

" બ્હાર જઇને જો, એટલે ખબર પડશે. "

" આપની બીજી વાર મુલાકાત થાય એવો સંભવ છે કે શું ?"

" જરૂર પડશે તો તેમ બનશે. જા, હવે ત્હારે કોઈ જાતના વિચારો કરવાની જરૂર નથી."

જુલેખાં દરવાજો ઉઘાડી બહાર આવી કે તરતજ તેની પછવાડે કાંઇ અવાજ થયેલો તેને સંભળાયો. ચમકીને પછવાડે ફરીને જોયું તો દરવાજો અદશ્ય થઇ ગયો હતો ! માત્ર પથ્થરની બાંધેલી ઉંચી અને મજબૂત ભીંત જ તેના જોવામાં આવી ! દરવાજો હતો કે નહિ તે સમજવાનું એક નિશાન પણ તેના જોવામાં આવ્યું નહિ !

જે ઠેકાણે તે ઉભી હતી તે એક ન્હાનું ઘર હતું અને તેના પછવાડેના ભાગમાં ઉપર જવા માટે એક દાદર હતો. ઉપર એક અજ્ઞાત સ્થળે દીવો બળતો હતો અને તેના પ્રકાશથી નીચેનો ભાગ

અજ્ઞાત સ્થળે દીવો બળતો હતો અને તેના પ્રકાશથી નીચેનો ભાગ ઝાંખો ઝાંખો દેખાતો હતો. તે મંદ પ્રકાશમાંજ જુલેખાંએ ચારે બાજૂની ભીંત તપાસી જોઇ; પરંતુ દરવાજો હોવાનાં એકે ચિહ્‌ન તેના જોવામાં આવ્યું નહિ.

"હું ક્યાં આવી છું? રાત કેટલી ગઇ હશે? આ બધું જોયું તે સ્વપ્ન કે ખરૂં? વગેરે અનેક પ્રશ્નો તેના મનમાં ઉઠવા લાગ્યા. કારણ કે મોગલોના ભવ્ય જનાનખાનાની તે અણુથી રેણુ સુધી માહિતગાર હોવા છતાં તેની આજે આવી સ્થિતિ થઇ હતી. તેથી અહીં ખોટી થવું વ્યર્થ છે એમ જાણી તરત જ દાદર ચ્હડી તે ઉપર આવી અને જોતાં એક ભવ્ય સુંદર મસ્જિદ તેના જોવામાં આવી! મસ્જિદના મધ્યભાગમાં સેંકડો બત્તીઓ ટાંગેલી હતી અને તેના પ્રકાશથી સર્વત્ર સૂર્ય જેવો પ્રકાશ પડી રહ્યો હતો!

મસ્જિદ જોતાં જ આ મસ્જિદ કઈ હોવી જોઇએ એ વિષે કોઇને વધારે વિચાર કરવો પડે એમ નહોતું. નીચેથી ઉપર સુધી તેની બધી સુંદર ભીંતો આરસાઓની માફક ચકચકિત હતી. આગ્રા કિલ્લાની આ મોતી મસ્જિદ હજી પણ ચિત્રની માફક શોભા આપી રહી હતી; તો પછી જહાંગીરના વખતમાં તેની કેટલી શોભા તથા બહાર હશે તેનો ખિયાલ વાચકોએ જ કરી લેવો. જુલેખાં મસ્જિદ જોતાં જ સમજી ગઇ કે પોતે 'ખાસ મસ્જિદ'માં આવી પહોંચી છે. બાદશાહ અને તેના કુટુંબીજનો માટે જ નમાજ પઢવા માટે આ મસ્જિદ બાંધેલી હોવાથી સાધારણ લોકોને ત્યાં આવવા માટે પરવાનગી નહોતી. શાહજહાને જ આ 'ખાસ મસ્જિદ' નું નામ બદલીને પછી તેનું 'મોતી મસ્જિદ' એવું નામ રાખ્યું હતું.

આ ખાસ મસ્જિદ રાજમહેલથી કેટલેક દૂર બાંધેલી હોવાથી

મહેલમાંથી મસ્જિદમાં જવા માટે ગુપ્તમાર્ગો કે એવું બીજું કાંઈ છે કે શું તેની કોઈને ખબર નહોતી. જુલેખાં પણ આ બાબતમાં અજ્ઞાન જ હતી. માત્ર અપવાદ દાખલ એક બે વિશિષ્ટ માણસોને જ આ ગુપ્તમાર્ગોની ખબર હતી! શાહજાદો પરવેઝ પણ આ બાબતમાં તદ્દન અજ્ઞાત હતો. કારણ કે, જો તેમ ન હોત તો જુલેખાંને પોતાની નજર સામે નીચે ગર્ક થતી જોઈ તે આશ્ચર્યચકિત બન્યો ન હોત. તેનો આશ્ચર્યયુક્ત ચ્હેરો હજી પણ જુલેખાંની દૃષ્ટિ સામે તરી આવતો હતો. તેથી તેને ખાત્રી થઈ કે, પોતાની આજુબાજુ શું બને છે તેની પરવેઝને બિલકુલ ખબર નહિ હોવી જોઈએ. કદાચિત્ તેને કાંઈ ખબર હોય તો તે માત્ર એટલી જ કે, ફકીર અને તેના કૃષ્ણ-વેશધારી સાથીદારો પોતાને સિંહાસન પર બેસાડવાની ખટપટ કરે છે; અર્થાત્ તેઓ પોતાના મિત્ર છે, એ સિવાય તે બીજું કાંઈ જાણતો નહોતો; એટલું જ નહિ, પણ આ બધું ષડ્યંત્ર કેવી રીતનું અને શા માટે ચાલે છે તે જાણવાનો તેણે પ્રયત્ન જ નહોતો કર્યો. કારણ કે, તેવા રીતનું સાહસ કરવાનો તેનામાં બિલકુલ ઉત્સાહ નહોતો.

જુલેખાંએ જોયું તો મસ્જિદમાં કોઈ નહોતું. રાત્રિ પણ ઘણી વહી ગઈ હતી. બહાર જ્યાં ત્યાં નિસ્તબ્ધતા પ્રસરી રહી હતી. આવા વખતે આ નિર્મનુષ્ય મસ્જિદમાં ઉભા રહી કોઈ પણ જાતનો વિચાર કરવાનું તેને ઈષ્ટ જણાયું નહિ, તેથી સપાટાબંધ પગ ઉપાડી તે બહાર નીકળી, પણ વીસ પચ્ચીસ પગલાં ભરી તે આગળ જાય ન જાય એટલામાં. તો તેને વિસ્મયાનુકળ બની જઈ ઉભી રહેવું પડયું. મસ્જિદમાંથી એક બીજો માણસ બહાર નીકળી રસ્તાપર ચાલ્યો જતો તેના જોવામાં આવ્યો. તે માણસ તરફ તેણે બરાબર નીરખીને જોયું તો તે બીજો કોઈ નહિ પણ તેને આવી સ્થિતિમાં લાવી મૂકનાર ફકીર જ હતો!

જુલેખાં વિચારવા લાગી:—" ફકીર દાદર ન્હડી મ્હારી પછ-વાડે આવ્યો હોત તો તે જરૂર મ્હને દેખાયો જ હોત; પરંતુ તે દેખાયો નહિ તેમ જોવામાં મ્હારી ગફલતી થઇ નથી! અને અહીં જોઉં છું તો તે મ્હારી આગળ ચાલ્યો જાય છે! આ ઉપરથી મ્હને ખાત્રી થાય છે કે, મસ્જિદમાંથી બહાર જવા માટે જમીન નીચે એક બીજો ગુપ્તમાર્ગ હોવો જોઇએ—નહિ છે જ. વારૂ, પણ આ ફકીર જ્યારે બીજી વાર મ્હારી દૃષ્ટિએ પડયો છે ત્યારે તો તે ક્યાં જાય છે તેની મ્હારે તપાસ કરવી જોઇએ." એમ વિચાર કરી ફકીર જે દિશાએ ચાલ્યો જતો હતો તે દિશા તરફ એ લાગી.

ફકીર ઘણો આગળ ચાલ્યો જતો હતો. તેનો ઉંચો દેહ, લાંબી પગ સુધી પહેરેલી કફની, શુભ્ર દાઢી વગેરે જોકે તે અંધકારને લીધે જોઇ શકતી નહોતી, તો પણ તે ફકીર જ છે, એવી તેને પક્કી ખાત્રી થઇ ગઇ હતી.

મસ્જિદમાંથી બહાર આવતાં જ જુલેખાંએ જોયું તો ફકીર ઉતાવળે ઉતાવળે પગલાં ભરતો બાદશાહી મહેલ તરફ ચાલ્યો જતો હતો. જુલેખાં પણ તેની પછવાડે પછવાડે ચાલી અને બોલી:— "હું જોઉં છું કે તું કયાં જાય છે? અરે! આ તો મહેલ તરફ જાય છે!! મહેલમાં તે કોની પાસે જતો હશે? એ કોણ હોવો જોઇએ?"

એકાએક જુલેખાં સ્તબ્ધ મૂઢવત્ ઉભી રહી. તેનાથી એક ડગલું પણ આગળ ભરાયું નહિ. એટલું જ નહિ, તેનો શ્વાસોચ્છાસ પણ બંધ થઇ જવા લાગ્યો.

# પ્રકરણ ૮ મું.

## ભેદમાં ભેદ !

લગભગ અર્ધરાત્રિ થવા આવી હતી. રસ્તે જતાં આવતાં માણસો બંધ થઇ ગયાં હતાં. ઘણાખરા મહેલોના દીવાઓ બુઝાવી નાખવામાં આવ્યા હતા. માત્ર અપવાદ દાખલ એકાદ ન્હાનો દીવો કોઇક જ સ્થળે દૃષ્ટિએ પડતો હતો. લાંબે ચોકી ઉપરથી સિપાહીઓનો અનુજ્ઞાસૂચક શબ્દ પણ ધ્વનિત થતો હતો. સિંહદ્વારપર નૌબત વાગતી હતી અને તેના મધુર રાગરાગણીઓના સ્વરો સ્પષ્ટ સાંભળવામાં આવતા હતા; એટલુંજ નહિ, પણ શાંત નિશીથકાળમાં તે વાદ્યરવ પવન તરંગોની સાથે મળી જઇ આખા જગતને મધુરતામય કરી નાખતો હતો. એટલામાં દેવડીપરના સિપાહીએ ઝાલરપર બારના ઠોકા માર્યા.

આટલી બધી રાત વહી ગઇ ! એમ વિચાર કરતી કરતી જુલેખાં આશ્ચર્યમાં પડી ગઈ. ગત રાત્રે બનેલા ભયંકર પ્રસંગની તે હજી સુધી મિમાંસા કરી શકી નહોતી. “ આ ફકીર કોણ હોવો જોઇએ ? શામાટે ગુપ્ત રીતે તે મ્હને તેની પાસે લઈ ગયો ? તેનો હેતુ શો હોવો જોઇએ ? વળી પાછો ફરીથી તે મ્હારી દૃષ્ટિએ પડયો ! ત્યારે આમાં કયો ભેદ સમાયેલો હોવો જોઇએ ?” આવા અનેક જાતના પ્રશ્નો એક પછી એક તેના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા અને રહસ્યભેદ જાણવા માટે કેવા ઉપાયો લેવા, તેનો વિચાર કરતી કરતી તે ફકીરની પછવાડે ચાલી જતી હતી, એટલામાં તેની દૃષ્ટિએ એકાએક

જે દેખાવ પડયો, તે જોતાં જ તે ચકિતા બની જઈ પાષાણસ્તંભની માફક જડવત્ દિંગ્મૂઢ થઇને ઉભી રહી.

ફકીર રાજવાડાના મુખ્ય દરવાજા પાસે પહોંચ્યો પહેરાપરના સંત્રીઓએ સશસ્ત્ર ઉભા થઇ તેને સલામ કરી. ખુદ બાદશાહ સિવાય આવું માન કોઇને પણ આપવાનો નિયમ નહિ હોવાથી સંત્રીઓએ ફકીરને તેવું માન આપેલું જોઈ જુલેખાં ગભરાઈ ગઇ. અરે ! આ ફકીર કોણ હોવો જોઇએ ? એવો પ્રશ્ન તેના મનમાં સાહજિક જ ઉત્પન્ન થયો. "ખુદ બાદશાહ તો મ્હારી સાથે છળવેષથી પોતાની જીજ્ઞાસા તૃપ્ત કરવા આવ્યા નહિ હોય ? નહિ, નહિ; તેમ બનવું અસંભવિત છે. જહાંગીર હજારો જાતના ક્ષુદ્રવેષ ધારણ કરે તો પણ હું તેને ઓળખી શકયા વિના રહી શકું જ નહિ. આ વૃદ્ધ ફકીર તો બાદશાહ હોવા નજિ જોઇએ. ત્યારે આ ફકીર કોણ છે ? અને સંત્રીઓ શા માટે તેને આટલું બધું બાદશાહ જેટલું માન આપે છે ?"

જુલેખાં સ્તંભિત થઈ ગઇ હતી તેથી કેટલાક વખત સુધી તે એક પગલું પણ આગળ ભરી શકી નહિ. ફકીર પણ તેની નજરમાંથી દૂર થઇ મહેલમાં ચાલ્યો ગયો હતો. ફકીરને ગુપ્ત થયેલો જોતાં જ એકદમ તે શુદ્ધિમાં આવી. પોતે આશ્ચર્યથી દિંગ્મૂઢ ગવાને લીધેજ ફકીર દૃષ્ટિપથમાંથી છટકી ગયો એ ઘણું જ ખોટું થયું, એમ તેને જણાવા લાગ્યું. તરત જ ઉતાવળે પગલાં ભરી તે દરવાજા તરફ જવા લાગી.

પહેરાવાળાઓ હવે નિશ્ચિંત જીવે દરવાજા નજીકમાં બેસી ગપ્પાં મારતા હતા તથા હાસ્યવિનોદ કરતા હતા. એટલામાં જુલેખાંને દરવાજામાં દાખલ થતી જોઇ એક સિપાહી ત્યાંથી ઉઠયો અને હસતો હસતો તેની પાસે આવી કહેવા લાગ્યો:—"બીબીસાહેબ ! તમે ગમે તે

હો; પરંતુ આવી મધ્યરાત્રે રાજમહેલમાં તમારાથી જઇ શકાશે નહિ.”

જુલેખાં એ પોતાનો ચ્હેરો ઓઢણાથી ઢાંકી લીધેલો હોવાથી તેણે પોતાનો જમણો હાથ સિપાહીની સામે ધર્યો અને અંધારામાં નૂરજહાનના નામની મુદ્રિકા ચળકી રહી. એકાએક કાલસર્પને જોતાં જ માણસની જેવી સ્થિતિ થાય છે તેવીજ સ્થિતિ મુદ્રિકા જોતાંજ બધા પહેરાવાળાઓની થઈ. તેઓ બધા થરથર કંપતા ઉઠીને ઉભા થયા, અને જુલેખાંને સલામ કરી મુખ્ય પહેરાવાળો બોલ્યો:—“ જુલેખાં બીબી ! આટલી બધી રાત્રિએ ક્યાં ગયાં હતાં ? ”

“ રાજકાર્યો માટે વેળા કવેળાએ મ્હને બહાર જવું પડે છે. ચાલો, રસ્તો છોડી મ્હને મહેલમાં જવા દ્યો. ”

બધા પહેરેગીરો એક બાજુએ થઇ ગયા. જુલેખાં બે ચાર ડગલાં ભરી પાછી ફરી અને બોલી:—“ હમણાં મ્હારી પહેલાં મહેલની અંદર કોણ ગયું ? ”

“ ખુદ બાદશાહ ! કેમ ? તેઓને જવાને હજી કાંઇ વધારે વખત થયો નથી ! ”

“ કોણ બાદશાહ ! વૃદ્ધ ફકીર નહિ કે ? કરીમખાન તમે ભુલતા હશો ! મ્હારી આગળ તો માત્ર એક વૃદ્ધ ફકીર જ ચાલતો હતો !”

પહેરેગીરે નમ્રતાથી જવાબ આપ્યો:—“ જુલેખાં બીબી ! અંધકારને લીધે કદાચિત્ તમે બાદશાહ સલામતને ઓળખી શક્યાં નહિ હો. આપજ ભૂલો છો. અમે તેમને કેવી રીતે માન આપ્યું તે તમે જોયું કે નહિ ? ”

“ ત્યારે તે ફકીર નહોતો કે ? ”

“ નહિ; ખુદ બાદશાહજ હતા. ”

“ આટલી રાત્રે તેઓ ક્યાંથી આવ્યા ? ”

" તે વિશે વિચાર કરવાની અમને શું જરૂર છે ? "

" તેમણે ફકીરનો છદ્મવેષ તો ધારણ નહોતો કર્યો ?"

" નહિ. તેમ હોત તો તમારી માફક અમારી પણ સ્થિતિ થાત."

જુલેખાં વધારે પ્રશ્નો નહિ પૂછતાં એકદમ મહેલમાં ચાલી ગઇ. નોબત વાગતી બંધ થઇ અને પહેરેગીરોએ પણ દરવાજો બંધ કર્યો.

વચ્ચે વચ્ચે કોઇ કોઈ સ્થાને દીવાઓ બળતા હોવાથી જનાનખાનાના દરવાજા પાસે જુલેખાં જલદી આવી પહોંચી. જનાનખાનાનો દરવાજો ક્યારનોય બંધ થઈ ગયેલો હતો અને મશરૂર ખોજો પોતાના સાથીદારો સાથે ત્યાં પહેરો ભરતો હતો. તેના કૃષ્ણવર્ણ શરીરમાં દીવાની માફક ઝગઝગતાં નેત્રો સામે જુલેખાંએ પોતાનો હાથ લાંબો કર્યો. નૂરજહાનની મુદ્રિકા તેની આંગળીએ જોતાં જ તેણે એક ન્હાનો દરવાજો ઉઘાડી આપ્યો. કારણ કે, જુલેખાંને કોઇ પણ જાતનો પ્રશ્ન પૂછવાનું કોઇનામાં સામર્થ્ય નહોતું.

જુલેખાં જનાનખાનામાં જતાં પહેલાં મશરૂર તરફ ફરીને બોલી:—" મશરૂર, બાદશાહ આજે કયા મહેલમાં છે ? "

જનાનખાનાની અંદર બાદશાહ કયે વખતે અને કયે સ્થળે ક્યાં છે તેની મશરૂર સિવાય બીજા કોઇને ખબર પડતી નહોતી. મશરૂરે ગંભીરતાથી કહ્યું:—" બેગમ નૂરજહાનના મહેલમાં ! શું તમને ખબર નથી ? ઘણાજ આશ્ચર્યની વાત ! "

જુલેખાં કાંઇ વધારે નહિ બોલતાં જનાનખાનામાં દાખલ થઇ. આ વખતે દાસદાસીઓ નિદ્રાધીન થવાને લીધે ચારે બાજૂએ અંધકાર છવાઇ રહ્યો હતો તથા શાંતિ પ્રસરી રહી હતી. તો પણ લાંબેના એકાદ મહેલમાંથી સારંગી, સતાર કિંવા તંતુવાદ્યનો મધુર રણકાર

પ્રતિધ્વનિત થતો હતો અને કોઇ સ્થળે એકાદ દિવાનખાનામાં બેસી કોઇ યુવાન દાસી વિરહાલાપ લેતી સંભળાતી હતી.

પગનો જરા પણ સણુસારો થવા નહિ દેતાં જુલેખાં નૂરજહાનના મહેલના દરવાજા પાસે આવી પહોંચી. જુએ છે તો બારણું બંધ હતું, પણ અંદર દીવાનો ચકચકિત પ્રકાશ જણાઇ આવતો હતો. માત્ર કોઇનો એક શબ્દ પણ સાંભળવામાં આવતો નહોતો. જુલેખાં થોડો વખત દરવાજાને કાન લગાડી ઉભા રહી, પરંતુ તેના સાંભળવામાં કાંઇ આવ્યું નહિ તેથી તે પોતાની સુવાની ઓરડી તરફ જવા લાગી.

બેગમ નૂરજહાનના મહેલની નીચે આવેલી ત્રણ ઉત્તમ ઓરડીઓ જુલેખાંને રહેવા માટે આપવામાં આવી હતી. એક તેને બેસવા ઉઠવા માટે, બીજી સુવા માટે અને ત્રીજી રસોઇનું કામ કરનારી એક દાસી માટે હતી. જુલેખાં સિવાય બીજી કોઇ દાસીને આવી રીતની જગ્યાની સગવડ આપવામાં આવી નહોતી. દરેક દાસીને માત્ર સુવા માટે એક એક ઓરડી આપવામાં આવતી હતી. પરંતુ જનાનખાનામાં જુલેખાંનો દરજ્જો જૂદા જ પ્રકારનો હતો. નૂરજહાનનો તે જમણો હાથ હતી. પોતાના સદ્ગુણ તથા બુદ્ધિ સામર્થ્યથી તે નૂરજહાનની દાસી નહિ પણ સખી તરીકે મનાતી હતી. જો તેણે મહત્વાકાંક્ષા રાખી હોત તો તે ક્યારનીય આ જનાનખાનામાં બેગમની પદ્દીએ પહોંચી હોત; પરંતુ આ જનાનખાનાના વૈભવોને તે તુચ્છ માનતી હતી અને સ્વધર્મનું સંરક્ષણ કરવું એને જ પોતાનું કર્તવ્ય માનતી હતી. તે જમાનામાં આવી રીતે બીજી કોઇ દાસી રહી શકી હશે કે કેમ એતો શંકાસ્પદ જ છે!

જુલેખાં પોતાની ઓરડી પાસે ગઇ ત્યારે તેની વૃદ્ધ દાસી દીવા પાસે બેસી કાંઇક સીવતી હતી. જુલેખાંના પગનો અવાજ સાંભળતાં જ તેણે ઉંચું જોયું અને કહ્યું:—" અરે ! અત્યાર સૂધી તું ક્યાં ભટકતી હતી ? રાહ જોઇ જોઇને તો હું થાકી ગઇ ! અત્યાર સૂધી હતી ક્યાં ? આખું જનાનખાનું જોયું. પણ તારો પત્તો ક્યાંય લાગ્યો નહિ ! મધરાત થઇ ગઈ. પછી શું કરૂં ? આખરે કંટાળીને રસોઇ ઢાંકી મૂકી તારી વાટ જોતી આ સીવવાનું લઇને બેઠી છું ! ! "

જુલેખાંને પોતાની દાસીના સ્વભાવની ખબર હતી. તેની સાથે જો કોઇ બોલનાર હોય તો તે આખી રાત જાગરણ કરાવે તેવી હતી; તેને જુલેખાંએ તેને થોડામાં જ પૂછ્યું:—" બેગમ નૂરજહાન મ્હને શોધતાં હતાં કે ? "

" નહિ, બાદશાહ આજ સાંજથીજ તેના મહેલમાં હોવાથી બીજાની શોધ કરવાનો તેને વખત જ ક્યાંથી મળી શકે ? "

" તને બરાબર ખબર છે ? "

" હા, હું ખાત્રીપૂર્વક કહું છું. હું વૃદ્ધ થઇ છું. તેથી કાંઇ મ્હારી આંખ અને કાન ગયા નથી ! બાદશાહનો રથ આપણી ઓરડી સામે જ ઉભો છે. બે દાસીઓના ખભે બે હાથ રાખી તે નૂરજહાનના મહેલમાં ગયો. દારૂ તો એટલો બધો પીધો હતો કે, તેનાથી ઉભા પણ રહી શકાતું નહોતું ! "

" દયામણિ ! તું શુદ્ધિમાં છે કે નહિ ? ભીંતને પણ કાન હોય છે તેની તને ખબર નથી ? તારૂં બોલવું કોઇ સાંભળશે તો શરીર અને ધડ જૂદું થઇ જશે તેની ખબર છે ? "

" જે વખતે ત્હારી સાથે હું આ યમપુરીમાં આવી તે વખતે મ્હેં આ બધો વિચાર કર્યો છે ! "

" બાદશાહ ક્યારે બહાર ગયા ? "

" આટલામાં જ તે બહાર જાય ? અરે, નૂરજહાને તો તેને દીવાનો બનાવ્યો છે ! ત્યાંથી તે કેમ જલ્દી બહાર નીકળી શકે ? હજી તો નૂરજહાનના પગ ચાટતો–"

એકાએક જુલેખાંએ વૃદ્ધ દાસીનું મ્હોડું પોતાના હાથથી દાબી દીધું. " ચુપ. શું બોલે છે તેનું ભાન છે ? આમ કરીશ તો મરવાનો પ્રસંગ–"

વૃદ્ધ દાસી ગુસ્સામાં તેનો હાથ છોડાવી બોલી ઉઠી:–" ત્યારે મ્હને છોડી દે. કાલને કાલે હું અહીંથી ચાલી જઇશ. "

વધારે કહેવાથી તે વૃદ્ધા કાંઇ ને કાંઇ બડબડી ચોટાળો કરી મૂકશે એમ વિચારી જુલેખાં પોતાની સૂવાની ઓરડી તરફ જતાં જતાં બોલી:—" તું ત્હારે સૂઇ જા. થોડા વખત પછી ખાવાનું હશે તો હું ખાઇ લઇશ. "

વૃદ્ધા પુનઃ વિરક્તસ્વરે બોલી:—" ત્હારી મરજીમાં આવે ત્યારે જમજે. આજે જ્યારે ત્હારા માટે સારામાં સારી રસોઈ કરી મૂકી છે ત્યારે તે જમવાનું ત્હારા નસીબમાં જ ક્યાં છે ? આટલો બધો પૈસો છે તો પછી ખાવું પીવું તો વખતસર કે નહિ ? તેમાં પણ ત્હારૂં આળસ ! પૈસો મેળવીને તું કરવાની છે શું—"

આ જનાનખાનામાં જુલેખાં હજી સુધી બ્રહ્મચારિણી તરીકે જ રહેતી હતી; પણ તે વિષે કોઇને આશ્ચર્ય લાગતું નહોતું. અકબરના વખતથી મોગલ જનાનામાં હિન્દુ બેગમો અને હિન્દુ દાસીઓ આવવા લાગી હતી. તે બધી સ્ત્રીઓ પોતપોતાના ધર્મ પ્રમાણે વર્ત્તતી હતી. તેમને કોઇ જાતનો પ્રતિબંધ નહોતો. બાદશાહનો સખ્ત હુકમ હતો કે, " હિન્દુ સ્ત્રીઓ જે પ્રમાણે રહેવા ઇચ્છે, તે જ પ્રમાણે તેમને

રાખવી." જુલેખાંના બાહ્ય દેખાવમાં જો કે હિન્દુત્વનું એક પણ ચિહ્ન જોવામાં આવતું નહોતું તો પણ યવન સ્ત્રીની માફક આવેલી ખાનપાનની સામગ્રીમાં દૂધ અને ફળાદિ સિવાય તે બીજું કાંઇ લેતી નહોતી. તે દૂધ અને તાજાં ફળો ખાતી. બાકીની બધી વસ્તુઓ તેની વૃદ્ધ દાસી ગરીબોને વહેંચી આપતી હતી.

જૂદી જૂદી જાતના વિચારોથી જુલેખાંનું હૃદય આજે વિદિર્ણ બની ગયું હતું. નૂરજહાનના મહેલમાં બાદશાહ હજી સુધી છે, તો પછી પહેરેગીરોએ તેને મહેલમાં આવતાં જોયો તે શું ખરૂં હોવું જોઇએ ? જુલેખાં કોઇ જાતનો નિશ્ચય કરી શકી નહિ. કારણ કે સ્હાંજથી જ દરેક ક્ષણે તે અવનવાં રહસ્યો જોતી હતી. તે હિમ્મતવાન્ હતી, તો પણ આજે આ રહસ્યમંદિરોનાં અનેક રહસ્યો જોઇ તે ગુંચવાડામાં પડી ગઇ અને થોડીક તેને બ્હીક પથજણાવા લાગી.

જમવાની તેને બિલકુલ ઇચ્છા નહોતી. તે શ્રાંત અને અસ્વસ્થ બની ગઈ હતી. તેનું માથું એટલું તો તપી ગયું હતું કે તેમાં અગ્નિ સળગે છે કે શું, એમ તેને લાગતું હતું ! તે ક્લાન્ત બની જઇ બિછાનામાં પડી; પણ પડતાં જ બ્હીકથી એકદમ બૂમ પાડી, ઉઠીને ઉભી થઇ ગઇ. બિછાનામાં કોઇ સૂતેલું હોય એમ તેના જોવામાં આવ્યું. !



# પ્રકરણ ૯ મું.

## દુલાલી.

જુલેખાં જે ઓરડીમાં સૂતી હતી, તે ઓરડીના એક ખૂણામાં એક મન્દ તેજ દીપક બળતો હતો; તેથી તેના પ્રકાશને લીધે ઓરડીમાંની કોઇ પણ વસ્તુ સ્પષ્ટ દેખાઇ આવતી નહોતી. ઓરડીના મધ્યભાગમાં રૂપાના બીજા બે દીવાઓ હતા; પરંતુ તેને જમવાની ઇચ્છા નહોતી, તેથી તેણે તે સળગાવ્યા નહિ, અને પોતાના બિછાના પર જઇને પડી. આજે જે જે બનાવો બન્યા હતા તે વિષે શાંત રીતે વિચાર કરવાનો નિશ્ચય કરી તે પોતાના બિછાના પર પડી કે તરતજ પાછી ગભરાટથી બૂમ મારી ત્યાંથી ઉઠી ઉભી થઇ ગઇ. કારણ કે, બિછાનામાં બીજું કોઇ સૂતેલું હતું. જુલેખાં તેના શરીર ઉપર પડી હતી; પરંતુ અસ્પષ્ટ પ્રકારને લીધે તેને કાંઇજ દેખાતું નહોતું.

મોગલ જનાનખાનામાં જૂદા જૂદા ગુપ્તવેષો લઇ ચોરી છુપીથી પ્રવેશ કરવાની તથા કોઇ કોઇ પ્રસંગે સ્ત્રીવેષ લઇ ગુપચુપ અંદર દાખલ થવાની વિલાસી યુવાનોને ઘણી ટેવ હતી. દાસત્વ કરનારી સ્ત્રીઓ વખતે કવખતે પોતાના પ્રણયી યુવાનોને વિલાસી યુવતીના વેષમાં પોતાનાં કુટિલ ચાતુર્યથી તેમજ કુશળતાથી રાત્રે મોજ મારવાને માટે લાવતી હતી. કેટલીક બેગમો પણ આવી રીતે ગુપ્ત પ્રણય રાખતી હોવાથી દાસદાસીઓ દ્વારા રાત્રે અનેક યુવાનોને પોતાના જનાનખાનામાં દાખલ કરતી હતી. તેથી શહેરના ઘણાખરા યુવાનો જનાનખાનાના રાજવિલાસનો રસાસ્વાદ લેવા માટે સ્ત્રીવેષ લઇ દાસી

બનીને આવતા હતા ! દાસીઓને પણ તેવા કામ માટે ફોડેલી હોવાથી પોતાના સ્ત્રીવેષમાં દાખલ થવાને તેઓને કોઇ હરકત કરતું નહિ. આવી રીતે અનેક રાજકુમારો અને યુવાન ઉમરાવો કેટલીક અભાગિનીઓના સર્વનાશને માટે કારણભૂત થતા હતા. આ નંદનવન અથવા નર્કપૂરીમાં શું થશે અને શું નહિ તે કોઈ કળી શકતું નહિ. અનેક દાસીઓ અને બેગમો એકાએક હમેશને માટે ગયબ થઇ જતી હતી. અનેક તરૂણ પ્રણયી યુવાનો પ્રેમ માટે જનાનખાનામાં આવી ભીંતોમાં ચણાઇ ઠાર થઇ જતા હતા. એકંદરે બહારથી સ્વર્ગ જેવા દેખાતા પરંતુ અંદરથી હળાહળ વિષથી ભરેલા મોગલ સમ્રાટ્‌ના બિહિસ્તમાં આવા બનાવો દરેક પળે બનતા હોવાથી કોઇ દુરાચારી પુરૂષ સ્ત્રીનો વેષ લઇ પોતાના બિછાનામાં સૂતો હશે કે શું એવો સંશય આવવાથી જુલેખાં એકાએક બિછાનામાંથી ઉઠી આશ્ચર્યચકિત મુદ્રાએ તે વ્યક્તિતરફ જોવા લાગી.

બિછાનામાં સૂતેલ વ્યક્તિને જુલેખાંના શરીરનો ધક્કો લાગતાં જ તેણે ઉંઘમાં ને ઉંઘમાં 'અંઃ અંઃ એવો શબ્દોચ્ચાર' કર્યો. જુલેખાંએ ગંભીર સ્વરે પૂછ્યું:—"તું કોણ છે ? મ્હારા બિછાનામાં સૂવાની ત્હેં કેમ હિમ્મત કરી ?"

તે વ્યક્તિએ પુનઃ 'અંઃ અંઃ' એવો શબ્દોચ્ચાર કર્યો અને પોતાનું પડખું ફેરવ્યું.

"હવે વિચાર કરી ઉભા રહેવાનો વખત નથી." એમ ધારી જુલેખાં દીવા પાસે ગઇ અને તેની વાટ સંકોરી તેને બિછાના પાસે લઇ આવી. દીવાના સ્પષ્ટ પ્રકાશમાં તેણે બિછાનામાં સૂતેલ વ્યક્તિ તરફ જોયું અને આશ્ચર્યથી બોલી ઉઠી:—"અરે રાંડ ! તું તો જબરી હિમ્મતવાન્ !"

બિછાના ઉપર એક બાળિકા સૂતેલી હતી. તેના તરફ જોતાં તેની ઉમ્મર તેર ચૌદ વર્ષ કરતાં વધારે હોવી ન જોઇએ એમ જણાતું હતું; પરંતુ બધાં જાણતાં હતાં કે તેની ઉમ્મર તેર ચૌદ વર્ષ કરતાં વધારે હોવી જોઇએ. કારણ કે, ઘણાં માણસોએ તેને તેવી જ સ્થિતિમાં દસ બાર વર્ષથી જોઇ હતી અને તેટલા વખતમાં તેના ચ્હેરા ઉપર કિંચિત્ માત્ર પણ ફરક પડયો નહોતો. તે વધતી જ નહોતી. તેથી લોકો તેને "ક્ષયા" નામથી બોલાવતાં હતાં.

તેના સ્વરૂપની કાંતિ એટલી બધી ખરાબ નહોતી, તેમ સારી વાળી પણ નહોતી. હમેશ વાળ ઓળવાની તેને ટેવ નહિ હોવાથી તેના શરીરપર અહીં તહીં વિખરાઇ ગએલા હતા. સારૂં વસ્ત્ર કિંવા દાગીના પહેરવાનો તેને શૉખ હોય એમ જણાતું નહોતું. કોઇ કાંઇ આપે તો તેનો સ્વીકાર કરવો કે નહિ, તેની પણ તેને ખબર નહોતી. તે કોઇની પાસે કાંઇ પણ લેતી નહોતી. તેનાં માબાપ કોણ છે, તેનું ઘર કયાં છે, આગ્રામાં તે કયાંથી આવી તે વિષે કોઇને કાંઇ પણ ખબર નહોતી. કોઇ તેને પ્રશ્ન પૂછે તો મ્હોટેથી હસવા સિવાય બીજો કશો ઉત્તર તે આપતી નહોતી; પરંતુ તે વખતે તેના બન્ને નેત્રોમાં વિદ્યુતના ચમકારા જેવો ભાસ થતો હતો. જે વખતે તે ગુસ્સે થતી, ત્યારે પોતાના ભયંકર નેત્રોથી તે જેની સામે જોતી તે જીવંત સ્થિતિમાં જ મરેલા જેવું બની જતું હતું—તેના લોહીનું પાણી થઇ જતું હતું !

એક દિવસે—તે વાતને ઘણાં વર્ષો થઇ ગયાં—જુલેખા તેને કોઈ સ્થળેથી જનાનખાનામાં લઇ આવી. થોડા વખતમાં જ તે સર્વને પ્રિય થઇ પડી. તેને દુઃખ મનાવવાને કોઇ હિમ્મત કરતું નહોતું. હજી પણ તે જુલેખાંની પાસે જ રહેતી હતી. કારણ કે,

તે તેને અહીં જનાનખાનામાં લાવી હતી. જુલેખાં તેના પર ઘણો પ્રેમ રાખતી હતી. તેનું અર્ધઘેલાપણું, કિંચિત્ મૂર્ખપણું તથા આલ્યચેષ્ટાઓ જોઇ બેગમ નૂરજહાન પણ તેની સાથે ગમ્મત કરતી હતી. તેના આવા સ્વભાવથી આખા જનાનખાનાનાં દાસ-દાસીઓ તેને "દુલાલી" કહીને બોલાવતાં હતાં. તેને "ક્ષયા" નામથી બોલાવવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી.

કોઇ કોઇ વખત દુલાલી એકદમ ગુમ થઇ જતી હતી. તે ક્યાં જાય છે, તેની કોઇને ખબર પડતી નહિ. પહેલાં પહેલાં તો જુલેખાં તેને માટે ઘણી શોધખોળ કરતી; પરંતુ દુલાલીનો પત્તો ક્યાંયથી પણ મળતો નહિ. આગ્રા છોડી તે દૂરના મુલ્કમાં ચાલી જતી હતી. વળી પાછી એકાએક આગ્રામાં ઉપસ્થિત થતી હતી! પહેરેગીરો, ખોજાઓ અને દાસીઓ તેને દીવાની તેમજ ગરીબ માનીને તેના તરફ પ્રેમભાવ દર્શાવતાં હતાં. ફળફૂલ, મેવા મિઠાઇઓ વગેરે ખાવાની ચીજો ઘણાજ આનંદથી તેને આપતાં અને તેને બનાવી આનંદ મેળવતાં હતાં. જનાનખાનામાં ગમે તે વખતે તે આવે ત્યારે તેઓ તેને અટકાવતાં નહોતાં; અર્થાત્ જનાનખાનામાંથી બહાર જવા આવવામાં દુલાલી જેટલું સ્વાતંત્ર્ય કોઇ ભોગવતું નહોતું. મનમાં આવ્યું કે તરત વખત કવખત નહિ જોતાં તે જનાનખાનામાંથી બહાર પડતી અને કોઇના ધ્યાનમાં પણ ન હોય તેવા વખતે પાછી દરેકના જોવામાં આવતી હતી!

આજ કેટલાક વખતથી દુલાલીનો પત્તો મળતો નહોતો. તે ક્યાંય ચાલી ગઇ હતી. જુલેખાં પણ તેની શોધખોળ કરવા માટે હવે પ્રયત્નો કરતી નહોતી. કારણ કે, તે જાણતી હતી કે, દુલાલીને જનાનખાનામાં આવવાની ઇચ્છા થશે કે તરત તે ત્યાં આવી પહોંચશે. આજેજ તે જનાનખાનામાં આવી પહોંચશે એવી જુલેખાંને બિલકુલ

ખાત્રી નહોતી. એટલું જ નહિ, પણ દયામણિ પણ જાણતી નહોતી કે, દુલાલી આવીને જુલેખાંના બિછાનામાં સૂઇ ગઇ છે! હરિણી કરતાં પણ તેની ગતિ વિશેષ તીવ્ર હોવાથી તે તીરની માફક દોડી શકતી હતી. જે ઠેકાણે કોઇ જઇ શકે નહિ, તે ઠેકાણે તે અનાયાસે વાંદરાની માફક જઇ શકતી હતી. પોતે પોતાના હાથે પકડાય નહિ ત્યાં સુધી કોઇથી પણ તેને પકડી શકાય એમ નહોતું. આજે પણ તે એકાએક અહીં આવી હતી, અને તેની કોઇને ખબર પડી નહોતી.

અનિમિષ નેત્રોએ જુલેખાં કેટલાક વખત સુધી દીવાના પ્રકાશમાં તે અદ્‌ભુત બાળિકાના ચ્હેરા તરફ જોઇ રહી અને સહજ મૃદુતાથી હસી. સુતીક્ષ્ણદર્શિની બુદ્ધિશાળી બેગમ નૂરજહાન પણ તેના મનના ભાવ સમજી શકતી નહોતી, તો પછી બીજાની તો શું ગતી કે તે જાણુ શકે !

દુલાલીને જાગ્રત કરવા તેણે આગળ વધી હાથ લાંબો કર્યો, પણ પાછો તેના મનમાં કાંઇક વિચાર આવવાથી તેણે તે પાછો ખેંચી લીધો. થોડો વખત તે શાંત નિસ્તબ્ધભાવે તેના તરફ જોતી ઉભી રહી. આખરે તેને જાગ્રત થયેલી નહિ જોતાં તેણે દુલાલીને હાથથી ઢંઢોળી અને કહ્યું:-“ દુલાલી, દુલાલી ! ”

દુલાલીએ ચમકી જઇ આંખો ઉઘાડી અને જુલેખાંને પોતાની પાસે ઉભેલી જોતાં જ એકદમ ઉઠીને ઉભી થઇ ગઇ. બન્ને હાથોએ આંખો ચોળતી ચોળતી તે બોલી:-“ હું ઉંઘી ગઇ હતી નહિ ? ”

જુલેખાં તેની નજીકમાં બેસીને બોલી:—“ હા, પણ તું ક્યાંથી આવી ? ”

“ ઘણે લાંબેથી આવી છું. ”

“ તો પણ—”

દુલાલીએ એક અદ્ભુત આંખનો ઇશારો કીધો, તે જોઇ જુલેખાંએ પૂછ્યું:—"વાહ! ઠીક છે. કાંઇ નવીન ખબર?"

"બધું ઠીક છે."

"હજી સુધી અજીતસિંહ ન્હાસી નથી ગયો?"

"ના, ગમે તેમ પણ તે રાજપૂત છે. એકાએક ડરી જાય એમ નથી."

"બીજા નવીન ખબર શા છે?"

"ભીમસિંહ અને મહોબતખાન મ્હોટી ફોજ લઈ આ તરફ આવે છે."

"અને શાહજાદો?"

"ક્યાં સંતાઇ રહ્યો છે, તેની કોઇને ખબર નથી."

"તું પણ જાણતી નથી?"

દુલાલી અભૂતપૂર્વ હાસ્ય કરતાં કરતાં બોલી:—"અરે હા, એક વાત કરવી તો હું ભૂલી ગઇ!"

"કઇ વાત?"

"શાહજાદો પરવેઝ આજે પરોઢીયે લ્હડાઇ પર જનાર છે!"

"કોની સાથે?"

"રાજપૂતોની."

"હશે, પણ તને કોણે કહ્યું?"

"બધો બંદોબસ્ત થઇ ગયો છે અને બાદશાહે પણ હુકમ આપ્યો છે!"

"નૂરજહાનને ખબર નથી?"

"બધાંને ખબર છે."

જુલેખાં ચિન્તિતભાવે બોલીઃ—"હા, હવે મ્હને જણાય છે કે, બેગમસાહેબા મ્હારી સાથે હમણાં ખુલ્લા દિલથી બોલતાં નથી!"

"શામાટે બોલતાં નથી? કઇ વાત કહેતાં નથી?"

"કઇ? તું હમણાં ખબર લાવી છે કે શાહજાદો લ્હડાઇપર જનાર છે તેની મને ખબર નહિ હોય?"

"નહિ, કોઇને નથી; માત્ર હું એકલી જ જાણું છું."

"તેનો ખુલાસો પછી કરીશ, હમણાં તો મ્હને નિરાંતે ઉંઘી જવા દ્યો."

દુલાલી પુનઃ બિછાનામાં પડી. તે ઘણીજ શ્રમિત થઇ ગઇ હોવી જોઇએ, એમ જુલેખાંને લાગ્યું. ઘણે દૂરથી ચાલી આવવાને લીધે હમણાં તેને નિરાંતે આરામ લેવાની જરૂર છે, એમ વિચાર કરી જુલેખાં તેના બિછાના પાસેથી દૂર થઇ ગઇ અને દુલાલી ગાઢ નિદ્રામાંપડી ગઇ.

જુલેખાં પોતાના માટે બીજું બિછાનું બિછાવી તે પર બેસી શાંત મને વિચાર કરવા લાગી. કેટલાક વખત સુધી એમને એમ ચુપચુપ વિચાર કર્યા પછી તે ત્યાંથી ઉઠી અને તે ઓરડીના એક ખૂણામાં પડેલી પેટી તેણે ઉઘાડી તેમાંના કાગળ પત્રો તેણે વાંચવા માંડયા. એક પછી એક એમ જેટલા કાગળો તે પેટીમાં હતા તે બધા અથથી ઇતિસુધી વાંચ્યા પછી સંતાપના આવેશમાં આવી જઈ તેણે તે બધાને દીવાપર ધરી પળ માત્રમાં બાળીને રાખ કરી નાખ્યા. કાગળોની રાખ થઇ ગયા પછી એક ગંભીર દીર્ઘ નિઃશ્વાસ છોડી તે બોલીઃ—"ઇશ્વરે નસીબમાં અમુક જ લખ્યું છે, એમ કોણ કહી શકે એમ છે? આટલાં બધાં વર્ષની તપશ્ચર્યા પછી વ્રતોદ્યાપનનો દિવસ હવે નજીક આવ્યો છે! માત્ર તેજ જાણી શકે એમ છે કે—તેણે શું લખ્યું છે!"

એકાએક નૌબત વાગવાનો અવાજ જુલેખાંના સાંભળવામાં આવ્યો. તરતજ તે ઉઠીને ઉભી થઇ અને બોલી:—"વિચારમાં ને વિચારમાં આખી રાત વહી ગઈ. હવે તો પ્રભાતકાળનાં ચિન્હો જણાય છે. પ્રભાતવાદ્યો વાગી રહ્યાં છે. બાદશાહ અત્યારે મહેલમાંથી બહાર નીકળ્યા હશે, કે મહેલમાં જ હશે?"

જુલેખાંએ પોતાની ઓરડીની એક બારી ઉઘાડી અને બહાર જોયું તો પૂર્વાકાશમાં અરૂણોદય થવાનાં ચિહ્નો સ્પષ્ટ જણાઇ આવતાં હતાં. તો પણ હજી સુધી જનાનખાનામાંથી કોઇ પણ ઉઠયું નહોતું: કારણ કે રાત્રે પ્રહર દહોડ પ્રહર સુધી ગાન ગમ્મતમાં મજાહ ભોગવવાની ટેવને લીધે પરોઢિયે કોઈ ઉઠતું નહોતું. જુલેખાં ઉઘાડેલી બારી પાસે ઉભી રહી ઉષ:કાળના સુશીતળ સમીરણનો ઉપભોગ કરવા લાગી. પ્રભાતનો શીતળ પવન ક્યાંઇથી પોતામાં સુમન સૌરભનું મિશ્રણ કરી લઇ મંદમંદ ગતિથી પ્રવાહિત થતો હતો.

જુલેખાં સ્વગત બોલવા લાગી:—"પરવેઝ જો આજે લ્હડાઇ ઉપર જનાર હોય તો કિલ્લામાં અત્યારથી જ ગડબડ મચી રહેવી નહિ જોઇએ કે? હું તો ધારૂં છું કે, દુલાલીની કાંઇક ભૂલ થતી હોવી જોઇએ. વારૂ, તો પણ 'ચેતતા નર સદા સુખી' એ ન્યાયે આપણે પણ ચેતતાં રહેવું વધારે સારૂં છે."

બારી પાસેથી તે પાછી દુલાલીના બિછાના પાસે ગઇ અને તેને ઉઠાડી જલ્દીથી દાતણ પાણી કરી પોતાની પાસે આવવા કહ્યું. દુલાલી કાંઇ નહિ બોલતા ઓરડીની બહાર નીકળી અને દાતણ કરવા લાગી. વૃદ્ધ દાસી હજી સુધી ઉઠી નહોતી.

દુલાલી મ્હોડું ધોઇને આવી એટલે જુલેખાંએ તેની સાથે કેટલીક ખાનગી વાતચીત કરી અને કેટલીક મહત્વની સૂચનાઓ કાનમાં

કરી. શાંત રીતે જુલેખાંનું કહેવું સાંભળ્યા પછી તે બોલી:—"હા, હું સમજી. ફત્તેહપૂર સિક્રી—"

"થોડીક સોનામહોરો સાથે લેતી જજે ને એક ઘોડો—"

દુલાલી બોલી:—"મ્હારો કાળો ઘોડો કિલ્લાની બહાર ચરે છે. તે વિષે ચિંતા કરવાની કાંઈ જરૂર નથી."

## પ્રકરણ ૧૦ મું.

## રાજનીતિ.

એક નિમિષ માત્રની અંદર દુલાલી અન્તર્ધ્યાન થઇ ગઇ. તેના જવા પછી જુલેખાં બહાર આવી અને પોતાની ઘોરતી પડેલી વૃદ્ધ દાસીને ઉઠાડી કહ્યું:—"ત્હારે જે કાંઇ કરવાનું હોય, તે હમણાં ને હમણાં કરી લે, હું બેગમસાહેબાને મળીને આવું છું."

જુલેખાંએ ગત રાત્રિમાં એક પળ માત્ર પણ નિદ્રા લીધી નહોતી. એક સરખી વિચારમાં ને વિચારમાં તેણે આખી રાત્રિ પસાર કરી હતી; તેથી બાદશાહ જો નૂરજહાનના મહેલમાંથી બહાર નીકળ્યો હોત તો તે જાણી શકી હોત. કારણ કે બાદશાહ કોઇ પણ બેગમના મહેલમાં આખી રાત્રિ રહેતો નહિ; માત્ર નૂરજહાનની બાબતમાં તે નિયમ નહોતો. નૂરજહાનના મહેલમાં જહાંગીર આવતો ત્યારે બે–ચાર દિવસ સુધી ત્યાંથી બહાર નીકળતો નહિ, અને તેથી જ જુલેખાંએ માન્યું કે, બાદશાહ હજી સુધી નૂરજહાનના મહેલમાં જ હોવો જોઇએ.

જો તેમજ હોય, તો જુલેખાંની દૃષ્ટિએ તે ઘણીજ ઉત્તમ વાત

હતી. જુલેખાં તેવું જ ઇચ્છતી હતી. કારણ કે બાદશાહ પોતાની પાસે હોય, તે વખતે નૂરજહાન તેને બિલકુલ બોલાવતી નહોતી. આ ઉપરથી બાદશાહે તેને આટલા વખત સુધીમાં જોઇ હશે કે નહિ, તે શંકાસ્પદ જ હતું. બાદશાહની સ્વારી નૂરજહાનના મહેલમાં આવતી ત્યારે તે બીજી દાસીઓને પોતાની પાસે બોલાવતી. જુલેખાંને તે વખતે સંપૂર્ણ સ્વતંત્રતા મળતી. મરજીમાં આવે ત્યાં તે હરતી ફરતી હતી. બની શકે ત્યાં સુધી તે પોતે પણ બાદશાહની નજરે પડવાનો પ્રયત્ન કરતી નહિ. આજે તેને અનેક વિષયોની શોધ ખોળ–તપાસ કરવાની હતી; તેથી બાદશાહ જો નૂરજહાન પાસે હોય તો પોતાને છુટી મળશે એમ તેને આશા હતી, અને જો બાદશાહ તેની પાસેથી ચાલ્યો ગયો હોય તો તેનું બધું કામ રખડી પડે એમ હતું. બાદશાહ ન હોય ત્યારે તેને આઠે પહોર નૂરજહાનની તહેનાતમાં રહેવું પડતું હતું. પ્રેમને લીધે અથવા કોઈ બીજાં કારણને લીધે નૂરજહાન તેને એકાએક પોતાની દૃષ્ટિ બહાર જવા દેતી નહિ; પરંતુ આજે તો જુલેખાંને ઘણું જ અગત્યનું કામ હતું; અર્થાત્ બાદશાહ આજે નૂરજહાનના મહેલમાં હોય, એજ તેને માટે હિતકર હતું એ વિષે વધારે કહેવાની જરૂર નથી.

જુલેખાં ઉપર આવી અને નૂરજહાનના શયનાલયની સામેના છજામાં બે દાસી ભરનિદ્રામાં પડેલી તેના જોવામાં આવી. તે વિચાર કરવા લાગી:—“આ બન્ને જણીઓ આખી રાત જાગતી જ બેઠેલી હોવી જોઇએ, નહિ તો સ્હવારના પહોરમાં તેઓને આવી ગાઢ નિદ્રા કેમ આવે? ત્યારે શું બાદશાહ પણ અંદર હશે?” એમ વિચાર કરતી કરતી તે દરવાજા પાસે આવી અને દરવાજાને કાન માંડી સાંભળવા લાગી, પણ શ્વાસોચ્છ્વાસ સિવાય તેના સાંભળવામાં બીજું કાંઈ

આવ્યું નહિ. આસ્તે આસ્તે અવાજ નહિ થાય તેમ તેણે દરવાજાને ધક્કો માર્યો. દરવાજો ઉઘડી ગયો. પછી જોયું તો વિખરાયેલા કેશવાળી રૂપની કળી—અનુપમેય—નૂરજહાન અસ્તવ્યસ્ત કપડાં સાથે મખમલની કોમળ શય્યામાં નિદ્રિત પડેલી હતી. બાદશાહ તો તેની નજરે બિલકુલ પડયો જ નહિ !

જુલેખાંએ ઘણી જ સાવધાનતાથી પાછો દરવાજો બંધ કર્યો અને તે દાસીઓ પાસે આવી. તેણે તેમને જાગ્રત કરી. દાસીઓ થરથર કંપતી એકદમ ઉઠીને ઉભી થઇ અને દીનમુદ્રાએ જુલેખાંના મ્હોડા સામે જોવા લાગી. જનાનખાનામાં કયા વખતે કોનો પ્રાણ જવાનો વખત આવશે, એ નિશ્ચિત નહિ હોવાથી દાસીઓ અને બેગમો હમ્મેશાં સભય જ રહેતી. દાસીઓએ ધાર્યું કે, બેગમસાહેબે પોતે આવીને તેઓને ઉઠાડી છે એટલે શું કરશે અને શું નહિ એવા ભયથી તેઓના ચહેરા નિસ્તેજ બની ગયા; પરંતુ જુલેખાંને જોતાં જ તેમને જરા ધીરજ આવી અને બોલીઃ—"અરે ! કોણ જુલેખાંબીબી ? અમે તો જાણ્યું કે ખુદ બેગમસાહેબા—"

જુલેખાં મૃદુસ્વરે બોલીઃ—"નહિ—બાદશાહ અહીંથી ક્યારે ગયા ?"

દાસીઓએ પણ તેની જ માફક હલકા અવાજે જવાબ આપ્યોઃ— "તેની અમને બિલકુલ ખબર નથી. અમે તો સૂઇ ગઇ હતી—તેમણે અમને બોલાવી જ નથી, તો પછી ક્યારે ગયા તે કેમ કહી શકીએ ?"

જુલેખાં મનમાં ને મનમાં વિચારવા લાગીઃ—"અહા ! જહાંગીર આટલો બધો કાર્યતત્પર ક્યારથી થઇ ગયો ?" પછી તે દાસીઓને ઉદ્દેશી કહેવા લાગીઃ—" બાદશાહી બેગમે કાંઇ કહ્યું છે ?"

એક દાસીએ જવાબ આપ્યોઃ-"વચમાં અમે એક વખત ઉંઘમાંથી જાગ્રત થઇ હતી. જોઇએ છીએ તો બેગમસાહેબા અમારી સામે ઉભેલાં હતાં! તેમણે કહ્યુંઃ-"બાદશાહ જરા બહાર ગયા છે. જ્યાં સુધી હું ઉઠું નહિ ત્યાં સુધી ધ્યાન રાખજો કે મ્હને કોઇ ત્રાસ આપવાને આવે નહિ." તે વખતથી જ અત્રે અમે પહેરો ભરીએ છીએ પણ સ્હવાર પડતાં જ જરા અમારી આંખ મળી ગઇ-"

જુલેખાંએ કહ્યુંઃ—"ઠીક છે. હવે બરાબર સાવધાન રહેજો; ઉંઘી જશો નહિ. તેમ થશે તો કેવી શિક્ષા થશે તેની ખબર છે? માત્ર બેગમસાહેબા ઉઠે ત્યારે મ્હને ખબર આપજો." એમ કહી પહરવ નહિ થવા દેતાં તે ત્યાંથી ચાલી ગઇ. જતાં જતાં તે વિચાર કરવા લાગીઃ-"આવો વખત ફરી ફરીને હાથમાં આવશે કે નહિ તે તો શંકાસ્પદ જ છે. કાલે જે કાંઇ મ્હેં જોયું તે ઉપરથી મ્હારી તો ખાત્રી થઇ છે કે, અહીં દસ-બાર વર્ષ રહેવા છતાં પણ આ જનાનખાનાના ગુપ્ત મહેલો-ચોર રસ્તાઓ વગેરે અનેક મહત્વનાં સ્થળોથી હું તદ્દન અજ્ઞાત જ રહી છું! કદાચેત્, બાદશાહ નૂરજહાનના મહેલમાંથી નીકળી કોઇ ગુપ્ત રસ્તે થઇ મોતી મસ્જિદના ભોંયરામાં તો આવ્યા નહિ હોય? ગુપ્ત વેષમાં રહી મ્હારૂં હૃદય જાણવાનો પ્રયત્ન તો તેમણે કર્યો નહિ હોય? નહિ-નહિ તેમ બનવું અસંભવિત છે. તેઓ ગમે તેવો વેષ ધારણ કરે-ફકીર બને યા જોગી બને છતાં હું તો તેઓને ઓળખી શકું તેમ છું. વારૂ, તો પણ બીજી એક શંકા પડતી વાત છે. તે જો બાદશાહ ન હોય તો પહેરેગીરોએ તેમને ઉભા થઇ-જે માન બાદશાહ સિવાય બીજા કોઇને આપવામાં આવતું નથી તે માન શા માટે આપ્યું? ખરેખર, મ્હારી અક્કલ બ્હેર મારી ગઇ છે. આમાનું હું કોઈ જાતનો નિશ્ચય કરી શકું એમ નથી. ગઈ કાલે

રાતથી જે જે બનાવો જોયા—રહસ્યો દષ્ટિએ પડયાં તે બધાંને સ્વપ્ન-વત્ જ માનવાં જોઇએ. શું આટલા બધા દિવસના શ્રમથી નિર્માણ કરેલી મ્હારી ભવ્ય ઇમારત નૂરજહાનની એક ફુંકથીજ નાશ પામશે? ભવિષ્યમાં શું બનશે તેની કોને ખબર છે? કાંઇ નહિ. ગમે તેમ થાઓ. જો તેવો કોઇ વખત આવશે, તો પછી તે વખતે મ્હને મદદ કરનાર આ જમૈયો અને હળાહળ વિષની શીશી—"

કેટલાક વખત સુધી જુલેખાંના નેત્રામાંથી અગ્નિજ્વાળાઓ છૂટવા લાગી, પરંતુ તે સાહસિક અને હિમ્મતવાન્ હોવાથી આત્મસંયમ કરી એક સ્થળે ઉભી રહી અને બોલવા લાગી:—" નૂરજહાન ઉંઘે છે એટલામાંજ કાર્ય સાધી લેવું જોઇએ." એમ કહી ઝડપથી પગલાં ઉપાડતી તે મહેલના દરવાજા પાસે જઇને ઉભી રહી.

બેગમમહેલના દરવાજા સામેજ એક ન્હાનું ઘર આવેલું હતું. અને તેમાં બેગમમહેલનો કર્ત્તા—હર્તા ખોજો મશરૂર રહેતો હતો. મશરૂર ખરીદેલો ગુલામ હતો. આબિસિનીયાનો તે ભીમકાય કૃષ્ણ-રંગી હતો. તે ગુલામ હતો તો પણ મોગલ જનાનામાં તેમજ દરબારમાં તેને ઉચ્ચ દરજ્જાને યોગ્ય માનવામાં આવતો હતો. મશ-રૂરના ઠાઠનું તથા અધિકારપદનું માન ઉમરાવો કરતાં પણ વિશેષ માનવામાં આવતું હતું, કારણ કે, જનાનખાના માટે ખરચાનારા લાખો રૂપિયાનો તે એકલો જ માલેક હતો. જનાનખાનાની સ્ત્રીઓને શું જો-ઇએ છે અને શું નહિ તેની તપાસ મશરૂરને જ કરવી પડતી હતી. બેગમો અને દાસીઓને જે કાંઇ જોઇતું હોય તેની વરધી પહેલાં તેને આપવામાં આવતી હતી, અને તે પ્રમાણે તે તેઓને દરેક જાતનો માલ પૂરો પાડતો હતો. બાદશાહ તેના કાર્યમાં કોઇ દિવસ હાથ ઘાલતો નહિ. મશરૂર ઉત્તમ રાજનીતિજ્ઞ હતો અને મુત્સદ્દીપણાથી બધાને

પોતાના હાથમાં રમાડી પોતાના કરી લેવામાં ઘણો કાર્યકુશળ હતો. જનાનખાનાની સંપત્તિનો તે રાજા હતો. પાણીના પ્રવાહની માફક લાખો રૂપિયા તેના હાથમાં દરરોજ આવીને પડતા હતા. જગતની ઉત્તમોત્તમ સુન્દરીઓનો અને અખિલ સંપત્તિનો તે માલિક હતો. એમ જો કહીએ તો તે કાંઇ અતિશયોક્તિ કરેલી કહેવાય નહિ. જનાનખાનાની કોઇ બેગમને કિંવા દાસીને પુરુષની ઇચ્છા થતી તો તરતજ મશરૂરના ખોળામાં જવાહીરનો ઢગલો પડતો. તે ઢગલા તરફ જોતાં જ મશરૂર આંધળો ભીંત બની જતો ! વધારે શું કહીએ ? કીડીને જેમ સાકર મળતાં આનંદ થાય છે, તે કરતાં પણ વિશેષ પ્રમાણમાં દ્રવ્ય દૃષ્ટિએ પડતાં, તેના મનની સ્થિતિ થતી. તેની મરજી મુજબ તેનો હાથ ભરાતાં જ ગમે તેવો પરપુરુષ જનાનખાનામાં સ્ત્રીવેષમાં આવી એકાદ સુન્દરીના અધરામૃતનું પાન કરી જાય, તો તે તરફ દુર્લક્ષ જ કરતો. પોતે નજરો નજર જોતો હોય તો પણ આંખ આડા કાન કરી જતો હતો ! આવા કારણોને લઇને બાદશાહ કરતાં પણ મશરૂરની સત્તા વિશેષ ચાલતી હતી. પુષ્કળ વિલાસી અમીર–ઉમરાવોના દ્રવ્યથી તેણી પેટીઓ મ્હોડા સૂધી ભરેલી હતી. વધારે શું કહીએ ? શાહજાદાઓ પણ કોઇ કોઇ વખત તેને લાંચ–રૂશ્વત આપતા હતા; કારણ કે શહેરની નવયૌવનાઓ સાથે તેમને વિલાસ ભોગવવાનો હોવાથી એવી વિલાસિનીઓને મશરૂર જનાનખાનામાં દાખલ કરતો હતો, અર્થાત્ મશરૂરનાં નેત્રો આગળ હમેશાં અશરફીઓનો–જવાહીરોનો વરસાદ વર્ષ્યાજ કરતો હતો !

આવા વિખ્યાત અને જનાનખાનાના રાજા મશરૂરના એક ઉત્તમ શૃંગારેલા દિવાનખાનામાં જુલેખાંએ પ્રવેશ કર્યો. જનાનખાનાની બેગમો માટે આવતી વિલાસની વસ્તુઓમાંની જે ઉત્તમ વસ્તુ

હોય તે તો મશરૂરના દિવાનખાનામાં જ દાખલ થતી; તે વિષે વધારે કહેવાની કાંઇ જરૂર નથી.

જુલેખાં દાખલ થઇ ત્યારે મશરૂર અડધાં ખુલ્લાં નેત્રોએ કિનખાપના એક તકીઆને અઢેલી સામે ટીંગાડેલી એક તસ્વીર તરફ જોતો જોતો હુક્કો પીતો હતો. ગુલાબના પાણીમાંથી નીકળતા સુગંધિ તમાકુના ધુમાડાથી આખું દિવાનખાનું મધુર સુવાસથી સુવાસિત થઇ ગયું હતું

જુલેખાંને જોતાં જ મશરૂરે પોતાની આંખો બરાબર ઉઘાડી અને આશ્ચર્ય પામી પૂછ્યુઃ—“ જુલેખાં ! સ્હવારના પહોરમાં આ સેવકને કાંઈ યાદ કરવો પડયો ?”

જુલેખા તે બેઠો હતો તે ફર્શના એક છેડે આગંતુકની માફક બેઠી અને બોલીઃ—“ રાજકીય કામને વેળા કવેળાની જરૂર છે ?”

મશરૂર જાણતો હતો કે, જુલેખાં નૂરજહાનનો જમણો હાથ—હૃદય સર્વસ્વ—જે કહો તે તે હતી અને તેથી તે જુલેખાં તરફ મનમાંથી દ્વેષ રાખતો હતો; તો પણ બહારથી તો તેને પોતાનાથી બની શકે તેટલું માન આપવાને ચુકતો નહિ. જુલેખાંનું ઉપરોક્ત વાક્ય સાંભળતાં જ તે ઉઠીને બેઠો થયો અને હુક્કાની નળી બાજુએ મૂકી, પછી તે બોલ્યોઃ—“ગુલામ હાજર છે. શો હુકમ છે ?”

“શાહજાદો કયારે રવાના થયો, તેની તને ખબર છે ?”

ઢોંગી મશરૂર એક પળ સુધી જુલેખાંના ચ્હેરા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોયા પછી બોલ્યોઃ—“ કયો શાહજાદો ?”

જુલેખાંએ દૃઢ સ્વરે કહ્યુંઃ—“એક શાહજાદો તો ન્હાસી ગયો છે—હું તો પરવેઝ માટે પૂછું છું.”

"આ પ્રશ્ન કોણ તમે પૂછો છો કે બેગમસાહેબા ?"

"હું શા માટે પૂછું ? નૂરજહાનના હુકમથી તને પૂછું છું."

"ત્યારે, મ્હને તો એટલી ખબર છે કે, ગઇ કાલે રાત્રે તેઓ લ્હડાઇ ઉપર ગયા છે."

"વારૂ, પણ કાલે તે કેટલીક સ્ત્રીઓને મહેલમાં લાવ્યા હતા, તે ક્યાંની છે ?"

"આ બધા સવાલો કોણ પૂછે છે ?"

"કેટલી વેળા કહું ?"

"શાહજાદા તેઓને શહેરમાંથી લાવ્યા હતા."

"તેઓ હમણાં ક્યાં છે ?"

"તેઓને પાછી શહેરમાં મોકલાવી દીધી."

જુલેખાં પાસે પડેલા હુક્કાની નળી પોતાના હાથમાં લઇ તેને નચાવતી નચાવતી કિંચિત્ હાસ્ય કરી બોલીઃ—"મશરૂર ! મ્હારી પોતાની એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા છે."

"પૂછો. જે પૂછવું હોય તે પૂછો. મ્હારાથી બની શકે તેટલો ખુલાસેવાર પ્રત્યુત્તર હું આપીશ."

"ગઇ કાલે રાત્રે બેગમસાહેબાના કામ માટે હું બહાર ગઇ હતી, તેની તો તને ખબર છે ને ?"

"પણ મ્હેં કાંઇ તમને જતાં જોયાં નહોતાં !" એમ કહી મશરૂર સહજ હસ્યો. જુલેખાંની દૃષ્ટિ આ વખતે તેના ચ્હેરાપર બરાબર ચોંટેલી હતી; પરંતુ તેના ભયંકર કૃષ્ણવર્ણમાં કાંઇ પણ પરિવર્ત્તન થતું તેના જોવામાં આવ્યું નહિ. તો પણ જુલેખાં તો વધારે સંશય-ગ્રસ્ત થઇ. ગઇ કાલે રાત્રે બનેલા દરેક બનાવની તેને ખબર હોવી

જોઇએ એમ તેણે માન્યું. તેણે શાંત અવાજે કહ્યું:—"તું તે વખતે દરવાજાપર નહોતો, અને જેઓ હતા, તેઓએ મ્હારા તરફ બરાબર ધ્યાન આપ્યું નહોતું."

મશરૂરે કહ્યું—"હશે."

"હું પાછી ફરી ત્યારે ઘણી રાત થઈ હતી, તેની તને ખબર છે; પરંતુ મશરૂર! બાદશાહ મહેલમાંથી કયારે ગયા તેની તને ખબર છે? હું તો મોડી આવી એટલે મ્હને ખબર નથી. માત્ર એ એક જ ખાનગી મ્હારો પ્રશ્ન તને પૂછવાનો છે."

મશરૂરે કહ્યું:—"બાદશાહ અહીંથી કયારે ગયા, તે જ તમે જાણવા માગો છો? કહેવાને હું ઘણો જ દિલગીર છું કે, બાદશાહ સલામત કાલે રાત્રે જનાનખાનામાં આવ્યાજ નથી. શાહજાદાને લ્હડાઇપર મોકલવાની ધાંધલને લીધે તેમજ કેટલાંક રાજદ્વારી કામોમાં ગુંથાઇ રહેવાને લીધે તેમને અહીં આવવાની ફુરસદ જ મળી નથી."

આ તદ્દન નવી તેમજ લગભગ ખરી બાતમી સાંભળી જુલેખાં ઘણીજ વિસ્મિત થઇ. જો કે તે ઘણીજ આશ્ચર્યચકિત બની ગઇ હતી; તો પણ તેણે પોતાના અસીમ બળથી આત્મસંયમન કરી પોતાની શાંત મુદ્રામાં જરા પણ ફેરફાર થવા દીધો નહિ. "વારુ, ઠીક છે." એટલા શબ્દો બોલી તેણે ત્યાંથી જવાની મશરૂર પાસે રજા માગી. તેની આખી જીંદગીમાં આવી ભીષણ રહસ્યજાળનો તેને આજ સુધીમાં અનુભવ થયો નહોતો. જતાં જતાં તે વિચારના વમળમાં ગોથાં ખાવા લાગી:—"ત્યારે શું મ્હારી પોતાની દાસીએ તેમજ નૂરજહાનની બન્ને દાસીઓએ કહ્યું, તે ખોટું હોવું જોઇએ ?! મ્હારી સાથે આમ દગાબાજી કરવામાં તેઓનો શો હેતુ હોવો જોઇએ ?"

તે આમ વિચાર કરતી હતી એટલામાં એકાએક તેને એક વાત યાદ આવી ગઈ. તેના શરીરના લોહીનું પાણી થઈ ગયું—પૃથ્વી દ્વિધા થઇ તેનો ગ્રાસ કરી જતી હોય એમ તેને જણાયું !!

# પ્રકરણ ૧૧ મું

## પ્રાણદંડ.

જુલેખાંની જગ્યાએ અત્યારે કોઇ બીજી સ્ત્રી હોત, તો તેણે શું કર્યું હોત; શું નહિ એ કહી શકાય તેમ નથી. જુલેખાંનો ચ્હેરો નિસ્તેજ અને વિચારમય બની ગયો હતો; છતાં આ વખતે જો તે ધૈર્યથી ડગી જશે તો પોતાની અત્યાર સૂધીની જીંદગીનું લક્ષ્યબિન્દુ નાશ પામશે એમ ધારી તેણે જેમ તેમ પોતાના મુખકમળને પ્રફુલ્લિત કરવાનો પ્રયત્ન કરવા માંડયો. આસ્તે આસ્તે તે પોતાના ઓરડામાં આવી. ગઇ રાત્રે તેણે બિલકુલ ઉંઘ લીધી નહોતી, તેમજ જૂદી જૂદી જાતના વિચારોથી તેનું મન અસ્વસ્થ બની ગયું હતું. બેગમ ઉંઘતી હોય યા જાગતી હોય—પોતાને બોલાવવા માટે મોકલશે નહિ, એમ વિચાર કરી તે બિછાનામાં પડી અને એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી સ્વગત બોલવા લાગીઃ—" એક અવ્યક્ત પરંતુ ભયંકર કાળમેઘથી હું ઘેરાઇ હોઉં એમ જણાય છે. મરણથી હું ડરતી નથી. જીવીને પણ મ્હારે હવે શું કરવાનું છે ? તો પણ હજી સૂધી મરવાનો વખત આવ્યો નથી. હમણાં જ હું મરી જાઉં તો પછી આટલા વર્ષોની કઠિન તપશ્ચર્યાનું

ફળ શું ? નિરાધારનો આધાર ઇશ્વર છે. જેવી તેની મરજી. તે જેમ બુદ્ધિ આપશે તેમ વર્તીશ. ”

જુલેખાંને કયારે ઉંઘ આવી, તેની તેને ખબર પડી નહિ. નિદ્રાવસ્થામાં તેણે એક મહા ભયકારક સ્વપ્ન જોયું. સ્વપ્નનું વર્ણન તેનાથી થઈ શકે તેમ નહોતું. તેનું આખું શરીર ધામથી ભીંજાઇ ગયું. એકાએક અસ્પષ્ટ બૂમ પાડી તે જાગ્રત થઇ ગઇ. આંખ ઉઘાડી જુએ છે, તો નૂરજહાનની એક દાસી તેને બોલાવતી બિછાના પાસે ઉભી હતી.

જુલેખાં ચમકી અને એકદમ ઉઠીને બેઠી થઇ. હજી પણ તે ભયાનક સ્વપ્ન તેનાં નેત્રો સામે તરતું હતું અને તેથી તેના શરીરનું લોહી ઠંડુ પડી જતું હતું. તેની જગ્યાએ કોઈ બીજી સ્ત્રી હોત તો તેને સન્નિપાત થઇ ગયો હોત; પરંતુ જુલેખાંએ એક ક્ષણાર્ધમાં આત્મસંયમન કરી દાસી તરફ જોઈ કહ્યું:—“ રાતે બરાબર ઉંઘ નહિ આવવાથી હમણાં સહજ સૂઇ ગઇ હતી. ઘણો વખત થઇ ગયો છે નહિ ? ”

દાસીએ કહ્યું:—“ ઘણું મોડું થયું છે. બપોર થઇ ગયા છે. બેગમસાહેબ હમણાં ને હમણાં તમને શીશમહેલમાં બોલાવે છે. ”

જુલેખાં સહજ વિસ્મિત થઇ બોલી:—“ ક્યાં, શીશમહેલમાં ?”

“ હા, ક્રોધાવેશમાં આવી હમણાં તેઓ ત્યાં જ ગયાં છે. ”

“ બીજું કોઇ ત્યાં છે કે ? ”

“ કોઇ નથી. માત્ર તમને એકલાંને જ બોલાવ્યાં છે. ”

“ આ હું જાઉં છું. ” એમ કહી જુલેખાં તરતજ બિછાનામાંથી ઉઠી અને થોડા વખતમાં જ મ્હોડું વગેરે ધોઇ, મનના વિચારો મનમાં દાબી મૂકી, તેણે દાસીને જવાનું કહ્યું. ત્યાર પછી એક નાની પેટી

ઉઘાડી કાગળના એક નાના ટુકડાપર બે ચાર લીટીઓ લખી તેણે પોતાની વૃદ્ધ દાસીને બોલાવી. દાસી આવતાં જ તેણે મૃદુ સ્વરે કહ્યું:—" દયામણિ! તું મ્હારી વિશ્વાસુ અને જુની દાસી છે. મ્હારાપર ત્હારો અત્યંત પ્રેમ હોવાને લીધે જ તું આટલે બધે દૂર આવા મુસલમાની પ્રદેશમાં મ્હારી સાથે આવી છે. મ્હને જણાય છે કે, મ્હારૂં અહીંનું કામ હવે પૂરૂં થયું છે. કદાચિત્ હું પાછી પણ ન આવું! જો સાંજ સુધીમાં પાછી ન ફરૂં, તો આ પેટીમાં જે કાંઇ છે તે બધું લઈ આજે જ અહીંથી પલાયન કરી જજે અને ફત્તેહપુર સિક્રીમાં જજે. પેટીમાં જે કાંઇ છે, તેમાંથી અર્ધું દુલાલીને આપજે—અર્ધું તું રાખજે. તેથી તમે બન્ને જણીઓ દેશમાં જઇને રાજાની માફક સુખચેનથી રહી શકશો."

દયામણીએ કહ્યું:—" હું તો વૃદ્ધા છું. આજને આજ મ્હારાથી ફત્તેહપુર સિક્રી કયાંથી પહોંચી શકાશે?"

જુલેખાં બોલી:—" શહેરમાં ચૉકની અંદર ગંગી પાનવાળીની દુકાન છે; તેને મળજે એટલે તને તે ફત્તેહપુર સિક્રી મોકલી આપવાનો બંદોબસ્ત કરશે."

" ત્યાં કોની પાસે જાઉં?"

" દુલાલી ત્યાં છે. તેને તું મળીશ એટલે તે તને દેશમાં લઈ જશે."

" અને—તમે?"

જુલેખાં વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલી:—" ઇશ્વર મ્હને કાલનો દિવસ દેખાડશે કે નહિ એ શંકા પડતું જ છે!"

દયામણી એકાએક બોલી ઉઠી:—" શું—તમે શું કહો છો?"

"ચુપ. ભીંતને પણ કાન હોય છે. જેમ કહ્યું છે તેમ કર. ડરીશ નહિ. થોડા વખત પછી હું પણ તને મળીશ."

"વારૂ, પણ પેટીમાંનો સામાન લઈ મશરૂર મ્હને અહીંથી બહાર નીકળવા નહિ દે તો?"

"હા, ઠીક, યાદ કર્યું." એમ કહી ચિન્તિત ભાવે જુલેખા ઓરડીની અંદર ફરવા લાગી. કેટલાક વખત સુધી વિચાર કર્યા પછી તે એકાએક ઉભી રહી અને બોલીઃ—"તું હમણાં જ અહીંથી રવાના થા. દિવસના વખતે કોઇ તને અટકાવશે નહિ અને આ કાગળ મશરૂરને આપજે." એમ કહી તરતજ તેણે એક ચિઠ્ઠી લખી આપી. ચીઠ્ઠીમાં નીચે પ્રમાણે હકીકત હતી.

"ખાંસાહેબ મશરૂર, બેગમસાહેબાના હુકમથી મ્હારી દાસી દેશમાં જાય છે, માટે તેની ચીજ વસ્તુઓ લઇને તેને અહીંથી જવા દેજો. એજ" જુલેખાં.

ત્યાર પછી પહેલાં તેણે જે એક કાગળની ચીઠ્ઠી લખી રાખી હતી તે દયામણીને આપી અને કહ્યું;—"જો, ઘણી જ હોશિયાર રહેજે. એક પણ નાગરી દુલારી સિવાય બીજા કોઇને આપીશ નહિ. જેવો વખત આવે તેવી રીતે વર્તજે. લે, આ પેટીની ચાવી છે, તે લઇ હમણાં ને હમણાં અહીંથી ચાલી જા. એક ક્ષણ માત્રનો પણ વિલંબ કરતી નહિ. કારણ કે, જો તેમ કરીશ તો તું અહીંથી છુટી શકીશ કે નહિ એ શંકા પડતું જ છે! માટે જા, જલ્દી જા, અને મ્હારી સૂચના મુજબ દરેક કાર્ય કરજે. જો, દાસી મ્હને પાછી ફરીથી બોલાવવા આવે છે!"

જુલેખાં તરતજ ત્વરિતગતિથી પોતાના ઓરડામાંથી બહાર

નીકળી અને સામેથી આવતી દાસીને કહ્યું;—" ત્હારે બીજે ફેરા ખાવાની જરૂર નહોતી ! હું હમણાં જ બેગમસાહેબા પાસે આવતી હતી ! "

દાસીએ કહ્યું:—" હું શું કરૂં ? તેમણે મ્હને ફરીથી બોલાવવા મોકલી એટલે આવવું પડયું. "

જુલેખાં એક પણ શબ્દ નહિ બોલતાં દયામણીને આંખની ઇશારત કરી શિશમહેલ તરફ જવા લાગી.

તેના જીવનનો આ બીજો મહત્વનો દિવસ હતો. તે એક દિવસ કે જે દિવસે વર્દ્ધમાનપૂરમાં રક્તગંગા વહી રહી હતી—પોતે ધર્મભ્રષ્ટ અને જાતિભ્રષ્ટ થઇ હતી—ઇશ્વર તુલ્ય સ્વામીનું મૃત્યુ થયું હતું અને પ્રાણ સમાન કન્યા તથા સ્નેહમય સસરા ગુમ થઇ ગયાં હતાં—તે દિવસ અને આજનો દિવસ તેની જીંદગીમાં અવર્ણનીય હતો—આજે પણ તે જીવનમૃત્યુ વચ્ચે ઝોલાં ખાતી હતી.

કેટલીક પળો સુધી જુલેખાંનો ચ્હેરો ફિક્કો પડી ગયો—તેનું હૃદય ધબકવા લાગ્યું; પરંતુ તે થોડો વખત જ રહ્યું. તે પ્રશાંત મને ગંભીરતાથી શિશમહેલમાં જવા લાગી.

સુન્દર સુસજ્જિત એક પછી એક ઓરડાઓ તેમજ દિવાનખાનાંઓ પસાર કરતી કરતી તે આગળ વધવા લાગી. ત્યાંની વિલાસિતાનું વર્ણન કરવું શકય નથી. કારણ કે મોગલ જનાનામાં જગતની એક પણ વિલાસી વસ્તુ આવ્યા વગર રહેતી નહિ. સેંકડો બિલોરી ઝુમ્મરો અને દિવાઓ ટીંગાતા હતા અને તે દરેકને એકથી બીજા દિવાને સાંધતી ફૂલની માળાઓ લટકતી હતી. દિવાઓ અત્યારે બળતા નહોતા તેથી જ્યાં ત્યાં અર્ધ અંધકાર છવાઇ રહ્યો હતો. આ અસ્પષ્ટ પ્રકાશ જુલેખાંના હૃદયને કંપિત તથા ભયભીત કરતો હતો.

પહેલાં તો જુલેખાંના જોવામાં કાંઇ આવ્યું નહિ. થોડા વખત પછી મહેલના મધ્ય ભાગના દિવાનખાનામાં અર્ધશાયિતાવસ્થામાં

મખમલના તકીયાને અઢેલીને નૂરજહાનને પડેલી તેણે જોઈ. જુલેખાં-ને આવેલી જોતાં જ નૂરજહાન ઉઠીને બેઠી થઇ.

જુલેખાં નૂરજહાન પાસે આવી કાંઇ બોલવા જતી હતી, પરંતુ બોલી નહિ. માત્ર સ્નિગ્ધ દૃષ્ટિથી તેણે નૂરજહાનના તરફ જોયું અને તેને જણાયું કે, બેગમસાહેબાના મ્હોડાપર આજે પ્રાણવિમોહન ચિરહાસ્ય નથી—આજે તેનો ચહેરો ગંભીર બની ગયો હતો. જુલેખાંએ જે કલ્પના કરી હતી, તેજ ખરી ઠરી. આજે તેના જીવન મરણનું સંધિસ્થાન નિશ્ચિત થયેલું તેને જણાયું.

નૂરજહાન બોલવા લાગીઃ—"જુલેખાં, નિષ્કારણ બોલવાવાળી હું નથી, એ તું સારી પેઠે જાણે છે. આજ લગભગ દસ વર્ષ થયાં તને હું સગી બ્હેનના માફક ચાહું છું. ત્હારાપર પ્રેમ ધરાવતી આવી છું અને વિશ્વાસ રાખ્યો છે—"

"બેગમસાહેબા !" એમ દીનવાણીથી બોલી જુલેખાં નૂરજહાન-ના પગ પાસે બેસવા જતી હતી એટલામાં નૂરજહાને તેને હાથની ઇશારત કરી દૂર ઉભી રહેવાની આજ્ઞા કરી. જુલેખાં કાષ્ટપ્રતિમાની માફક જડવત્ ઉભી રહી.

નૂરજહાને પોતાનું ભાષણ આગળ ચલાવ્યું:—"પરંતુ હવે મ્હને જણાય છે કે, આજ સુધી મ્હેં મ્હારી મૂર્ખાઇથી કાળી નાગણને દૂધ પાઇને ઉછેરી છે અને—"

જુલેખાં કાંઇ બોલવા જતી હતી. પરન્તુ નૂરજહાને તેને તેમ કરતાં અટકાવી. તે આગળ બોલવા લાગીઃ—"મોગલ સામ્રાજ્યનો નાશ કરવા માટે તું ગુપ્ત કારસ્તાનો કર્યે જાય છે—મોગલોને પદભ્રષ્ટ કરી હબ્બતખાન અને ભીમસિંહની મદદથી ઉદયપુરના રાણા કર્ણ-સિંહને દિલ્લીના તખ્તપર બેસાડવાના પ્રપંચો કર્યા કરે છે—તે માટે જ દિવસ અને રાત્રિ ષડયંત્રમાં તું લુબ્ધ—"

જુલેખાંએ પાછો બોલવાનો પ્રયત્ન કર્યો. તેણે કહ્યું:–" બેગમ સાહેબા !–"

પરંતુ નૂરજહાને તેને આગળ બોલવા દીધી નહિ. તે ગર્જના કરી બોલી ઉઠી:–" ચુપ રહે–પરવેઝ અને ખુર્રમને મારી નાખવાને માટે ત્હેં કારસ્થાન રચ્યું છે, અને ત્હારા કારસ્તાનનો એક તો ભોગ થઈ ગયો હોય એમ જણાય છે, કારણ કે તેનો હજી સૂધી પત્તો કિંવા સમાચાર મળતા જ નથી ! અને પરવેઝ–કે જે રાજદ્રોહીઓની બરાબર ખબર લેવા ગયો છે, તે પણ સહિસલામત પાછો આવશે કે નહિ, તેની પણ શંકા જ છે ! "

જુલેખાં બોલી:–" બેગમસાહેબા ! આપ આ શું કહો છો ? બધું બનાવટી–આપના કોઇએ કાન ભંભેર્યા હોય એમ જણાય છે ! "

નૂરજહાને કહ્યું:–" નહિ, તેમ બને જ નહિ. બધી વાત ખરી છે. આ ત્હારી વિશ્વાસઘાતકતા–અકૃતજ્ઞતાની વાત ઘણા દિવસ થયાં મ્હેં સાંભળી છે; પરંતુ તે વાત આટલા દિવસ સૂધી મ્હેં માની નહોતી. તને મ્હેં ચાહી–તારા પર સગી બહેન જેવો પ્રેમ ધરાવ્યો–હજી પણ ધરાવું છું; છતાં હવે ત્હારા પર વિશ્વાસ રાખી શકતી નથી !"

જુલેખાં અતિ વિસ્મિત સ્વરે બોલી:—" બેગમસાહેબા ! આપ નકામો સંશય ધરાવો છો. શું આજ સૂધીમાં તમે મ્હારૂં વર્ત્તન એવું જોયું છે ? "

નૂરજહાને કહ્યું:-" નહિ. તેમ જોયું નથી, અને તેટલા માટેજ ત્હારી પ્રશંસા કરૂં છું–ત્હેં નૂરજહાનની આંખમાં ધૂળ નાખી છે ! "

" પણ, આવા ગૂઢ રાજનૈતિક પ્રપંચમાં હું શા માટે સામેલ થાઉં ? મ્હારો તેમાં કયો સ્વાર્થ સમાયેલો છે ? "

નૂરજહાન અતિ ગંભીર સ્વરે બોલી:—" સ્વાર્થ ? હા–હા, હમણાં–મ્હને ત્હારા સ્વાર્થની ખબર પડી છે. ત્હારી પુત્રી મરી ગઇ

નથી—ત્હારા સસરાએ તેને કર્ણસિંહ સાથે પરણાવી છે—ત્હારી પોતાની ઇચ્છા દિલ્લીશ્વરીની માતા થવાની છે અને તેથી વર્ધમાનપુરના દિવસો યાદ રાખી તું ત્હારા વૈરનો બદલો લેવાની ઇચ્છા રાખે છે."

જુલેખાંએ મૃદુ હાસ્ય કરી કહ્યું:—"બેગમસાહેબા ! મરવાથી હું ડરતી નથી. બચીને પણ મ્હારે આ જગતમાં શું કરવાનું છે? તમે મ્હને ચાહી ન હોત—મ્હારા તરફ પ્રેમભાવ દર્શાવ્યો ન હોત તો જે દિવસે પતિ અને કન્યાથી હું વિખૂટી પડી, તે જ દિવસે ગંગામાં પડી મ્હેં મ્હારા પ્રાણનો ત્યાગ કર્યો હોત. આપના પ્રેમને લીધેજ હું અત્યાર સૂધી બચી શકી છું. આપના મ્હારા તરફના સ્નેહને લીધેજ મ્હારા હજારો શત્રુઓ—"

જુલેખાં વધારે બોલી શકી નહિ. તે રડી પડી, પરન્તુ નૂરજહાન તેથી વિચલિત થઈ નહિ. જુલેખાં એક નિમિષ માત્રમાં આત્મસંયમ કરી બોલવા લાગી:—"બેગમસાહેબા ! મ્હારા શત્રુઓએ આપેલી ખોટી બાતમીપર વિશ્વાસ રાખી—"

નૂરજહાન ગંભીરભાવે બોલી:—"ખોટી બાતમી ? તું ભૂલે છે આ બધી વાતોના પ્રમાણો મળી ગયાં છે !"

જુલેખાં હતાશ બની જઇ બોલી:—"ત્યારે હવે મ્હારા બચાવમાં હું જે કાંઇ કહીશ, તે વ્યર્થ જ જશે. કહો—કહો—બેગમસાહેબા ! આ લૌંડીને માટે કઇ શિક્ષા નક્કી કરવામાં આવી છે ?"

નૂરજહાન દાંત કચકચાવી બોલી:—"આવા કૃતઘ્નતાના કામ માટે જે શિક્ષા થાય છે—તેજ શિક્ષા તને કરવામાં આવશે. તને મ્હોતની શિક્ષા કરવામાં આવી છે !"

"ઘણી જ ભયંકર શિક્ષા !" એમ કહી નૂરજહાનના પગ આગળ જુલેખાં ઢગલો થઈ ઢળી પડી !

# પ્રકરણ ૧૨ મું

## આત્મહત્યા.

જુલેખાંએ આ વખતે પોતાની પછવાડેથી કાંઇ અવાજ આવતો સાંભળ્યો. તેણે પાછું પાછળ તો બે ભીમકાય જલ્લાદો હાથમાં ઝગઝગતી તલવારો લઇને બારણાની બહાર ઉભા હતા. થોડા વખત પછી તેઓ જ નિર્ભયતાથી જુલેખાંનો વધ કરવાના હતા.

જુલેખાંના શરીરમાંના લોહીનું પાણી થઇ ગયું—તેનો હૃત્પિંડ પાષાણમય બની ગયો. તેની જગ્યાએ અત્યારે બીજી કોઈ સ્ત્રી હોત, તો ક્યારનીએ મુર્છા પામી જમીન ઉપર ઢળી પડી હોત; પરંતુ જુલેખાં તેવી નહોતી. અવિચલિત ભાવે નૂરજહાન તરફ જોતી તે કહેવા લાગીઃ—"બેગમસાહેબા! જલ્લાદો પાસે મ્હારો વધ કરવાવામાં શું ફાયદો છે? આપના પ્રેમને હું અપાત્ર ઠરી, તો પછી જીવીને મ્હારે શું કરવાનું છે? મ્હને ઝેર લાવી આપો—તે ખાઇ હું આપની સમક્ષ જ મરી જવા ઇચ્છું છું."

નૂરજહાને તેને બિલકુલ પ્રત્યુત્તર આપ્યો નહિ તેથી આ વખતે પોતાને જે કાંઇ કહેવું હોય તે કહેવા માટે અનુકૂળ જણાવાથી તે આગળ બોલવા લાગીઃ—"જ્યારે આપ મ્હારા શત્રુઓની ખોટી વાતોમાં વિશ્વાસ રાખી મ્હારી કોઇ વાત—"

નૂરજહાને ક્રોધાવેશમાં આવી પગ પછાડી બૂમ પાડીઃ—"જલ્લાદ!"

નૂરજહાનનો શબ્દ સાંભળતાં જ બન્ને જલ્લાદો ત્યાં હાજર થયા; પરંતુ તેઓના તરફ જુલેખાંએ એવા તો ભાવપૂર્ણ દૃષ્ટિપાતથી જોયું કે તેઓ જુલેખાંની પાસે આવતાં જ થંભી ગયા. તરત જ જુલેખાં

નૂરજહાનના પગમાં પડી અને તે પકડી લઇ દીનવાણીથી બોલી:— “બેગમસાહેબા—બેગબસાહેબા ! હજી પણ આ આપના પ્રિય અને નિમકહલાલ દાસીની વાતમાં વિશ્વાસ લાવી—”

નૂરજહાને તેને વધારે બોલવા દીધી નહિ. તેણે ગુસ્સાથી કહ્યું:— “આજ દશ વર્ષ થયાં ત્હારામાં વિશ્વાસ ધરાવતી આવી છું—હવે તેમ બને તેવું નથી. ત્હારા માટેના દરેક ખાત્રી લાયક પુરાવાઓ મળી ચૂક્યા છે ! ”

એટલું સાંભળતાં જ જુલેખાંએ પોતાની છાતીમાં સંતાડેલો તીક્ષ્ણ ધારવાળો એક જમૈયો બહાર કહાડ્યો અને તેને જમણા હાથમાં ધરીને કહ્યું:—“નૂરજહાન ! તું યાદ રાખજ કે, ત્હારૂં કોઇ રક્ષણ કરે તે પહેલાં જ આ જમૈયાથી ત્હારો પ્રાણ લેવાની મ્હારામાં શકિત છે, પરંતુ તેમ કરવાની મ્હારી ઇચ્છા નથી—હું પોતે જ મરીશ—” એમ કહી જુલેખાંએ હાથમાંનો જમૈયો દૂર ફેંકી દીધો અને ઝેરની ગોળી પોતાના મ્હોડામાં નાખતાં કહ્યું:—“ બેગમસાહેબા ! આપના અને મ્હારા આટલા દિવસના સંબંધમાં મ્હેં કોઇ દિવસ પણ આપના તરફ પ્રેમ ભાવ દર્શાવ્યો હોય—આપે પણ મ્હને ખરા મનથી ચાહી હોય—તો આ દાસીના દેહને કોઇ હિન્દુને સોંપી દઇ અગ્નિદાહ કરાવશો—કબરવાસી કરશો નહિ. ”

જુલેખાંએ ઉપરોક્ત વાત એટલી તો જલ્દી કહી કે નૂરજહાન તેનો સંપૂર્ણ ભાવાર્થ સમજી શકી નહિ. વિસ્ફારિત નેત્રોથી તે જુલેખાંના ચ્હેરા તરફ જોવા લાગી. એકાએક જુલેખાં જમીન ઉપર બેસી ગઇ અને વિચ્છિન્ન લતાની માફક ઢળી પડી ! વિસ્મયતાથી—ભયથી નૂરજહાનનું મુખ વિવર્ણ થઇ ગયું—તે એકદમ ઉઠીને ઉભી થઇ ગઇ.

જુલેખાં કાષ્ટ પ્રતિમાના માફક નૂરજહાનના પગ આગળ પડી

હતી. તેનાં ચક્ષુ ઉન્મિલિત હતાં; પરંતુ તે પલક મારતાં નહોતાં—તેમાં તે જ નહોતું—જીવનશક્તિ પણ નહોતી! માત્ર થોડા વખતમાં જ તેનું આખું શરીર ઠંડુગાર પડી ગયું હતું.

નૂરજહાન વિસ્મિત અને સ્તંભિત બની જઇ જડદેહવાળી જુલેખાંના મૃતદેહ સામે જોતી ઉભી હતી. તેનાં નેત્રો ખુલ્લાં હતાં; પરંતુ તેનામાં બોલવાની તાકાત નહોતી—તેનો કંઠ ભરાઇ આવ્યો હતો.

કેટલાક વખત પછી તે એકાએક શુદ્ધિમાં આવી. જુલેખાંના મૃતદેહ પાસે એકદમ બેસી ગઇ. બન્ને હાથથી તેનું માથું ઉચકી તેણે પોતાના ખૉળામાં મૂક્યું. તેના કપાળે તથા છાતીએ હાથ મૂકી તે ગરમ છે કે નહિ, તે તેણે તપાસ્યું; પરન્તુ હવે તપાસવાનું નકામું હતું. કારણ કે, જુલેખાંના મ્હોડાપર મૃત્યુની છાયા સ્પષ્ટ રીતે જણાઇ આવતી હતી. તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. આસ્તે આસ્તે તેણે જુલેખાંના માથાને પોતાના ખૉળામાંથી નીચે જમીનપર મૂક્યું. પછી ઉઠીને ઉભી થઇ અને બન્ને જલ્લાદોને આજ્ઞા કરતાં તેણે કહ્યું:—" જાઓ, તમે અહીંથી ચાલ્યા જાઓ અને મશરૂરને એકદમ અહીં મોકલાવી દ્યો."

બન્ને જલ્લાદો બારણામાંથી બહાર ગયા કે તરત જ નૂરજહાન આસ્તે આસ્તે મસનદપર જઇને બેઠી. તેનું ત્રિલોકમોહન કમનીય વદનમંડળ વિષણ્ણતાથી પૂર્ણ છવાઇ ગયું. નૂરજહાનના ચ્હેરાપર આવો વિષણ્ણભાવ કયારેય જોવામાં આવ્યો નહોતો. બધા જાણતા હતા કે, નૂરજહાનનું હૃદય કઠણ પત્થર જેવું છે—તેમાં સ્નેહ કિંવા મમતા જેવું કાંઇ નથી; પરન્તુ આજની સ્થિતિ કાંઇક જૂદીજ હતી. આજે તેને કોઇએ જોઇ હોત તો તે ખાત્રીપૂર્વક કહી શકત કે આજે તે યથાર્થ દુઃખિત—સંતપ્ત—વિમર્ષ જણાઇ આવતી હતી!

તેનાથી ફરીથી જુલેખાંના મૃતદેહ તરફ જોઇ શકાયું નહિ. બીજી બાજુ મ્હોડું ફેરવી તે બેસી રહી. અત્યારે કોઇએ જોઈ હોત તો તે કહી શકત કે, તે બાહ્યજ્ઞાનશૂન્ય બની ગઈ છે!"

મશરૂરના પગનો અવાજ સાંભળતાં જ નૂરજહાને પછવાડે જોયું. મશરૂરે જમીન સુધી વાંકા વળી સંશયિત અંતઃકરણે જુલેખાં તરફ એક દૃષ્ટિપાત્ કરી કુર્નિસ બજાવી. નૂરજહાનના ચ્હેરાપરની વિષણ્ણુતા તે કળી ગયો; પરંતુ તે વિષેનો કિંચિત્ માત્ર ભાવ તેણે પોતાના મ્હોડા ઉપર જણાવા દીધો નહિ. અટલ–અચલ ભાવે યાંત્રિક પુતળાની માફક તે ઉભો રહ્યો. ત્યાર પછી ધીરે ધીરે નૂરજહાનની નજીકમાં આવી બોલ્યોઃ—" બેગમસાહેબા! ગુલામ આપની ખીદમતમાં હાજર છે!"

નૂરજહાને ધીમા અવાજે કહ્યું:—" મશરૂર, જુલેખાં એકાએક ગુજરી ગઇ છે!"

મશરૂર સહજ મનમાં હસીને બોલ્યોઃ—" હા, તેમજ જોવામાં આવે છે અને નજરોનજર દેખાય છે; પરન્તુ આમાં કાંઇક ભેદ સમાયેલો હોવો જોઇએ એમ હું ધારૂં છું. કારણ કે તેની દાસી હમણાં જ મ્હારી રજા લઈ, પોતાનો સર સામાન લઇ બેગમમહાલ છોડી પોતાના દેશમાં ચાલી ગઇ છે. હું ધારૂં છું કે, પોતે મરી જશે એવી જુલેખાંને પહેલેથી જ ખબર હોવી જોઇએ."

ત્યાર પછી તે સ્પષ્ટપણે ખુલ્લા અવાજે કહેવા લાગ્યોઃ—" હુકમ હોય તો હું તેને ખૂનાગારમાં દાટી આવું. ?"

બેગમમહાલમાં—જનાનખાનામાં ગુપ્તહત્યાનો અભાવ નહોતો. આ બધા મૃતદેહોને એક ઠેકાણે દાટવામાં આવતા હતા અને તે સ્થળે હજારો ખાંડી ચૂનો પૂરવામાં આવતો હતો. અર્થાત્ આ બધા મૃત-

દેહોને ચૂનાના અંદર દાટી દેવાથી દુર્ગંધ આવતી નહોતી અને ચૂના સાથે તેમનો પણ દસ બાર દિવસમાં ચૂનો થઇ જતો હતો. જનાનખાનામાં આ સ્થાન ખૂનાગાર તરીકે પ્રસિદ્ધ હતું. જે દેહોને ખૂનાગારમાં દાટવામાં આવતા હતા તે લોકો હમેશને માટે આ ફાની દુનિયા છોડી ચાલ્યા જતા હતા—તેમનું નામ નિશાન પણ કોઇને જણાતું નહિ !

કેટલાક વખત સૂધી નૂરજહાન શાંત વિચારમગ્ન રહેવા પછી બોલી:—" નહિ—તેને કબરમાં દાટવાની મ્હારી ઇચ્છા નથી. કોઇ હિન્દુને સોંપી યથાવિધિ તેનો દહનવિધિ કરાવવાની મ્હારી ઇચ્છા છે."

મશરૂરે કહ્યું:—" જેવો હુકમ. કહો તો કોઇ ઉત્તમ બ્રાહ્મણને બોલાવી તે વિષેનો બંદોબસ્ત કરી દઉં."

નૂરજહાન પાછી કેટલાક વખત સૂધી ચિંતામગ્ન રહી પછી મૃદુસ્વરે બોલી:—" નહિ—નહિ. જુલેખાં મરી ગઇ છે—એ વાત તેથી ગુપ્ત રહી શકશે નહિ—"

મશરૂર વિનિત સ્વરે બોલ્યો:—" જુલેખાંને જનાનખાનાના તો શું પણ આખા કિલ્લાના લોકો ઓળખે છે—તેઓ તેને નહિ જુએ તો તેમને સંશય આવશે અને તેની શોધાશોધ કરી મૂકશે."

નૂરજહાને કહ્યું:—" તે મરી ગઈ છે, તે વિષે તું—હું અને એ જલ્લાદ સિવાય બીજું કોઈ જાણતું નથી, અને હું તને ફરમાવું છું કે, આ ભેદ ખુલ્લો પડવો જોઇએ નહિ."

" જ્યાં સૂધી મ્હારા દેહમાં પ્રાણ છે, ત્યાં સૂધી તો તેમ બનશે નહિ.

" જો, બધાઓને હું એમ કહેવાની છું કે, કેટલાંક ખાનગી કામો માટે મ્હેં દિલ્લી મોકલાવી છે."

" પરન્તુ આપ તો કહો છો કે, આનો અગ્નિદાહ હિન્દુદ્વારા હિન્દુ રીવાજ મુજબ થવો જોઇએ—"

નૂરજહાને ક્રોધાવેશમાં ભ્રકુટી વક્ર કરી પગ પછાડીને કહ્યું:– "મ્હારી ઇચ્છા છે કે આ મૃતદેહનો દહનવિધિ હિન્દુ રીત મુજબ જ થવો જોઇએ અને જુલેખાં મરી ગઇ છે–તેને જ અગ્નિદાહ કરવામાં આવે છે–એવી ખબર કોઇને પડવી નહિ જોઇએ. મશરૂર, જો મ્હને એમખબર પડશે કે તેનો હિન્દુવિધિ મુજબ અગ્નિસંસ્કાર કર્યો નથી–આગ્રાના જનાનખાનાના કિંવા પથ્વીપરના કોઇ પણ માણસને એમ ખબર પડશે કે જુલેખાં મરી ગઈ છે–તો ત્હારૂં ધડ અને માથું હું જૂદું કર્યા સિવાય રહીશ નહિ. માટે ઘણોજ સાવધ રહેજે. હોશિયારીથી મ્હારા હુકમને બરાબર બજાવજે."

એટલું બોલી નૂરજહાન ત્વરિતગતિથી ત્યાંથી બહાર ચાલી ગઇ. મશરૂર એકલો પડયો. તે બોલવા લાગ્યો:—'આટલા માટે જ નૂરજહાન બેગમસાહેબથી બની હોય એમ જણાય છે! બધું કામ રૂઆબમાં અને હુકમમાં! આને ખૂનાગારમાં દાટવી નહિ જોઇએ–તેનો હિન્દુ પૃથા પ્રમાણે દહનવિધિ થવો જોઇએ, પરન્તુ અજાયબ જેવું એ છે કે, દુનિયાના એક પણ માણસને જુલેખાં મરી ગઇ છે, એવી ખબર પડવી નહિ જોઇએ! કેવો જોહુકમી અધિકાર! આ પણ એક જાતનું ગૂઢ રહસ્ય–નહિ તો બીજું શું? અહીંથી આ મૃતદેહને બહાર લઇ જઇશ કે તરત કોલાહલ મચી રહેશે અને બધા લોકો જાણી જશે કે જુલેખાં મરી ગઇ છે. હા, જો તેને ખૂનાગારમાં દાટું તો બધી વાત ગુપ્ત રહી શકે એમ છે; કારણ કે તે આપણી સ્વાધીનતાની વાત છે. પ્રેત લઇ જવા માટે એક ગુપ્ત રસ્તો છે–તે મરી ગઈ છે એમ કોઇ જાણી શકે એમ નથી–એક શબ્દ પણ નહિ બોલતાં બધું કામ થઇ જાય એમ છે; પરન્તુ આ તો હિન્દુ પાસે અગ્નિદાહ કરાવવાની વાત છે! તેથી તે કેમ ગુપ્ત રહી શકશે? મશરૂર! આજે તું

બરાબર સપડાયોછે—આજે ત્હારાથી એક પણ ભૂલ થઇ તો નૂરજહાનના હાથમાંથી બચવું મુશ્કિલ છે—તે તને ભયંકર શિક્ષા કર્યા સિવાય રહેશે નહિ!"

આવી રીતે વિચાર કરતો મશરૂર તે દિવાનખાનામાં ફરવા લાગ્યો. આખરે કંટાળીને પગ પછાડી બોલી ઉઠયો:—"નહિ, હવે હું આ મૃતદેહ તરફ જોઇશ નહિ. કારણ કે, મ્હેં સાંભળ્યું છે કે, હિન્દુની લાસ તરફ જો મુસલમાન જુએ છે તો તે શયતાન બની જાય છે! જુલેખાં જો શયતાની બને તો તો જગતનો અંત આવ્યો જ સમજવો! તે જીવતી હતી ત્યારે તેનો પરાભવ કોઇ કરી શકતું નહોતું તો પછી દાનવી બન્યા પછી આ પ્રદેશમાંએ હાહાકાર મચાવી મૂકે એમાં કાંઇ પણ શંકા જેવું નથી. તો પણ આપણે તો તેની હંમેશાં ખુશામદ કરતા—તેને રાજી રાખતા તેથી આપણા ઉપર તો તે અત્યાચાર નહિ જ કરે!"

વળી પાછો તે શાંત પગલે ફરવા લાગ્યો અને બારી આગળ ઉભો રહી સ્વગત બોલવા લાગ્યો:—"કમબખ્ત નૂરજહાનની પણ નૂરજહાન બની ગઇ હતી! મરી ગઇ તો શું થયું? આપણને તો સંતોષ સિવાય બીજું કોઇ દુઃખ થતું નથી. જનાનખાનામાં તે એક કંટક સમાન જ હતી. મરી ગઇ તે સારૂં થયું—અમે બધા નિશ્ચિંત થયા. એક ઘોર વિપદ તો ટળી ગઇ, પરન્તુ તેનો દહનવિધિ કેમ ગુપ્ત રહી શકશે? તે એકાએક કેમ મરી ગઇ? પોતે જ મરી ગઇ કે, ખુદ નૂરજહાને જ પોતાના કોમળ હસ્તથી તેને પરલોકવાસી કરી દીધી? તેને શું અસાધ્ય છે? હું તો ધારૂં છું કે, જલ્લાદોને જોતાં જ તે વિષ ખાઇને મરી ગઇ હોવી જોઇએ. તો પછી તેને ખૂનાગારમાં દાટવાની મના શા માટે નૂરજહાને કરી? તેના દહનવિધિની આટલી

બધી કાળજી શા માટે રાખવામાં આવે છે ? એક દાસી મરી ગઈ, તેમાં શું થઇ ગયું ? તેવી તો સેંકડો દાસીઓ રોજ મરે છે ! નહિ આમાં કાંઇ પણ રહસ્ય-ભેદભરમ સમાયેલો હોવો જોઇએ. ગમે તે થાય-હમણાં તો મૃતદેહને અહીં જ પડી રહેવા દઉં છું. રાત્રે સર્વના સૂઇ ગયા પછી તેને યોગ્ય લાગશે તે પ્રમાણે વ્યવસ્થા કરીશ " એમ કહી તેણે તે દિવાનખાનાનાં બધાં બારી બારણાં બંધ કર્યાં અને બહાર મ્હોટા દરવાજે તાળું મારી તે ચાલતો થયો. જતાં જતાં તેણે એક વાર પણ જુલેખાંના મૃતદેહ તરફ જોયું નહિ !

## પ્રકરણ ૧૩ મું.

### મૃતદેહ.

રાતના બાર વાગ્યાની નહબ્બત વાગી રહી હતી. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. પહેરેગીરો સિવાય બીજા બધા લોકો નિદ્રાધીન થઇ ગયા હતા, ચારે દિશાએ ઘોર નિસ્તબ્ધતા વ્યાપી રહી હતી. આ વખતે મશરૂરે બન્ને જલ્લાદોને બોલાવ્યા. કારણ કે માત્ર તેઓ જ જુલેખાંના મૃત્યુની ખબરથી માહિતગાર હતા. બીજું કોઇ જાણે તે સારૂં નહિ, એમ ધારીને મશરૂરે તેમને જ બોલાવ્યા હતા. આ આપત્તિકારક મૃતદેહને લીધે તે આજે જેટલો ગુંચવાડામાં પડયો હતો, તેટલો કોઇ દિવસ પોતાની જીંદગીમાં પડયો નહોતો. ઘણા વખત સુધી વિચાર કર્યાં છતાં પણ તે કોઈ જાતના નિર્ણયપર આવી શકયો નહિ.

બન્ને જલ્લાદો આવતાં જ તેણે તેમને કહ્યું:—"બેગમસાહેબાનો હુકમ છે કે, આ દાસીનો અગ્નિદાહ હિન્દુ રીતરિવાજ મુજબ હિન્દુઓના હાથે જ થવો જોઇએ અને જુલેખાં મરી ગઇ છે, એવો કોઈના કાને જરા સરખો પણ અવાજ નહિ જવો જોઇએ, સમજ્યા ?"

બન્નેએ વિનિતસ્વરે કહ્યું:—"હા, હુજૂર."

"ઠીક છે: પરન્તુ મ્હારા કહ્યા મુજબ કામ નહિ બને તો આપણા ત્રણમાંથી એકનું પણ શિર સલામત નહિ રહે, એ વાત ધ્યાનમાં રાખજો. જાઓ—બન્ને જણા મળી શિશ મહેલમાંથી જુલેખાંના મૃતદેહને બહાર લઇ આવો. હું સાથે આવી તમને બન્નેને કિલ્લાના દરવાજામાંથી બ્હાર કાઢીશ. ત્યાર પછી તમે અંધારામાં ને અંધારામાં યમુનાના કિનારે કિનારે પૂર્વદિશાએ ચાલ્યા જજો. સમજ્યા ?"

"હા, હુજૂર."

"રસ્તામાં કોઇ મળે અને કાંઇ પુછે, તો રડતા રડતા કહેજો કે, અમે ગરીબ—લાચાર છીએ. અમારી મા મરી ગઈ છે—તેને અગ્નિદાહ કરવા માટે—"

"પણ અમે તો મુસલમાન છીએ ને ?"

"હું તે જાણું છું. તમે બે ધોતિયાં લાવી હિન્દુની માફક પહેરજો અને લાસને પણ એક મ્હોટા કપડામાં લાકડા સાથે બાંધી ખભા પર તમે બન્ને જણા એકના બન્ને ખભે ઉંચકી લેજો.

"જેવો હુકુમ સરકાર."

"કિલ્લામાંથી હું તમને બ્હાર કાઢું એટલે તમે યમુનાના કિનારે કિનારે પૂર્વ દિશાએ સ્હવાર પડે ત્યાં સુધી ચાલ્યા જજો. અહીંના એક પણ માણસને તે મૃતદેહ જોવા દેશો નહિ; કારણ કે તેને અહીંનાં આબાલ વૃદ્ધ—બધાં ઓળખે છે સમજ્યા કે ?"

"હા, હુજુર ! બધી વાત અમારા ધ્યાનમાં આવી ગઇ છે."

"સ્હવાર પડતાં જો કોઇ હિન્દુ અંતસંસ્કાર કરવાને ન મળે તો પ્રેતને યમનાના પ્રવાહમાં ફેંકી દેજો. પ્રેત આ બાજૂ આવશે નહિ. પાણીના પ્રવાહમાં તણાઇને ગંગામાં ચાલ્યું જશે અને તેમ બને તો ઘણુંજ સારૂં. કારણ કે ગંગામાં મૃ યુ થાય એને હિન્દુ લોકો ઘણુંજ પવિત્ર માને છે. માટે જાઓ, અને શિર સલામત રાખવું હોય તો મ્હેં કરી છે, તે સૂચનાઓ પ્રમાણે વર્તજો–તેમાં લેશ માત્ર પણ ગફલત કરતા નહિ."

મશરૂરે તેઓને કુંચી આપી અને તે બન્ને જલ્લાદો શિશમહેલમાં ચાલ્યા ગયા. મશરૂર ચિંતાતુર ભાવે આમ તેમ ફરવા લાગ્યો. લગભગ એક કલાકે જુલેખાંના મૃતદેહને એક લાંબા વાંસ સાથે બાંધી બન્ને જલ્લાદો અંધારામાંથી ગુપચુપ બહાર આવ્યા. મૃતદેહ પગથી માથા સૂધી એક મ્હોટા વસ્ત્રના અંદર બાંધેલો હતો. તેને કોઇ જોઈ શકે તેમ નહોતું–ઓળખી શકે તેમ પણ નહોતું.

મશરૂરે કહ્યું:—"ચાલો, મ્હારી પછવાડે આવો !" બન્ને જલ્લાદો વાંસને ખાંધે ચઢાવી મશરૂરની પછવાડે ચાલવા લાગ્યા. કિલ્લાના દરવાજે જતાં સંત્રીઓએ પૂછ્યું:—"કોણ છે ?" મશરૂર આગળ આવીને બોલ્યો:—"હું છું–ડરતા નહિ."

ત્યાર પછી તેણે મુખ્ય પહેરેગીરના કાનમાં કાંઈ કહ્યું તથા તેણે સંત્રીઓને રસ્તો છોડી દેવાનું કહ્યું અને દરવાજો ઉઘાડી આપવાનો હુકમ કર્યો. બન્ને જલ્લાદો મૃતદેહ લઇ બહાર નીકળ્યા અને ધડધડ શબ્દ કરતું લોહદ્વાર પુનઃ બંધ થયું.

અંધકારની અંદર બન્ને જણાઓ યમુના તીરે જઇ પહોંચ્યા અને પૂર્વાભિમુખે ચાલવા લાગ્યા. આખું શહેર સુષુપ્તિના આ-

ળામાં વિશ્રામ લેતું હતું. ક્યાંય માણુસનાં ચિહ્નો જોવામાં આવતાં નહેતાં ઘોર નિસ્તબ્ધતા છવાઇ રહી હતી. બન્ને જલ્લાદો ચપળતાથી મૃતદેહ લઇ આગળ વધવા લાગ્યા, તેઓની પછવાડે બે અવ્યક્ત આકૃતિઓ અંધકારમાં ચાલી જતી હતી તેની તેઓને ખબર નહોતી.

આગ્રા છોડી પૂર્વ દિશાએ લગભગ બે કોસ ચાલ્યા પછી જલ્લાદોની પછવાડે ચાલતી બે વ્યક્તિઓમાંથી એક વ્યક્તિ ઝાડીમાં છુપાઇ ગઇ. બીજી તેઓની પછવાડે ચાલવા લાગી. પ્રથમ વ્યક્તિ ઝાડીમાંથી એક તેજસ્વી ઘોડો શોધી કહાડી તેના પર બેસી ગઇ અને ઘોડાને દક્ષિણુ દિશા તરફ દોડાવી અદૃશ્ય થઈ ગઇ.

કેટલેક દૂર ગયા પછી એક જલ્લાદ બોલ્યોઃ—"અરે! ઉભો રહે, ઉતાર નીચે. બંધ છૂટી ગયા હોય એમ જણાય છે. તેને હાથ મ્હારા માથા પર અથડાય છે. તૌબા! તૌબા!!"

બીજાએ કહ્યુંઃ—"સુબહાન અલ્લા! ભૂત તો નહિ બની ગઈ હોય?"

"નીચે ઉતાર જોઇએ!"

"નહિ—સ્હવાર થવા આવ્યું છે!"

"બિરાદર, તેને નીચે ઉતાર. તેને હાથ મ્હારા મ્હોડાપર પડે છે—મ્હારા શરીરનાં રોમાંચ ઉભાં થઇ જાય છે!"

"પણુ બંધ તો મ્હેં કસીને બાંધ્યા છે. કેવી રીતે છૂટી જાય?"

"ઉતારીને જો તો ખરો!"

બન્ને જણાએ મૃતદેહ નીચે મૂક્યો. અંધકારમાં બરાબર દેખાતું નહોતું. તો પણ તેઓએ જાણ્યું કે, એકાદો બંધ ઢીલો થઇ ગયો છે અને તેથી મૃતદેહનો જમણો હાથ બહાર લટક્યા કરે છે. તે જોતાં જ એક જલ્લાદ ભયથી થરથર કંપતો બોલવા લાગ્યોઃ—"ખરેખર,

આમાં ભૂત ભરાયું હોય એમ જણાય છે. તેનો હાથ હાલ્યા કરે છે—જો તો ખરો!"

ખરેખર, તે વખતે પ્રેતનો જમણો હાથ ઉંચો—નીચો થતો હતો. બીજો જલ્લાદ બોલ્યોઃ—"આપણે તેને એક મારીને ઉતારી તેથીજ હાથ હાલતો હોવો જોઇએ."

હાથ પુનઃ હાલવા લાગ્યો. જુલેખાંની કરાંગુલી માંહિલી અત્યંત મૂલ્યવાન્ નૂરજહાનના નામની મુદ્રિકા અંધકારની અંદર વિજળીની માફક ચમકવા લાગી.

બન્ને જલ્લાદો ભયથી થરથર કંપતા તૌબા—તૌબા કરતા ત્યાંથી પલાયન કરી જવા માટે તૈયાર થયા; પરન્તુ ભવિષ્યનો વિચાર કરી જોતાં ઘણા કષ્ટે આત્મસંયમન કરી પ્રેત તરફ જોતા બોલ્યાઃ—"નહિ—નહિ! ભૂત બની ગઈ નથી. હાથ પણ હવે હાલતો નથી!" એમ કહી બન્ને જણે એકમેકના મ્હોડા તરફ જોયું. તેઓએ મૃતદેહ બાંધતી વખતે આંગળીપરની વીંટીપર ધ્યાન આપ્યું નહોતું—તેમણે એ મૃતદેહ વ્યાકુળતાથી બાંધી દીધો હતો. નૂરજહાન વિસ્મિત અને ગંભીર બની ગઇ હતી—તેને તે વીંટી યાદ આવી જ નહોતી.

જ્યારે તેઓએ જોયું કે, મુડદું કાંઇ હિલચાલ કરતું નથી ત્યારે જ તેઓના દેહમાં જીવ આવ્યો. એક જલ્લાદ બોલ્યોઃ—"ખુદાની મેહેરબાની યા બીજી કોઈ રીતે જો આ બાંદી હમણાં જ ઉઠીને ઉભી થાય અને આપણને આ વીંટી બતાવે, તો આપણને તો તેના ગુલામ જ બની જવું પડે!

બીજાએ કહ્યુંઃ—"તે જીવતી થાય તે પહેલાં જ આપણે વીંટી કહાડી લઇએ તો?"

પહેલો ભયભીત થઇ બોલી ઉઠયોઃ—" નહિ—નહિ. આપણો નાશ થઇ જશે! વીંટીને આપણે હાથ પણ ન લગાડવો જોઇએ! આપણાથી તે પચી શકે એમ નથી. પકડાઇ જઇએ તો જીવતા રહેવું પણ મુશ્કિલ થઇ પડે."

બીજાએ વિરક્તભાવે કહ્યુંઃ—" ચાલને, ત્યારે તો આને એકદમ પાણીમાં જ ફેંકી દઇએ!"

" હજી બરાબર અજવાળું થયું નથી. તે પહેલાં જો તેને આપણે પાણીમાં નાખી દઇએ તો મશરૂર આપણા જ ગળાપર પહેલી છૂરી ફેરવશે તેની તને ખબર છે?"

" પણ, તે કેવી રીતે જાણી શકશે?"

" તે કેમ કહી શકાય? તેને તો દશ હજાર આંખો અને દશ હજાર કાન છે, સમજ્યો?"

" ઠીક છે, ચાલ ત્યારે તેને બરાબર બાંધી લઇએ. અજવાળું થાય કે તરત તેને પાણીમાં નાખી પાછા જઇશું."

બન્ને જણાએ અનિચ્છાએ મ્હોડું વિકૃત કરી—આંખો બંધ કરી જુલેખાંનો બહાર નીકળેલો હાથ જેમ તેમ કરી પાછો લૂગડામાં બાંધ્યો. ત્યાર પછી તેને પોતાના ખાંધ ઉપર ચ્હડાવી ચપળતાથી પગલાં ભરતા ભરતા તેઓ ચાલવા લાગ્યા. તેઓથી થોડે દૂર પૂર્વ વ્યક્તિ તેમની પછવાડે પછવાડે ચાલી જતી હતી.

આસ્તે આસ્તે પૂર્વાકાશ સ્વચ્છ થવા લાગ્યું હતું. આ વખતે તેઓ નદી તીરે એક સ્મશાનની અંદર જઈ પહોંચ્યા. ત્યાં જોયું તો ત્યાં એક પ્રેત પડેલું હતું. જેઓ ત્યાં પ્રેત મૂકી ગયા હતા તેઓ પ્રેતના અગ્નિસંસ્કાર માટે લાકડાંઓ વીણવા ગયા હતા. પ્રેત જોતાં જ એક જલ્લાદ બોલી ઉઠયોઃ—" સુબહાન અલ્લા! આ ગમ્મત તો

જો ! કોઇ હિન્દુનું મડદું જણાય છે અને તેને બાળવા માટે અહીં લાવ્યા છે. ચાલ, બહુ સારૂં થયું. ઉતાવળ કર, આપણે મુડદું બદલી લઇએ—તેઓ જુલેખાંને બાળી નાખશે અને મશરૂરના હુકમ મુજબ તેનો હિન્દુ વિધિથી અગ્નિસંસ્કાર થશે. ચાલ જલ્દી કર !"

બીજાએ કહ્યું:—" ઠીક કહ્યું દોસ્ત. ચાલ ઉતાર—ઉતાર."

એક નિમિષ માત્રમાં તેઓએ પ્રેતની અદલાબદલી કરી લીધી. જુલેખાંને બદલે બીજું પ્રેત લઈ તેઓ જીવ લઇને ત્યાંથી નાઠા. લગભગ એક ગાઉ દૂર જવા પછી તેઓએ એ પ્રેતને યમુનાના ઉંડા પાણીમાં ફેંકી દીધું અને બીજા એક રસ્તેથી તેઓ આગ્રા તરફ પાછા ફર્યા—તેઓએ સ્મશાન તરફ એક દૃષ્ટિપાત્ પણ કર્યો નહિ.

હતભાગિની સર્વસુન્દરીના મૃતદેહને પણ શાન્તિ નહોતી ! હિન્દુ રાજકન્યા—રાજપત્ની હોવા છતાં પણ તેને શાન્તિ નહોતી ! તેના મૃતદેહને વિવિધ ઠેકાણે રખડવું પડયું હતું ! હજી પણ તેના નસીબમાં શું લખ્યું હશે, તે કોણ કહી શકે એમ છે ?"

જેઓ સ્મશાનમાં મૃતદેહ રાખી ગયા હતા તેઓ માત્ર બે જણા જ હતા. પહેલી નજરે જોતાં જ તેઓ ગરીબ જણાઈ આવતા હતા. તેઓ પોતાની ખાંધ ઉપર બે મ્હોટા લાકડાના ભારા લઈ આવ્યા. તેઓ પણ જલ્લાદોની માફક મૃતદેહને એક મલિન વસ્ત્રમાં વાંસ સાથે બાંધીને લાવ્યા હતા, તેથી પ્રેતની અદલાબદલીનો તેઓને કોઇ જાતનો સંદેહ ઉપજ્યો થયો નહિ—તેઓ ચિતા ખડકવા લાગ્યા.

ચિતા ખડકાઇ રહેતાં જ તેઓ મૃતદેહને લેવા માટે તેની પાસે ગયા. મૃતદેહ પાસે આવતાં ઉભય એક બીજાના મ્હોડા સામે જોવા લાગ્યા. તેઓને એક પ્રકારનો ભય અને આશ્ચર્ય જણાતાં હતાં.

આવી રીતે ચુપકાદીમાં કેટલોક વખત પસાર થયા પછી બન્ને જણા અવરુદ્ધ કંઠે બોલી ઉઠયા:—"અરે! આ શું?"

કેટલાક વખત સૂધી બન્ને જણા કાંઇ પણ બોલ્યા નહિ—સ્તંભિત બની જઈ તેઓ ઉભા રહ્યા. ત્યાર પછી એક જણ કંપતા સ્વરે બોલ્યો:—"આ તો આપણું મુડદું નથી!"

બીજાએ કહ્યું:—"હા, બરાબર છે. આપણું મુડદું નથી—બીજા કોઇનું છે!!"

"ત્યારે આપણે લાવ્યા તેનું—"

"કાંઇ સમજી શકાતું નથી!"

બન્ને જણ અવાક્ બની જઈ શું કરવું અને શું નહિ તેનો વિચાર કરતા ઉભા રહ્યા. ત્યાર પછી એક જણ હિમ્મત લાવી બોલ્યો:—"ચાલ, ખોલીને જોઇએ તો ખરા?"

"આતો મજબૂત બાંધેલું જણાય છે!"

"કાંઇ નહિ, ચાલ, છોડીને જોઇએ."

એમ કહી તેણે અતિ કષ્ટે જુલેખાંના બંધ છોડયાં—પ્રેત તરફ જોતાં ભયંકર ફણિધર ડસ્યો હોય એમ બૂમ પાડતો પાડતો તે માણસ ત્યાંથી પલાયન કરી ગયો—તેનો સાથી પણ તેની માફક આર્ત્તનાદ કરતો કરતો તેની પછવાડે હાંફતો હાંફતો દોડવા લાગ્યો.



# પ્રકરણ ૧૪ મું.

## ભગ્નમંદિર.

આટલો બનાવ બન્યા પછી જે વ્યક્તિ જલ્લાદોની પછવાડે આવતી હતી, તે શ્મશાનમાં જુલેખાંના પ્રેત પાસે આવી પહોંચી. તે એક બળવાન્ યોદ્ધો હતો. સશસ્ત્ર હોવાથી તેનો ચ્હેરો રૂઆબદાર દેખાતો હતો. પ્રથમદર્શને જ તે કોઇ ઉચ્ચ દરજ્જાનો પુરુષ હોવો જોઇએ એમ જણાઇ આવતું હતું. તેણે મૃતદેહને બાંધેલું મલિન વસ્ત્ર દૂર ફેંકી દીધું અને ક્ષુદ્ર બાળિકાની માફક જુલેખાંને પોતાના બળવાન્ હાથે ઉંચકી લઇ તે તેને પાસે આવેલા એક વૃક્ષની નીચે મૂકી તેની પાસે ઉભો રહ્યો. ચારે બાજૂએ તે તીક્ષ્ણ દૃષ્ટિથી જોવા લાગ્યો. બરાબર તપાસ કરી જોતાં એક ઘોડેસવાર અને કેટલાંક માણસો પાલખી લઇને આવતાં તેને દેખાયાં. તરતજ તેણે તૂરી નામનું રણવાદ્ય વગાડયું--સામેથી આવતાં માણસોએ પણ તેનો પ્રતિધ્વનિ કર્યો.

થોડા સમયમાં તે ઘોડેસવાર અને સોળ ભોઇઓ મિયાના સાથે જુલેખાંના મૃતદેહ પાસે આવી પહોંચ્યા. ઘોડેસવાર છલંગ મારીને એકદમ ઘોડાપરથી નીચે ઉતર્યો અને ભોઇઓએ પોતાના ખભેથી મિયાનાને નીચે મૂકયો.

એ જણાએ જુલેખાંના મૃતદેહને મિયાનામાં સૂવાડી બારણાં બંધ કરી દીધાં. ભોઇઓ એકદમ ખભાપર મિયાનો ઉપાડી દોડવા લાગ્યા—યોધ્ધો પણ ઘોડાપર સવાર થઇ તેમની સાથે ઘોડો દોડાવવા લાગ્યો.

જુલેખાંના મૃતદેહની પછવાડે આવનાર માણુસ ત્યાં જ ઉભો રહ્યો. જ્યાં સુધી મિયાનો દેખાયો ત્યાં સુધી તે તેના તરફ એકી ટસે જોવા લાગ્યો. મિયાનો દૃષ્ટિપથમાંથી દૂર થતાં જ તે બોલ્યોઃ—"જોઉં છું કે કોણ હારે છે, અને કોણ જીતે છે? સિંહણ–સિંહણ વચ્ચે લડાઇ શુરૂ થઇ ચુકી છે!!"

યમુનાના કિનારે કિનારે જે રસ્તેથી તે આવ્યો હતો તે જ રસ્તે તે પાછો ફર્યો. બીજી તરફ ભોઇઓ પણ મધ્યાન્હકાળ સુધી મિયાનો લઇ ચાલ્યા. રસ્તામાં અનેક માણુસો મિયાના તરફ જોઇ વિસ્મિત થતાં હતાં–તે સાથે સશસ્ત્ર ઘોડેસવારને ચાલતો જોઇ કોઇ સભ્ય ગૃહસ્થ પોતાની સ્ત્રીને લઇને જતો હશે એમ તેમને લાગતું હતું.

લગભગ બપોરે ભોઇઓએ એક ખંડેર જેવા ભગ્ન દેવાલય પાસે જઇને મિયાનાને પોતાના ખભેથી નીચે મૂકયો. દેવાલયની આસપાસ ઓટલો આવેલો હતો. દેવાલયને માત્ર એક જ બારણું હતું: તે પણ અંદરથી બંધ કરેલું હતું. ઘોડેસવાર ઘોડાપરથી નીચે ઉતર્યો અને બારણાને ખખડાવવા લાગ્યો. તરતજ એક ભગવાં વસ્ત્રોથી વિભૂષિત થયેલા બાળકે બારણું ઉઘાડયું. આવેલા માણુસો મિયાનો ઉંચકી લઇ મંદિરમાં દાખલ થયા—સંન્યાસી બાળકે પૂર્વવત્ બારણું બંધ કરી દીધું.

થોડા સમય પછી પાછું બારણું ઉઘડયું અને ભોઇઓ ખાલી મિયાનો લઇ બહાર નીકળ્યા. તેઓની સાથે યોદ્ધો પણ બહાર નીકળ્યો અને તેણે ભોઇઓને થોડા પૈસા આપી ત્યાંથી જવાની રજા આપી. પછી તે પોતે પણ ઘોડાપર ચઢી ઘોડો દોડાવવા લાગ્યો. બાળક સંન્યાસી તેને જોતો બારણામાં જ ઉભો રહ્યો. જ્યારે તે દેખાતો બંધ થયો ત્યારે પુનઃ તેણે બારણું બંધ કરી દીધું. હત-

ભાગિની સર્વસુંદરીના મૃતદેહના નસીબમાં હજી પણ શું શું લખાયલું હતું તે કોણ કહી શકે એમ છે ? લલાટાક્ષર ઉકેલવાનું સામર્થ્ય વિશ્વસંસારમાં કોનામાં હોય છે ?

ભાઇઓ પોતાને ગામ ચાલ્યા ગયા. ઘોડેસવાર આગ્રા તરફ પોતાનો ઘોડો દોડાવ્યો. જ્યારે તે શહેરની પાસે જઈ પહોંચ્યો, ત્યારે તેણે ઘોડાની લગામ ખેંચી તથા તેને આસ્તે આસ્તે ચલાવવા માંડયો. રસ્તામાં એક વ્યક્તિ તેની રાહ જોતી ઉભી રહી. ઘોડેસવારે તેને પોતાનો ઘોડો સોંપ્યો અને તે પગે ચાલતો જ શહેરમાં જવા લાગ્યો. દરવાજામાં દાખલ થતાં જ પાછી એક વ્યક્તિ સાથે તેની મુલાકાત થઇ. તેણે કહ્યું:—“ તમારી રાહ જોતો હું અહીં કયારનોય ઉભો છું. ”

પ્રથમ વ્યકિતએ પૂછ્યું:—“ વિહારીચરણ ! આટલા બધા જલ્દી તમે કેવી રીતે આવી શકયા ? ”

“ આપના આશીર્વાદથી આ વિહારીચરણ ઘોડાપર પણ બેસી જાણે છે ! ”

“ રસ્તામાં કયાંથી ઘોડો મળી ગયો ? ”

“ રાજકુમાર ! આપની મેહેરબાનીથી વિહારીચરણ જેને રાજપૂત યોદ્ધો થઇ શકે, તો પછી તેને રસ્તામાં એકાદ ઘોડો પણ ન મળે કે ? ”

રાજપૂત યોદ્ધાએ હસતાં હસતાં કહ્યું:—“ પણ તમે કોનો ઘોડો ઉપાડી લાવ્યા છો ? ”

વિહારીચરણે સહજ હસી જવાબ આપ્યો:—“ કોનો ઘોડો છે, તે હું જાણતો નથી. રાજકીય કામમાં વખત પડે તો રાજાનો ઘોડો હોય તો પણ તે લઇ આવવામાં હું પાપ માનતો નથી. ગમે તેનો

હોય—તેને શહેર બહાર છોડી આવ્યો છું—જેનો હશે તેના તબેલામાં તે પોતાની મેળે જઇ પહોંચશે."

"મ્હારી તમારી સાથે અહીં મુલાકાત થઇ, તે બહુ જ સારૂં થયું. હવે મ્હારે શહેરમાં જવાની જરૂર નથી. જાઓ, તમે હવે દયામણીની તપાસ કરો અને તે મળે તો તેને સત્વર ભસ્મમંદિરમાં પહોંચાડી આવો. ત્યાર પછી—"

વિહારીચરણે કહ્યું:—"પણ અમારા સંન્યાસી મહારાજ અમારા માટે અસ્વસ્થ બની ગયા હશે!"

"તમે હમણાં તો જાઓ—વાતોમાં વખત ગૂમાવવાની જરૂર નથી."

રાજપૂત યોદ્ધો પાછો ફર્યો અને ગ્વાલિયર તરફ જતા મ્હોટા રસ્તા તરફ ચાલવા લાગ્યો—વિહારીચરણ પણ કેટલાક વખત સૂધી ત્યાં સ્તબ્ધ ઉભો રહ્યો. ત્યાર પછી ધીમા અવાજે તે બોલવા લાગ્યો: "ખરેખર, તે ભસ્મમંદિર હમણાં તો એક રહસ્યમંદિર બની ગયું છે! વિહારીચરણ! તું પણ અહીં દૂર દેશમાં આવી કારસ્થાની પુરૂષ બની ગયો છે! પણ દયામણી ક્યાં હશે? આ શહેરમાં જો તે ક્યાંય છુપાઇ રહી હશે, તો તેનો પત્તો લાગવો મુશ્કિલ છે! તેને ક્યાં શોધું? ખરેખર, ચારે બાજૂએ ધારવાળો તે અમારો હીરાનો ટુકડો છે!!"

વિહારીચરણ દયામણીને શોધવા માટે શહેરમાં ચૉક તરફ ચાલવા લાગ્યો. તે યુવાન નહોતો—તેની ઉમ્મર સાઠ વર્ષ ઉપરની લાગતી હતી; તો પણ તેના શરીરમાં હમણાં જેવું બળ હતું—તે બળ બીજા માણસમાં ક્વચિત જ જોવામાં આવે તેમ હતું. વિહારીચરણ પોતાના દેશમાં વિવિધ વેષધારી તરીકે પ્રખ્યાત હતો. છદ્મવેષ ધારણ કરવામાં તેમજ હરતરેહની ભાષા બોલવામાં તેનો કોઇ હાથ પકડે

તેમ નહોતું. આ વ્યવસાયથી જ તે બે પૈસા કમાઇ પોતાનો જીવન-નિર્વાહ કરતો હતો. પોતાનો દેશ છોડી અહીં દૂર દેશમાં તે શામાટે આવ્યો હોવો જોઇએ, એ કહેવું અશક્ય છે. બાદશાહી દરબારમાં રહેવાથી લક્ષ્મી તથા કીર્ત્તિનો લાભ થશે એમ ધારીને જ તે આગ્રા-માં આવ્યો હોવો જોઇએ. કારણ કે આ કથાનક પ્રસંગે આગ્રા ભારત-વર્ષનું કેન્દ્રસ્થાન હતું. આગ્રામાં આવી તે રાજપૂત યોદ્ધો બની ગયો હતો—તે જયપુરનો સૈનિક નહોતો એમ કહેવાની કોઇની હિમ્મત ચાલતી નહોતી.

તેની રહેવાની જગ્યા નિશ્ચિત નહોતી. કોઇની સાથે તે ઝાઝો પરિચય રાખતો નહોતો તેમજ વિશેષ વાતચિત પણ કરતો નહોતો. તેથી આગ્રાના લોકો તેને બરાબર ઓળખી શકતા નહોતા. આ દેશમાં આવી પોતાનો વેષધારીનો ધંધો તે કરતો હતો કે નહિ તે શંકાસ્પદ જ હતું. અહીં તે પોતાનો જીવનનિર્વાહ કેવી રીતે ચલા-વતો હતો, તેની કોઇને ખબર નહોતી. તો પણ તેને પૈસાનો અભાવ નહોતો—મુક્તહસ્તે તે પૈસા ઉડાવતો હતો !

આગ્રામાં અસંખ્ય રજપૂત યોદ્ધાઓ—રજપૂત રાજકુમારો સાથે આવતા હતા. કેટલાક આવતા હતા અને કેટલાક જતા હતા, તેથી કોઈ કોઇને સારી રીતે ઓળખી શકતું નહોતું—તેમ બની શકે એમ પણ નહોતું. કારણ કે, તે વખતે લગભગ બધે ઠેકાણે યુદ્ધો અને વિદ્રોહ ચાલી રહ્યા હતા. કોઇના જીવને શાન્તિ નહોતી. કોઇ કોઇ સેનાપતિ આગ્રા યા દિલ્લીમાં દશ દશ હજાર માણસોની સેનાઓ લઇ આવતા અને વળી બીજે જ દિવસે કાશ્મીર યા બંગાળામાં યુદ્ધાર્થે ચાલ્યા જતા. મહબ્બતખાનની સાથે પણ વીસથી પચ્ચીસ હજાર રાજપૂતો હમ્મેશાં રહેતા હતા ! અમે પહેલાં જ જણાવી ગયા છીએ કે, મહબ્બતખાન મેવાડનો રાજકુમાર હતો—માત્ર તે નામનો જ મુસલમાન

હતો. હમ્મેશાં તેના મનનું વલણ રાજપૂતો તરફ જ રહેતું. રાજપૂતો પણ તેને ઘણું સારૂં માનપાન આપતા હતા અને તેના તરફ પ્રેમ ધરાવતા હતા. રાજપૂતોના સામર્થ્યથી જ તે દિલ્લીનો મુખ્ય સેનાપતિ બન્યો હતો—રાજપૂતોની સહાયતાથી જ તેણે એક વખત ખુદ બાદશાહ જહાંગીરને ઝેલમ નદીપર કેદ કર્યો હતો. રાજપૂતોનો આવી રીતે મોગલ દરબારમાં ઉપર હાથ હોવાથી જો કોઇને છદ્મવેષ ધારણ કરી છુપાઇ રહેવું હોય તો તેને સર્વાંશે રાજપૂત વેષધારી બનવું પડતું હતું! તે સિવાય બીજો કોઇ ઉપાય નહોતો. રાજપૂતનો પોષાક પહેરવાથી કોઈ તેની ઝાઝી પૃચ્છપરચ્છ કરતું નહિ અને ઇચ્છિત કાર્ય પાર પાડવામાં કોઇ જાતની હરકત પડતી નહિ. આવી રીતે ધુર્ત્ત—બહુભાષી વિહારી ચરણ પણ પોતાની કોઇ માનસિક ઇચ્છા પૂર્ણ કરવા માટે જ રાજપૂત બન્યો હતો કે કેમ? તે વિષે નક્કી કહી શકાય તેમ નથી; તો પણ એટલું તો ખરૂં કે, એકાદ મહત્વનો હેતુ સિદ્ધ કરવાની ઇચ્છા સિવાય તે પોતાનો દેશ—ભાષા વગેરેનો ત્યાગ કરી દાઢી—મુછવાળો રાજપૂત યોદ્ધો બને નહિ!

માનસિંહના વખતથી જ દિલ્હીના દરબારમાં બંગાળીઓનો અભાવ નહોતો. કારણ કે પહેલાં તે થોડા વખત સુધી બંગાળાનો સુબેદાર હતો. અનેક બંગાળીઓ તેની કૃપાથી ઉચ્ચપદે ચઢયા હતા—તેઓની કાર્યકુશળતા અને ચતુરતા જોઇ તે તેમને દિલ્હી તથા આગ્રામાં લાવ્યો હતો, અને તેણે તેમને ઉચ્ચ પદાધિકારી બનાવ્યા હતા; છતાં વિહારીચરણ આ બધામાંથી કોઇની સાથે ભળતો નહિ—તેઓની સાથે વાતચીત કરતો નહિ. વસ્તુતઃ વિહારીચરણ કોણ છે—ક્યાંથી આવ્યો છે—શા માટે આવ્યો છે—એ વિષે બધા લોકો અજ્ઞાત જ હતા.

તો પણ વિહારીચરણ હમ્મેશાં રાજપૂત વેષમાં રહેતો એમ કાંઇ નહોતું. કેટલાક દિવસ પહેલાં ફત્તેહપૂર સિક્રીના સિંહદ્વારની બહાર ઉતરેલા સંન્યાસીની રસોઇ કરતો આપણે તેને જોઇ ગયા છીએ, ત્યારે તે સંન્યાસી હમણાં કયાં છે ? વિહારીચરણ પણ જુલેખાંનો મૃતદેહ લેવા શા માટે આટલી બધી તત્પરતા બતાવતો હતો ? વાંચક ! તેનો ખુલાસો હમણાં અમે કરી શકીએ તેમ નથી—આગળ ઉપર જણાઇ આવશે. હમણાં ધૈર્ય ધારણ કરી વાર્ત્તા પ્રવાહમાં અગ્રેસર થવાની નમ્ર વિનંતિ છે.

વિહારીચરણ ચૅાકમાં જઇ ગંગી પાનવાળીની દુકાને ઉભો રહ્યો આગ્રાના આ પ્રખ્યાત ચૅાકમાં અત્તર, ગુલાબ પાણી, તેમજ પાનપટ્ટી માટે ગંગીની દુકાન સર્વથી વિશેષ વિખ્યાત હતી. પાન વેચી વેચીને તો તે મ્હોટી પૈસાદાર બની ગઇ હતી. તેની ગણના શ્રીમંત માણસોમાં થતી હતી. તેની દુકાને જૂદા જૂદા દરજ્જાના હજારો લોકો આવતા હતા. ઘોડાપર બેઠેલા લોકોને તે પાનપટ્ટી બનાવી આપતી હતી, તેથી કોઇકોઇ વખત તો તેને એક પાનની કિમ્મત એક મહોર જેટલી પણ મળતી હતી ! શા માટે ન મળે ? તેના પાનને મૌક્તિક ચુનો લગાડવામાં આવતો હતો. રાજદરબારમાં તેના પાન સિવાય કોઇને ચાલતું નહિ. મ્હોટા મ્હોટા અમીર—ઉમરાવોને પણ તેના હાથની પટ્ટી વિના ચેન પડતું નહિ ! અર્થાત્ ગંગી તે વખતે આગ્રામાં એક અતિ પ્રસિદ્ધ—નામાંકિત સ્ત્રી હતી !

ઉમ્મરમાં તે લગભગ આધેડ હતી—સ્થૂળકાય હતી; પરન્તુ જે વખતે તે લીલા રંગની સાડી પહેરી—લાલ ઓઢણ કરી—પાન વેચવા બેસતી ત્યારે અનેક માણસોનાં મન વિહ્વળ બનાવી દેતી હતી. તેના

નેત્રકટાક્ષ—હાવભાવ દરેક યુવાનને પાણી—પાણી કરી મૂકતા હતા. એમ કહેવાતું હતું કે, તે વખતે તેના જેવો હાવભાવમયી રસિકા સ્ત્રી આગ્રામાં બીજી કોઇ નહોતી !

ગંગીયાનો ખરો ઇતિહાસ કોઇ જાણતું નહોતું. માત્ર લોકો એટલું જ જાણતા કે માનસિંહના જનાના સાથે તે બાંદી તરીકે બંગાળામાંથી આવી હતી. રાજા માનસિંહના મરણ પછી તેણે આગ્રાના ચૉકમાં પાનની દુકાન ઉઘાડી, જેને પણ ઘણો વખત થઇ ગયો હતો. પાનની દુકાન ઉઘાડવા પછી તેને ખૂબ પૈસો મળવા લાગ્યો. તે એટલી તો પ્રસિદ્ધ થઇ કે, આખા આગ્રામાં એક પણ માણસ તેનાથી અજાણ્યું નહોતું. તેના હાથની પાનપટ્ટી જો કોઇએ એક દિવસ પણ ખાધી ન હોય, તો તેની સભ્ય ગૃહસ્થ તરીકે ગણના થતી નહિ ! અર્થાત્ દરેક જણ તેની દુકાને પાન ખાવાને માટે જતા; તે માટે આશ્ચર્ય પામવાનું કોઇ કારણ નથી. કારણ કે, તે વખતે દેશકાળની પરિસ્થિતિ તેવીજ હતી !



# પ્રકરણ ૧૫ મું.

## પાનવાળી.

ગંગીયા દુકાને જઇને પાન વેચવા બેસતી ત્યારે દરેક જણને મધુર ભાષણથી આવકાર આપતી હતી, “ આઇયે, ખાં સાહેબ, આઇયે ! ” ‘જનાબ, મિજાજે—શરિફ !’ ‘ રામ રામ બાબુજી ! ’ ‘નમસ્કાર પાંડેજી ’ ‘ શ્રી ગુરૂ—શ્રી ગુરૂ ! ’ વગેરે હરતરેહના શબ્દોચ્ચાર

કરી, હસતે મ્હોડે પાન આપી પોતાની ચકચકિત પીત્તળની પેટીમાં રૂપિયો યા અડધો નાખતી હતી. પાનની પટ્ટી બનાવી ઘોડાપર બેઠેલા એક અમીરને તે આપતી હતી તેવામાં વિહારીચરણ તેની દુકાને આવીને ઉભો રહ્યો. વિહારી ચરણને જોતાંજ તેણે પોતાના નોકરને હિન્દિ ભાષામાં કહ્યું:—" રામધનિયા ! સિંહજીને બેસવા દે !"

વિહારીચરણે કહ્યું:—" હમણાં બેસી શકું એમ નથી—ઘણું જ અગત્યનું કામ છે. પેલી પાનની હોડી આવી ગઈ છે."

ગંગીયાએ કહ્યું:—" વારૂ, બરાબર સમયે માલ આવી પહોંચ્યો. પહેલાંનો માલ સડેલો નીકળ્યો હતો તેથી બહાર કચરામાં ફેંકી દીધો છે."

" કેમ, સરકાર–દરબારમાં ખપ નથી થતો ? ત્યાં તો ગમે તેવો માલ ચાલ્યો જાય !"

" તો પણ બહાર ગામના ઘણા પાનવાળાઓ આવ્યા હતા."

" સરકારના પરવાનાની કાંઇ જરૂર નથી લાગતી ?"

" નહિ તેની વધારે જરૂર નથી પડતી." ગંગીયાના માલના ઢગલે ઢગલા જોઇ બહારના લોકો બીજી તરફ ચાલ્યા ગયા.

વિહારીચરણે ચારે તરફ એક તીક્ષ્ણ દૃષ્ટિપાત્ કરીને જોયું, તો ચૌકની અંદર અસંખ્ય લોકો આવજા કરી રહ્યા હતા. કોઇ ઉભા ઉભા ઉભા પાનની પિચકારી મારતા હતા—એટલામાં ભયંકર કોલાહલ મચી રહ્યો હતો. કયો માણસ કયાંથી આવેલો છે, કોની સાથે શી વાતચિત કરે છે એ સમજી શકાય એમ નહોતું. વિહારીચરણે ગંગીયાને કહ્યું:—" પાન લઇ આવવા માટે હજી સુધી કોઇને મોકલ્યું નથી ?"

ગંગીયાએ સહસ્ય વદને કહ્યું:—"સિંહજી, થોડો વખત સબૂર કરો, કારણ કે હમણાં ગ્રાહકોની ભીંડ ઘણી છે."

"ત્યારે જલ્દી મોકલજો—માલ ઉતારીને હોડી તરત જ પાછી જવાની છે."

"મ્હેં તે વિષેની વ્યવસ્થા કયાનીયે કરી મૂકી છે."

"એટલે?"

"સડેલો માલ અમે ઘરમાં રાખતાં નથી."

"ક્યાં મોકલાવી ઘો છો?"

"યમુનાના પાણીમાં—બીજે ક્યાં?"

વિહારીચરણ વિસ્મત બની જઇ ગંગીયાના મ્હોં તરફ જોઇ રહ્યો. ગંગીયા કાંઇ તેની એકલાની સાથે જ વાત કરતી હતી એમ નહોતું! વિહારીચરણ સાથે વાત કરતાં કરતાં તો તે દશબાર ગ્રાહકોને પાનપટ્ટી આપી વિદાય કરી દેતી હતી! ગંગીયા પાનના વ્યાપાર સંબંધી રાજપૂત યોદ્ધા સાથે વાતચિત કરે છે, એમ માની દરેક ગ્રાહક તે વાત તરફ દુર્લક્ષ્ય કરતા. માત્ર તેઓ ગંગીયા સાથે હાસ્ય-વિનોદ કરી પ્રફુલ્લ ચહેરે પટ્ટી ચાવતા ચાવતા ચાલ્યા જતા.

વિહારીચરણ તેની સાથે ખુલ્લી રીતે એક પણ વાત બોલી શકતો નહોતો. પાનના નિમિત્તે તે દયામણીની શોધ કરતો હતો; પરંતુ તેને જણાઇ આવ્યું કે, ગંગીયા સાથે એકાંતમાં વાતચીત કર્યા સિવાય કાંઈ પણ બની શકે એમ નથી. તેથી તે ગંગીયાની દૃષ્ટિ પોતાના તરફ આકર્ષાય એવી ચેષ્ટાઓ કરવા લાગ્યો: કિન્તુ ગંગીયાએ તેના તરફ બિલકુલ જોયું નહિ! અર્થાત્ યોગ્ય સમયની રાહ જોતાં વિહારીચરણને ઘણા સમય સૂધી ત્યાં રહેવું પડયું.

કેટલાક ગ્રાહકોને પાન આપી વિદાય કર્યા પછી ગંગીયાએ

વિહારીચરણ તરફ જોયું અને કહ્યું:—"સિંહસાહેબ ! પત્ર મુજબ કામ થયું છે; કોઇ જાતની ચિંતા કરવાની જરૂર નથી." વળી પાછી તે ગ્રાહકો તરફ ફરીને બોલી:—"આઇયે, ખાનસાહેબ—આઇયે, જનાબે આલી—મિજાજે શરિફ."

વિહારીચરણ વિચારમાં પડી ગયો. આ વખતે તેનાથી ગંગીયા સાથે ગુપ્ત રીતે વાતચિત થઇ શકે એમ નહોતી અને દયામણીની તો ખબર મેળવવાની હતી ! ગંગીયાના ઉત્તરથી તે માત્ર એટલું જ સમજ્યો કે, દયામણી તેની પાસે આવી હતી—આવતી વખતે તેની પછવાડે કોઇ પડયું હતું; છતાં તેને તેમાં યશ આવવા દીધો નહોતો ! ગંગીયાની દુકાને દયામણી નહોતી આવી એમ તો માની શકાય તેમજ નહોતું. કારણ કે, જનાનખાનાની બેગમોને ગંગીયાના પાન સિવાય ચાલતું જ નહોતું તેથી અનેક દાસીઓ ત્યાં પાનસોપારી લેવાને માટે આવતી હતી. દયામણી પણ ત્યાં ઘણી વખત આવતી હતી એટલે તેની પછવાડે કોઇ જાસૂસ પડયો હોવો જોઇએ એમ માની શકાય તેમ નહોતું; છતાં વિહારીચરણના મનમાં શંકા ઉપજી કે, ગંગીયાએ કહ્યું તે શું ખોટું હોવું જોઇએ ? નહિ, તે બનાવટી વાત તો કરે એવી નથી—મોગલ દરબારમાં અને શહેરમાં શત્રુ—મિત્ર કોણ કોણ છે, એનો નિશ્ચય થઇ શકે એમ નથી !

વિહારીચરણે ગંગીયાની વાતથી એટલું જાણ્યું કે, જુલેખાંના પત્ર મુજબ દયામણીની બધી વ્યવસ્થા કરી છે. તેને ન્હસાડી મૂકી છે; પરન્તુ તેટલાથી કાંઇ તેના મનનું સમાધાન થાય એમ નહોતું. તે ક્યાં ગઇ છે, એ જાણવાની તેને ઘણી આવશ્યકતા હતી. કારણ કે, નૂરજહાનને જો ખબર પડી હોય કે, જુલેખાંની દાસી કાગળપત્રો વગેરે લઈ કિલ્લામાંથી પલાયન કરી ગઇ છે, તો તેની તપાસ ક્યાં

સિવાય તે શાન્ત થશે નહિ. તેને કાંઇ પણ કામ અર્ધું કરવાની ટેવ નહોતી. લીધેલું કામ છેવટ સુધી પૂર્ણ કર્યા સિવાય તેને ચેન પડતું નહિ. અર્થાત્ તે પોતાની જીંદગીની સખી—પ્રિય દાસી જુલેખાંને ઠાર કરવાને ચૂકી નહિ તો પછી જુલેખાંની દાસીને તો કેમ જ જીવતી રહેવા દે ? જો તેના હાથમાં દયામણી આવે તો તેનું શિર અને ધડ જૂદું કર્યા સિવાય તે રહે જ નહિ. પ્રખર બુદ્ધિમતી જુલેખાં પોતાનું ભાવિ સંકટ સમજી ગઇ હતી. નૂરજહાન પોતાના તરફ સંશય ધરાવે છે, એવું ફકીરના બોલવાપરથી જ તે જાણી ગઇ હતી. શિશમહેલમાં તે દિવસે તેણે તેના મ્હોંપરનો ચિંતાશીલ ગંભીર ભાવ જોયો હતો. તેથી તેના મનની પકી ખાત્રી થઇ ગઇ હતી, કે આ જગત્માં થોડા કાળ માટે જ પોતાનું જીવન છે. જનાનખાનામાં સંશય અને મૃત્યુ બરાબર માનવામાં આવતું હતું. તેમાં બિલકુલ ફેરફાર થતો નહિ. નૂરજહાનના મનમાં જેના ઉપર સહજ પણ શંકા ઉપજતી, તેના પ્રાણની રક્ષા કોઇ પણ કરી શકતું નહિ. તેના કેવા હાલ થતા તેની પૃથ્વીપરના એક પણ માણસને ખબર પડતી નહિ. અર્થાત્ વિહારીચરણ નૂરજહાનના આ સ્વભાવથી માહિતગાર હતો; તેથી તેણે વિચાર કર્યો કે, દયામણીને આજને આજ કોઇ સુરક્ષિત સ્થળે પહોંચાડવામાં નહિ આવે તો તે જીવતી રહી શકે એ શંકાયુક્ત છે. તે વૃદ્ધ છે એમ માની તેના તરફ કોઇ દયા લાવશે નહિ. જે ઠેકાણે માબાપ, પિતા—પુત્ર, ભાઇ—બ્હેનનું સગપણ નહિ સમજતાં સ્વાર્થને લીધે સહજમાં વિષ આપવામાં આવે, તે સ્થળે બિચારી દયામણીનું જીવન તૃણવત્ માનવામાં આવે તો તેમાં કાંઇ નવાઇ પામવા જેવું નહોતું !

વિહારીચરણ આવી રીતે મનમાં વિચાર કરતો કરતો પાન-

વાળીની દુકાન સ્હામે ઉભો રહ્યો હતો. ત્યારે શું પાનવાળીને પોતાના ભાવિ સંકટની ખબર નહિ હોય ? નૂરજહાનને ખબર પડે કે, જુલેખાંનો બધો ગુપ્ત વ્યવહાર પાનવાળી સાથે ચાલ્યા કરતો હતો—તેણે જ દયામણીને નસાડવામાં મદદ કરી છે, તો શું તે તેને જીવતી રહેવા દે એમ હતી કે ? નહિ જ. ગંગીયાને તેની બિલ્કુલ ખબર નહોતી. તે તો પોતાના ગ્રાહકો સાથે હાસ્યવિનોદ કરવામાં તલ્લીન બની ગઇ હતી. જુલેખાંની સ્થિતિ કેવી થઇ હશે, તેની તેને ખબર નહોતી અને ખબર પડે તેમ પણ નહોતું. જુલેખાંએ ગઇ કાલે જનાનખાનામાં આત્મહત્યા કરી હતી; પરંતુ તેનો સહજ પણ સ્ફોટ થવા પામ્યો નહોતો. તેના નસીબમાં શું શું લખ્યું હતું તેની કોઇને માહિતી નહોતી. જનાનખાનામાં કોઇ પણ માણસ મરતું નહિ—ગૂમ થઇ જતું—ક્યાં ગૂમ થતું અને ક્યાં નહિ, તેની કોઇને ખબર પડતી નહિ.

વિહારીચરણ દુકાન સ્હામે ઉભો રહી હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. ગ્રાહકો પર ગ્રાહકો ચાલ્યા આવતા હતા. ગંગીયાને તેના તરફ જોવાની પણ ફુરસદ નહોતી.

પણ એકાએક ગંગીયાએ વિહારીચરણ તરફ જોયું અને કહ્યું:—સિંહ સાહેબ ! મેહેરબાની કરી પાનની બીજી પણ ટોપલીઓ મોકલાવજો. આપનાં પાનથી ગ્રાહકો ઘણા જ ખુશી થાય છે. જનાબે આલી, આ અમારા પાનના દલાલ છે !' એવું એક વાક્ય તેણે એક ગ્રાહકને ઉદ્દેશીને ઉચ્ચાર્યું.

ગ્રાહકે કહ્યું:—" હશે, એમ જણાય છે ખરૂં." એક બે જણ તો તેનો રાજપૂત વેષ જોઇ તેના તરફ એકાગ્રદષ્ટિથી જોતા જ ઉભા રહ્યા. એક ઇશ્કમિજાજી ખાનસાહેબ બોલી ઉઠયા:—" મારવાડના

લોકો સ્વપ્નમાં પણ કામ ધંધો ભૂલતા નથી ! સિંહ સાહેબ યુદ્ધમાં ઉતરે છે અને પાનની દલાલી પણ કરે છે ! !"

આવી ઠઠ્ઠા મશ્કરી કરતા કરતા દરેક જણ હસવા લાગ્યા. ગંગીયા પણ તેઓ સાથે હસતી હસતી બોલીઃ—"ખાનસાહેબ ! અમે તો વ્યવસાયી માણસ પડયાં ! તમારી માફક અત્તરો લગાડી છેલછબીલા થઈ ફરવાનો વખત અમને ક્યાંથી મળે ? જુઓ તો ખરા કે, હું આટલી બધી રૂપવાન્ છું તો પણ મ્હારે પાન વેચવાનો ધંધો કરવો પડે છે ને ?"

પુનઃ બધા એકદમ મ્હોટેથી હસી પડ્યા. કારણ કે, ગંગીયાની દુકાન ઉપર સઘળા લોકો હાસ્ય-વિનોદ કરી આનંદ ઉડાવવાને જ આવતા હતા. વિહારીચરણે મૃદુસ્વરે કહ્યું:—" ગંગીયાબીબી ! તમે તો અહીંથી ખુશીથી પાનનો ધંધો કરો છો. પણ અમારા પાનવાળા મુખ્ય શેઠ ગઈ કાલે જ મરી ગયા ?"

ગંગીયાનો ચ્હેરો અત્યંત વિસ્મયતાથી તથા દુઃખથી નિસ્તેજ બની ગયો. વ્યાકુળતાપૂર્ણ દૃષ્ટિથી તે વિહારીચરણના ચ્હેરા તરફ જોતી ચિંતાતુર સ્વરે બોલીઃ—" વિહારીચરણ ! તમે શું કહ્યું ?"

વિહારીચરણ શોકસૂચક સ્વરે બોલ્યોઃ—" પાનવાળા શેઠ મરી ગયા છે—બિચારા ગઈ કાલેજ મરી ગયા !"

વિહારીચરણે કહેલી આ ભયભીત હકીકતનો ભાવાર્થ ગંગીયા સમજી શકી નહિ. આશ્ચર્યજનક મુદ્રાથી તે તેના મ્હોં તરફ જોવા લાગી. તેની સ્થિતિ જોઈ ગ્રાહકો પણ અજાયબી પામ્યા અને એક બીજાના મ્હોં તરફ જોવા લાગ્યા. ગંગીયા આ સ્થિતિ સમજી ગઈ. તરતજ તે આત્મસંવરણ કરી બોલીઃ—" હાય ! મ્હને ફસાવી ગયો—તેને ધંધો કરવા માટે મ્હેં એક મ્હોટી રકમ ઉછીની આપી હતી !"

ખાનસાહેબે કહ્યું:—"ગંગીયાબીબી! તમારે ત્યાં પૈસાની ક્યાં ખોટ છે? તમે શા માટે આટલા બધાં દિલગીર થાઓ છો? તમે તેને કેટલા રૂપિયા આપ્યા હતા? તમારા ચ્હેરાપરથી તો મ્હને જણાય છે કે, તમારી એકાદ બુઠ્ઠી મા અથવા ન્હાની છોકરી મરી ગઇ હોવી જોઇએ. તમે તો પૈસાનાં ગુલામ—અને તેટલા માટે જ તમે આવા—"

ખાનસાહેબનાં આ વચનોથી પુનઃ સર્વ હસવા લાગ્યા; પણ ગંગીયાના ચ્હેરાપર પ્રકૃત હાસ્યની છટા જણાઇ નહિ. તે વિષાદપૂર્ણ હાસ્ય કરતાં બોલી:—"ખાનસાહેબ! લોહીનું પાણી કરી પ્રાપ્ત કરેલા પૈસાનું મૂલ્ય કેટલું હોય છે, તેની ખબર તમારા જેવા બાપકમાઇ ખાવાવાળાઓને ક્યાંથી હોય! માફ કરજો સાહેબ! મ્હારે તેનો હિસાબ કરી જોવો જોઇએ, કારણ કે મ્હારા કેટલા રૂપિયા જાય છે, તેની મ્હને ખબર પડે. આવો, સિંહ સાહેબ—અંદર આવો."

આમ કહી ગંગીયા ત્યાંથી ઉઠી અને બન્ને જણાં દુકાનની પાછળના ભાગમાં આવેલી એક ન્હાની ઓરડીમાં ગયાં. બહાર પાન વેચવા તેણે નોકરોને બેસાડયા. કારણ કે, તે વખતે ગ્રાહકોની ઘણી ગિર્દી હતી.

વિહારીચરણ અંદર ગયો કે તરતજ તેણે દરવાજો બંધ કરી દીધો. પછી બન્ને જણાં કેટલાક વખત સૂધી ગુપચુપ મૃદુસ્વરે વાતો કરવા લાગ્યાં. તેમાંનો એક અક્ષર પણ કોઇએ સાંભળ્યો નહિ. લગભગ દ્હોડ કલાક સૂધી ગુપ્ત વાતચિત કર્યા પછી વિહારીચરણ દુકાનમાંથી બહાર નીકળ્યો અને એકદમ અદશ્ય થઇ ગયો. ચૉકમાં તે વખતે ગિર્દી ઘણી હોવાથી કયો માણસ કયી બાજૂએ ચાલ્યો ગયો છે, એ જાણવું અશક્ય હતું.

કેટલાક વખત પછી ગંગીયા પણ દુકાનમાંથી બહાર નીકળી. પૈસાની કોથળી હાથમાં લેતાં નોકરોને ઉદ્દેશીને તે કહેવા લાગીઃ— "મ્હારી તબીયત આજે બરાબર નથી; તેથી હું ઘેર જાઉં છું. તમે પણ હમ્મેશાંના નિયમાનુસાર વખત થયે દુકાન બંધ કરી ઘેર આવજો."

ગંગીયા દુકાનમાંથી બહાર નીકળી અને સાંમે ઉભેલી એક ભાડાની ગાડીમાં જઇને બેઠી. ઘોડો ચપળ અને પાણીદાર હતો. ગાડીવાને ચાબૂકનો ચમત્કાર બતાવ્યો એટલે ઘોડો પવન વેગે ચાલવા લાગ્યો. એક ક્ષણ માત્રમાં ગાડી ચૌકમાંથી અદૃશ્ય થઇ ગઇ.

ત્યાર પછી ગંગીયાનું શું થયું, તેની કોઇને ખબર પડી નહિ. તેના નોકરો દુકાન બંધ કરી ઘેર ગયા; પરન્તુ ગંગીયા તેમના જોવામા આવી નહિ. તેમણે તેની ઘણી શોધ કરી જોઇ, પણ ક્યાંય તેનો પત્તો લાગ્યો નહિ. તે દિવસથી તેના ગાડીવાન પણ કોઇના જોવામાં આવ્યો નહિ!



# ખંડ ૩ જો.

## દિલ્હીનું સિંહાસન.

## પ્રકરણ ૧ લું.

### ભયંકર બનાવો.

આગ્રામાં જ્યાં ત્યાં અશાન્તિ—કોલાહલ મચી રહ્યો હતો. લોકો એક બીજાના વ્યવહારમાં પણ સાશંક દૃષ્ટિથી જોતા હતાં. આગ્રાથી દિલ્હી સુધીના લોકોને ભયંકર ચિંતાને લીધે સુખથી નિદ્રા પણ આવતી નહોતી. વેપાર—ધંધો પણ બરાબર ચાલતો નહિ. કેટલાક વેપારીઓએ તો દુકાનો બંધ જ કરી દીધી હતી. લોકો અરસપરસમાં વાર્તાલાપ કરતાં બહુ જ સાવધાનતાથી બોલતા હતા. પોતાની વાત બીજો ન જાણી જાય, તે માટે ઘણી જ ખબરદારી રાખતા હતા. જાણે કે, એક મહા ભયંકર કાળમેઘ ત્વરિત ગતિથી સર્વત્ર ફેલાઈ જતો હોય એમ જણાતું હતું !

કેટલાક મહિના થયાં આ પ્રદેશમાં આવી સ્થિતિ ચાલૂ થઇ હતી. દિલ્હીમાં થતાં ભયાનક ખૂનો—ફત્તેહપૂર સિક્રીમાં થતી પિશાચોની રહસ્યમય માયા—શાહજાદા ખુશરૂનું ગ્વાલિયરના કિલ્લામાંથી પલાયન કરી જવું અને મહા ભીષણ યુદ્ધની તૈયારી—એ બધી વાતો સેંકડો લોકોના મુખેથી આખા પ્રદેશમાં પ્રસરવાને લીધે લોકો ગભરાઇ ગયા હતા. ક્યાં જવાથી જીવનને શાન્તિ મળશે તેનો તેઓ નિશ્ચય કરી શકતા નહિ.

વળી તેઓએ સાંભળ્યું હતું કે, ફત્તેહપૂર સિક્રીમાં ભૂત–પિશાચોની ચેષ્ટાઓ એટલી બધી વધી પડી હતી, કે ત્યાં મહાન્ સાહસી–હિમ્મતવાન્ રાજપૂત યોદ્ધાઓ પણ રહી શકતા નહિ. વીર અજીતસિંહ પણ ત્યાંથી નાસી ગયો હતો, અને તેણે આગ્રામાં નહિ આવતાં જંગલમાં જ છાવણી નાખી હતી. એ ખબર સાંભળતાં તો લોકોના ભયનો પાર રહ્યો નહિ.

ત્યાર પછી બાદશાહે જોધપુરના અનિરૂદ્ધસિંહને પોતાનું રાજપૂત સૈન્ય લઇ ફત્તેહપૂર સિક્રીમાં જવાનો હુકમ કર્યો. આ પણ પરાક્રમી મારવાડી વીર હતો. ત્યાંની ભયાનક બાતમીઓ સાંભળી તે પણ શહેરમાં દાખલ થવાની હિમ્મત કરી શક્યો નહિ. તે પોતાનું સૈન્ય લઇ ત્યાંથી બહાર તો નીકળ્યો. પણ કેટલેક દૂર જઇ ત્યાંજ તેણે પોતાની છાવણી નાખી. આ ખબર મળતાંજ જહાંગીરને જો કે વધારે ક્રોધ ચઢ્યો નહિ, તો પણ નૂરજહાનની સ્થિતિ તેવી નહોતી. ગુસ્સાથી તે બેફામ બની ગઇ. તેણે મુખ્ય મુખ્ય મુસલમાન સેનાપતિઓને બોલાવ્યા અને ફત્તેહપૂર સિક્રીમાં જવાની આજ્ઞા કરી એટલું જ નહિ પણ શહેરની અંદર જઇ છાવણી નાખવાનો તેમને હુકમ કર્યો; પરન્તુ તેઓ તો બે હાથ બન્ને કાન પર દઇ બોલ્યાઃ—"તોબા–તૌબા–બેગમસાહેબા! આપ આ શું કહો છો? જહાંએ તો અમને તમે ગમે તેવી ખૂનખાર લડાઇમાં મોકલો. અમે મરતાં સુધી આપના માટે લડીશું–પણ પ્રેત પિશાચો સાથે લડવાનું સામર્થ્ય અમારામાં નથી–અમારી હિમ્મત જ ચાલતી નથી!"

નૂરજહાનના વૃદ્ધ પિતાને મુખ્ય વજીરની પદવી આપવામાં આવી હતી, અને તેના ભાઈ આસફખાનને મુખ્ય અમાત્ય બનાવવામાં આવ્યો હતો. નૂરજહાને પોતાના ભાઇને બોલાવીને કહ્યુંઃ—"ભાઇ! મ્હને

ખાત્રી છે કે, હિન્દુ સ્ત્રીના પુત્રને દિલ્હીના સિંહાસનપર બેસાડવા માટે ફત્તેહ-પૂર સિક્રીમાં કારસ્થાનો ચાલી રહ્યાં છે. તું પોતે ત્હારું સૈન્ય લઇને જા અને તે રાજદ્રોહી માણસોને પકડી આવ. રાજપૂત લોકો ભૂત પિશાચથી બહુ ડરે છે. એ હું પહેલેથીજ જાણું છું. વળી મ્હારી નજરે એવો એક પણ બહાદુર મુસલમાન સરદાર પડતો નથી કે હું તેને ત્યાં મોકલી શકું. માટે મ્હેં ત્હારા ઉપરજ બધી આશા રાખી છે અને મ્હારી ખાત્રી છે કે, તું તે કાર્ય પૂર્ણ યશ સાથે પાર પાડીશ."

આસફખાન નૂરજહાનનો હુકમ સાંભળી નમ્ર સ્વરે બોલ્યો:—"બેગમસાહેબા! માફ કરજો. હું યોદ્ધો નથી—અમાત્ય છું. તેમાંય વળી આપના હુકમથી હું ત્યાં ગયો હોત; પરન્તુ ભૂત–પ્રેતો સાથે દ્વંદ્વ કરવાની શક્તિ મ્હારામાં નથી!"

બાદશાહ જહાંગીર એક તકીઆને અઢેલી ભાઇ–બ્હેનનું આ ભાષણ સાંભળતો હતો. આસફખાનનું બોલવું પૂર્ણ થતાંજ તે મ્હોટેથી હસી પડ્યો. તેનો હાસ્યધ્વનિ સાંભળી નૂરજહાને ભ્રકુટી ચઢાવી ગુસ્સે થઇ કહ્યું:—"જહાંપનાહ! હસાય તેટલું હસો—મ્હારાથી તેમ બની શકે એમ નથી. ખાત્રી રાખજો કે, હું ન હોત તો ક્યારનાય હિન્દુઓ આપને પદભ્રષ્ટ કરી દિલ્હીના સિંહાસનને મોકલી શક્યા હોત!"
જહાંગીરે હસતાં હસતાં કહ્યુ:—"એમ છે? પણ તું આટલી બધી અસ્વસ્થ શા માટે થાય છે? તને સંશય આવતો હોય, તો ચાલ આપણે બન્ને જણાં ફતેહપુર સિક્રીમાં જઇએ! મ્હેં ભૂત ક્યારેય જોયું નથી! દિલ્હીના બાદશાહ થવાની ઇચ્છા પૂર્ણ થઇ; પરન્તુ ભૂત જોવાની ઇચ્છા પૂર્ણ થઇ નથી, તેથી તેવો પણ અનુભવ લઇએ!"

નૂરજહાન અતિ ગંભીર સ્વરે બોલી:—"ત્યાં જવું કે ન જવું, તેનો હું સહજ વિચાર કરતી હતી. આપના દરબારમાં એવો એક પણ વીર પુરુષ નથી, તેથી આપણને પોતાને જ ત્યાં જવું પડશે."

"અરે! પણ તું ત્યાં જઇશ એટલે ભૂત તો શું પણ ભૂતનો બાપ પણ ત્હારા પગમાં આવીને પડશે!"

નૂરજહાન બાદશાહના બોલવાનો ઉત્તર નહિ આપતાં આસફ્ખાન તરફ ફરીને બોલી:–"આસફ્ખાન, આખા સૈન્યને તૈયાર થવાનો હુકમ કરી દે. અમે પોતેજ ફતેહપૂર સીક્રી જવાનાં છીએ."

હજારો પ્રયત્નો કરવામાં આવે તો પણ રાજારજવાડાઓની કોઇ વાત ગુપ્ત રહેતી નથી. તે નિયમાનુસાર નૂરજહાનના નિશ્ચયની દરેક જણને ખબર પડી ગઇ. સર્વેએ સાંભળ્યું કે, ભૂતોનો સંહાર કરવાને માટે ખુદ બાદશાહ અને નૂરજહાન ફતેહપૂર સિક્રી જવાનાં છે! અર્થાત્ બાદશાહનો ત્યાં જવાનો નિશ્ચય જોઇને ભૂત–પ્રેતની વાત આબાલ વૃદ્ધના મ્હોડે ચ્હડી ગઇ. કોઇ કોઇ કહેતા કે, "ભર દિવસે માણસનાં હાડપિંજરો ત્યાં ફરતાં જોવામાં આવે છે!" કોઇ કહેતા કે, "અરે! તેમનાં મ્હોં એટલાં તો ભયંકર છે કે, જોતાં જ જીવ ચાલ્યો જાય છે!" આવી રીતે જેના મનમાં જેમ આવે તેમ ગપ મારતા હતા અને એકબીજાને ભયભીત તથા સાશંક બનાવતા હતા! વળી એવી પણ બાતની પ્રસરી રહી હતી કે, "તે બધાં ભૂતો આગ્રામાં પણ આવવાનાં છે!" આ ભયાનક ખબરે તો કમાલ કરી! ભયભીત દુકાનદારો દુકાનો બંધ કરી દૂર દેશમાં જવા લાગ્યા. પ્રજાવર્ગ પણ ઘરબાર છોડી કયાં જવું એના ગંભીર વિચારમાં પડયો. કારણ કે આ ભયંકર બાતમીઓનો કોઇ પણ સ્પષ્ટ ખુલાસો કરી શકતું નહિ.

આ તો ફતેહપૂર સીક્રીની વાત થઇ. હવે દિલ્લીમાં થતાં ખૂનો તરફ વળીએ. ત્યાં હજી સુધી ખૂન થયા કરતાં હતાં. પહેલાંની માફક દરેક મંગળવારે ઉઘાડા શરીરે એક ખુલ્લો મૃતદેહ દિલ્હીના સિંહદ્વારપર જોવામાં આવતો હતો. વળી એવી પણ ગપ ઉડી હતી કે,

ઉદયપુરના રાણા કર્ણસિંહનો મૃતદેહ પણ એક મંગળવારે જોવામાં આવ્યો હતો ! કોઇ કહેતા કે તે દેહ કર્ણસિંહનો નહિ, પણ શાહજાદા ખુર્રમનો હતો ! વળી અજાયબ જેવું તો એ હતું કે. શાહજાદો ક્યાં ગૂમ થઇ ગયો છે, તે કોઇ પણ કહી શકતું નહિ !

જ્યાં ત્યાં એવી લોકવાયકા પ્રસરી રહી હતી કે, આ ખૂનો પણ ભૂતોની એક જાતની લીલા જ છે ! ભૂતોજ આ હત્યાકાણ્ડ કરે છે. અને થોડા વખતમાંજ દિલ્હીમાં હત્યાકાણ્ડ ચલાવી તેઓ આગ્રા આવશે ! આ ખબર સાંભળતાં જ આબાલ–વૃદ્ધ વનિતા બધાં ત્રાહ ત્રાહ પોકારવા લાગ્યાં. ક્યા સ્થળે જવાથી જીવનરક્ષા થશે એવી ચિંતા કરતાં સર્વ વ્યાકુળ બની ગયાં !

આવી રીતે ભૂતોના ખૂનોની વાર્તાથી લોકો શંકાગ્રસ્ત થઇ ગયા હતા. એટલામાં ભાવી યુદ્ધની ખરી વાત લોકોના સાંભળવામાં આવી. શત્રુનું સૈન્ય કયે વખતે આવી આગ્રાનો નાશ કરી લૂંટી ચલાવશે, તેનો કોઇ નિશ્ચિત ઉત્તર આપી શકતું નહિ. ઉદયપુરના ભીમસિંહ અને બાદશાહનો મુખ્ય સેનાપતિ મહબ્બતખાન શાહજાદા ખુર્રમને ગાદીએ બેસાડવા માટે યુદ્ધની તૈયારી કરી આગ્રા તરફ આવતો હતો અને તેનો પ્રતિકાર કરવા માટે શાહજાદો પરવેઝ સૈન્ય લઇ સ્હામે ગયો હતો. યદાકદાચિત્ દુર્દૈવથી જો પરવેઝનો પરાજય થાય તો ભીમસિંહ અને મહબ્બતખાન આગ્રામાં આવી લૂંટફાટ કરી લોકોનો સંહાર કરશે અને ભૂત જઇને શયતાન આવ્યા એવી સ્થિતિ થઇ જશે; અર્થાત્ આવી રીતે લોકોનાં મન ક્ષુબ્ધ બની ગયાં હતાં.

આટલેથીજ કાંઇ અટકયું નહિ. બીજા પણ આશ્ચર્યજનક બનાવો બનતા હતા. ગંગીયાને આગ્રામાં નહિ ઓળખે એવું એક પણ માણસ

નહોતો. એકાએક તે અદૃશ્ય થઇ ગઈ હતી. ગાડીમાં બેસી તે પોતાના ઘેર જતી હતી; પરંતુ ઘેર નહિ પહોંચતાં રસ્તામાંજ તે કોઇ સ્થળે ગૂમ થઇ ગઇ હતી. તે જીવતી છે કે મરી ગઇ છે, તેને કોઇએ સંતાડી રાખી છે કે તેનું ખૂન કરી તેને સ્વર્ગનો રસ્તો દેખાડ્યો છે તે વિષે લોકોને કાંઇ ખબર પડી નહિ. ન્હાનેથી મ્હોટા સુધી–દરેક જણ તેને ઓળખતું હોવાથી–તેનો પત્તો નહિ મળવાને લીધે–લોકો વિચળિત, ભયભીત અને શંકિત થાય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નહોતું. આજે લગભગ બે અઠવાડીઆં થયાં તે ગૂમ થઇ ગઇ હતી. તેના વિષે કોઇ કોઇને ખુલાસો કરી શકતું નહિ.

ત્યારે શું જુલેખાંને કોઇ ઓળખતુંજ નહિ? નહિ. નૂરજહાન જેટલી પ્રખ્યાત હતી, તેટલીજ જુલેખાં પણ પ્રત્યેકના મુખપર રમી રહી હતી. કારણ કે તે બીજી નૂરજહાન હતી અર્થાત્ તે એકાએક ગૂમ થઇ જાય, એ હકીકત પણ ગુપ્ત રહી શકે તેમ નહોતી. લોકોના મ્હોડે તે પણ એક ચર્ચાનો વિષય થઇ પડી હતી. સુખ સમૃદ્ધિ અને અતુલ સત્તા છોડી જુલેખાં નાશી જાય. એ વાત લોકોએ માની નહિ. કેટલાક દિવસ સુધી સર્વ જન એ વાત માટે સાશંક રહ્યાં; પરંતુ અંતે તેઓએ નક્કી કર્યું કે, જુલેખાંને જનાનખાનામાંજ મારી નાંખેલી હોવી જોઇએ. ત્યારે નૂરજહાનની આ પ્રિય સહચરીનું ખૂન કરવાની કોની છાતી ચાલી હશે એ વિષે તો લોકોના મનમાં સંશયજ રહ્યો. જ્યાં ત્યાં મહા ભયંકર ભેદ ભરમો ચાલતા હોવાથી લોકો કોઇ જાતનું સ્પષ્ટ અનુમાન કરી શકતાં નહિ. દરેક બનાવનું રહસ્ય ગુપ્તજ રહેતું હતું, તેથી લોકોનાં મન વધારે ક્ષુબ્ધ અને અસ્વસ્થ બનતાં ગયાં. આખરે તેઓએ એમજ માન્યું કે, મહા ભયંકર રાક્ષસ પોતાનું કાળ મુખ ફાડી જનસમાજનો ગ્રાસ કરવા સર્વત્ર પદસંચાર કરી રહ્યો છે!

સારાંશ એટલો જ છે કે, લોકો ગભરાઇ ગયેલા હોવાથી દિવસ અસ્ત થયા પછી ઘર બહાર નીકળવાની કોઇની છાતી ચાલતી નહિ! રાત પડે ન પડે એટલામાં તો દુકાનદારો પોતાની દુકાનો બંધ કરી પોતપોતાને ઘેર જઇ હરીનું નામ જપતા બેસી રહેતા હતા. ક્યા વખતે શું બનશે તે કોઇ કહી શકતું નહિ.

## પ્રકરણ ૨ જું.

### નુરજહાનનો સંશય.

ભોંયરામાં આવેલા સુસજ્જિત મહેલમાં સુવર્ણના આસનપર ભુવનમોહિની નૂરજહાન અર્ધજાગ્રત–અર્ધનિદ્રિત સ્થિતિમાં કોઇના આવવાની રાહ જોતી પડી હતી. થોડા વખતમાં જ મશરૂર ત્યાં આવ્યો અને સલામ કરી તેની સ્હામે ઉભો રહ્યો.

નૂરજહાન ઉઠીને બેઠી થઇ અને ગંભીર સ્વરે બોલી:—“મ્હારા હુકમ મુજબ બધી વ્યવસ્થા કરી હતી ને?”

મશરૂર નમ્રતાથી સંમાનપૂર્વક નમીને બોલ્યો:—“બેગમસાહેબા! આપના ફરમાન મુજબ કામ કરવામાં ગુલામે કોઇ દિવસ ભૂલ કરી છે કે તે આજે કરે?”

“મ્હને સંશય આવે છે કે, જુલેખાં મરી નથી ગઇ!”

મશરૂર આશ્ચર્યચકિત બની જઇ બોલ્યો:—“શું તે મરી નથી ગઇ? તદ્દન અસંભવિત વાત!”

“કેમ?”

"તેનું પ્રેત લગભગ દસ–બાર કલાક સુધી અહીં પડી રહ્યું હતું. જે વખતે રાત્રે તેને અહીંથી લઇ જવામાં આવી ત્યારે મ્હેં હાથ લગાડીને જોયું હતું તો તેનું શરીર તદ્દન શીતળ બની ગયું હતું. તેવીજ સ્થિતિમાં મ્હારા માણસો તેને ખાંધ પર ઉંચકી લઇ રાતોરાત લઇ ગયા હતા. બેગમસાહેબા ! આપ કહો છો તે વાત તો મ્હને અસંભવિત જણાય છે. જુલેખાં જીવતી હોય, એ હું માની શકતો નથી."

"હીન્દુ રીવાજ પ્રમાણે જ તેને બાળી હતી કે ?"

"હા. મ્હારા બન્ને નોકરો ચાલતા ચાલતા લગભગ પ્રભાતકાળે એક સ્મશાનમાં જઇ પહોંચ્યા તે વખતે ત્યાં એક મુડદું પડેલું હતું. તરતજ તેમણે મુડદાંની અદલ બદલ કરી લીધી–જુલેખાંનું મુડદું ત્યાં મૂક્યું અને ત્યાં પડેલું મુડદું ઉંચકી નદીમાં ફેંકી દીધું."

"પણ તેને તેમણે બાળી નાખી છે, એમ તું શા પરથી કહે છે ?"

"બેગમસાહેબા, તેઓ કહે છે કે, સ્મશાનથી થોડે દૂર આવેલી એક ઝુંપડીમાં તેઓ સંતાઇ રહ્યા હતા અને ત્યાંથી તેઓએ જોયું કે, મુડદાને ચિતાપર મૂકી અગ્નિ–સંયોગ કરવામાં આવ્યો હતો. મુડદાની અદલા બદલીની તેઓને ખબર જ પડી નહોતી."

નૂરજહાન ભ્રકુટી વક્ર કરી બોલીઃ—"તું ખરેખર ગધેડો જ છે ! ખુદાએ શા માટે તને મનુષ્યદેહ આપ્યો છે તેની સમજ પડતી નથી ! ઉલટો ત્હેં તો મ્હારી ચિંતામાં વધારો કર્યો છે. જુલેખાંના મૃતદેહને પોતાનો જ સમજી તેઓ શા માટે અગ્નિદાહ દે ? તેઓ લાવ્યા હતા તે મૃતદેહ પુરુષનો નહોતો એમ કોણ કહી શકે એમ છે ? શા માટે તેઓ પુરુષને બદલે સ્ત્રીને બાળી નાખે ?"

મશરૂર અવાક્ થઇ ગયો. તેનો કશો અપરાધ નહોતો. તેના બન્ને જલ્લાદોએ તેને જે પ્રમાણે હકીકત કહી હતી તે પ્રમાણે જ તેણે નૂરજહાનને કહ્યું; પરંતુ હવે તે સમજી શકયો કે, ખરેખર તેણે ઘણી મૂર્ખતા કરી છે. નૂરજહાનની આંખમાં ધૂળ નાખવાનું સામર્થ્ય કોઇનામાં નથી, એ તે બરાબર સમજી શકયો અને બન્ને હાથથી માથું ખંજવાળવા લાગ્યો.

નૂરજહાન બોલીઃ—"તું ખોટું કહે છે! તેઓએ પ્રેતને કયા સ્થળે લઇ જઇને નાખ્યું?"

"બેગમસાહેબા—"

"ચુપ—એક પણ શબ્દ બોલીશ નહિ. ત્હારા જેવાને તો ગધેડાપર બેસાડી ગામમાં ફેરવવો જોઇએ. શા માટે ત્હેં જુલેખાંની દાસીને પોતાનો સામાન લઇ જનાનખાનામાંથી બહાર જવા દીધી?"

"બેગમસાહેબા! ખુદ જુલેખાં પોતે તેને કિલ્લાનો બહાર મૂકી આવી હતી અને આપનો હુકમ હોવાથી તેની સ્હામે બોલવાની અમારી કોઇની હિમ્મત ચાલતી નહોતી."

"તેણે પોતાનો સામાન તથા કાગળ પત્રો વગેરે સાથેજ રવાના કરી દીધા હશે, નહિ?"

"હા, મ્હેં પણ એમ સાંભળ્યું છે!"

"ચુપ—તેને જો પ્રથમથીજ પોતાની ભવિષ્યની સ્થિતિની ખબર ન પડી ગઇ હોત તે શા માટે આવી ઉતાવળ કરત?"

"બેગમસાહેબા—"

"હું ધારું છું કે, તેને પ્રથમથીજ ખબર પડી ગયેલી હોવી જોઈએ કે, પોતાનું પોકળ ફૂટી ગયું હોવાથી પોતાને પ્રાણદંડની શિક્ષા થશે. એ તે કેમ જાણી શકી એ એક અજાયબી જેવું છે!"

ગરીબ બિચારો મશરૂર! આવા કાવાદાવાથી ભરેલા પ્રશ્નોનો તે કેવી રીતે ઉત્તર આપી શકે? તે બે હાથ જોડી ચુપચુપ નૂરજહાનના ચ્હેરા તરફ જોતો ઉભો રહ્યો.

નૂરજહાન પુનઃ બોલવા લાગીઃ—"એ દાસી ક્યા સ્થળે ચાલી ગઇ છે તેની ત્હેં તપાસ કરી છે?"

"હા, અહાંથી તે ગંગીયા પાનવાળીને ત્યાં ગઇ હતી."

"પછી?"

"ત્યાર પછી તે અને ગંગીયા—બન્ને જણીઓ કયાંય ગૂમ થઇ ગઇ છે."

"તું જાણે છે કે, તે દાસી, ગંગીયા અને જુલેખાં ત્રણે ક્યા દેશની છે?"

"બેગમસાહેબા—"

"ખરેખર, તું ગધેડોજ છે! ત્હારા જેવાને જનાનખાનાના મુખ્ય પહેરેગીર તરીકે નિયુક્ત કરવામાં આવ્યો છે એ પણ ગંભીર ભૂલ થયેલી છે. તું તદ્દન નિમકહરામ—"

મશરૂરના શરીરના લોહીનું પાણી થઇ ગયું. તેનું સર્વાંગ કંપવા લાગ્યું. પસીનાથી તેનું શરીર ભીંજાઇ ગયું. આટલા દિવસમાં આજેજ તેના હાથથી આવી ગંભીર ભૂલ થઇ હતી. તે ઉભો ઉભો સુકાઈ જવા લાગ્યો. તેનાથી એક પણ શબ્દ બોલી શકાયો નહિ. તેનો શ્વાસોચ્છ્વાસ પણ મંદ પડવા લાગ્યો. આખરે થર થર ધ્રુજતો સહજ હિમ્મત લાવી બે હાથ જોડી દીનવાણીથી બોલ્યોઃ-" બેગમસાહેબા! ગુલામનો અપરાધ—"

નૂરજહાન બોલીઃ—"જુલેખાં જો મરી ગઇ હોત તો તેની

દાસી અને ગંગીયા અહીંથી પલાયન કરી જાત નહિ. વારુ, પણ પાન-વાળીપર કોઇ સંશય ધરાવતું નહોતું; છતાં તે શા માટે ચાલી ગઇ ? "

મશરૂર હાથ જોડી બોલ્યો:–" બેગમસાહેબા ! જુલેખાં મરીને કંડી ગાર—"

નૂરજહાન તેને આગળ બોલતો અટકાવી ગુસ્સાથી બોલી ઉઠી:– " તે પણ શંકા પડતુંજ છે. "

મશરૂર તેના બોલવાનો સ્પષ્ટ અર્થ સમજ્યો નહિ. તે વિસ્મિત ભાવથી તેના મ્હોં તરફ જોવા લાગ્યો. નૂરજહાન પુનઃ કહેવા લાગી:– " ગુપ્ત રીતે દરેક બાબતની તપાસ કરવાનો મ્હેં નિશ્ચય કર્યો છે."

મશરૂર ઉત્સાહપૂર્વક બોલી ઉઠ્યો:–" બેગમસાહેબાનો હુકમ હોય તો ગુલામ—"

નૂરજહાન ગુસ્સાથી બોલી ઉઠી:–" અરે હા, ત્હારામાં કેટલી અક્કલ છે, તે તો મ્હેં જાણી લીધી છે. ખુદાનો આભાર માન કે, મ્હેં ત્હારો શિરચ્છેદ કરવાનો હુકમ આપ્યો નહિ. "

મશરૂર સ્વગત બોલવા લાગ્યો:–' મ્હને લાગે છે કે, હજી મ્હારી પાસે કેટલુંક ગુપ્ત કામ કરાવી લેવાની આની ઇચ્છા છે. જે દિવસે મ્હારી ગરજ નહિ હોય તે દિવસે મ્હને ખુદાના દરબારમાં પહોંચાડી દેવામાં તે બિલકુલ ડરશે નહિ ! માટે બચ્ચા મશરૂર ! ત્હારે પણ તેવો વખત આવે તે પહેલાંજ જીવનરક્ષણની વ્યવસ્થા કરી રાખવી જોઇએ. " ત્યાર પછી તે સ્પષ્ટતાથી બોલ્યો:–" બેગમસાહેબા, ગુલામને જીવતો રાખવો યા મારી નાખવો એ આપનાજ હાથમાં છે. આપ આપની ઇચ્છામાં આવે તેમ કરી શકો એમ છો. "

નૂરજહાને તેના બોલવા તરફ ધ્યાન નહિ આપતાં કહ્યું:– " ત્હારી પાસે એકાદ હોંશિયાર અને ચતુર માણસ છે ? "

મશરૂર વિચાર કરી નમ્ર સ્વરે બોલ્યો:—"આપનો હુકમ હોય, તો આ ક્ષણેજ માણસ હાજર કરું ?"

નૂરજહાન કઠોર સ્વરે બોલી:—"પરંતુ ત્હારા જેવો ગધેડો નહિ જોઇએ !"

"ના ના ઘણો ચતુર માણસ હાજર કરું."

"ત્યારે ત્હારાં વચનો પર બરાબર વિશ્વાસ રાખું ?"

"હા."

"જો, મ્હારા મનમાં આજે જે વાત માટે સંદેહ ઉત્પન્ન થયો છે તે વિષેની બરાબર માહિતી મેળવી આપે એવો એક જાસૂસ જોઇએ."

"તેવો એક જાસૂસ મ્હારી પાસે છે. તેના જેવો જાસૂસ આખી દુનિયામાં ક્યાંય પણ નહિ મળે !"

"તેવો કોણ છે ? મ્હને તો તેની બિલકુલ ખબર નથી !"

"આ જગતમાં એવું શું છે કે જેની આપને ખબર ન હોય ?"

"એટલે ! તું કહેતો ખરો કે તે કોણ છે ?"

"ગૌહરજાન !"

"અહા ! હવે મ્હારા ધ્યાનમાં આવ્યું. તે બરાબર લાયક છે."

"બેગમસાહેબાનાં ગમે તેવાં રાજકાર્યોમાં–"

"જા, હવે ત્હારું વધારે બોલવું મ્હારે સાંભળવું નથી. હમણાંને હમણાં તેને અહીં મોકલી દે."

મશરૂર છૂટયો ! નૂરજહાનના હાથમાંથી છૂટવું એ પુનર્જન્મ મેળવવા બરાબર જ હતું ! તે મનમાં બહુ ડરી ગયો હતો; પણ હવે

તેનો ચ્હેરો કિંચિત્ આનંદિત થયો. જમીનને ચુંબન કરતો જનાનખાનામાંથી તે બહાર નીકળ્યો.

નૂરજહાન ઉઠીને ચિંતાગ્રસ્ત ચિત્તે એટલામાં ફરવા લાગી. જનાનખાનામાં આવ્યા પછી નૂરજહાન મોગલ સામ્રાજ્યની અધિષ્ઠાત્રી બની ગઇ હતી! તેની વિરુદ્ધ એક પણ વાત બોલવાની કોઇની હિમ્મત ચાલતી નહિ. ખુદ બાદશાહ તેનો ગુલામ બની ગયો હતો. પહેલાં એક બે વીર પુરુષોએ તેના વિરુદ્ધ ખટપટ કરવા માંડી હતી; પરન્તુ થોડા વખતમાં જ તેઓ તેના ક્રોધાગ્નિમાં ભસ્મિભૂત થઇ ગયા હતા અર્થાત્ પ્રબળતાથી તે મોગલ સામ્રાજ્યનાં રાજકીય સૂત્રો ચલાવતી હતી. પોતાની વિરુદ્ધ વર્ત્તવાની કોઇની પણ છાતી નહિ ચાલે એવી તેના મનની પક્કી ખાત્રી હતી; પરંતુ એકાએક તેનો આત્મવિશ્વાસ નષ્ટ થઇ ગયો. પોતાના વિરુદ્ધ એક જાતનું ભયંકર કારસ્થાન રચાય છે, એમ તેને જણાઇ આવ્યું; પરન્તુ કયો શત્રુ પોતાની સામે ખેલ ખેલી રહ્યો છે, તે વિષે તે તદ્દન અજ્ઞાત હતી. તેના સણસારો પણ જાણી શકી નહોતી. માત્ર સંશય–સંશયથી તેનું મન ઘેરાઇ ગયું હતું. સંસારની પ્રત્યેક વસ્તુ માટે તે શંકાશીલ બની ગઇ હતી. એટલુંજ નહિ પણ ખુદ બાદશાહ જહાંગીર માટે પણ તેના મનમાં સંશય ઉત્પન્ન થયો હતો! નૂરજહાનનું–તેના સ્વર્ગીય દેવતાનું વર્ચસ્વ નષ્ટ થાય તેવી ખટપટ જહાંગીર–તેના પતિ–કરતો હશે કે શું? એવો વિચાર તેના મનમાં ઉત્પન્ન થયો?

નૂરજહાન કોઇનો પૂરેપૂરો વિશ્વાસ કરતી નહિ. તેણે પોતાના બાપને ખટપટ કરી મુખ્ય પ્રધાન બનાવ્યો હતો અને ભાઇને મહત્વની જોખમ ભરેલી અમાત્યની પદવી અપાવી હતી; છતાં તે બન્ને

પર પણ તે સંપૂર્ણ વિશ્વાસ ધરાવતી નહોતી. તેના અસંખ્ય ગુપ્ત જાસૂસો હતા અને તેઓ પર પણ ગુપ્ત નજર રાખવા માટે તેણે બીજા જાસૂસો રોકયા હતા. તોપણ હજી સૂધી તેને કાને કોઇ વાતનો ખરો ખુલાસો આવ્યો નહોતો. "મોગલ રાજ્યમાં હું જે કરીશ તેજ પૂર્ણ દિશા. મ્હારી સ્હામે થવાનું કોઇનામાં સામર્થ્ય નથી." એમ તે સમજતી હતી. હવે તેનો એ ભ્રમ દૂર થઇ ગયો. તે સમજવા લાગી કે મોગલ સામ્રાજ્યને ઉથલાવી નાખવા માટે કૃષ્ણકારસ્થાનો ચાલી રહ્યાં છે અને તેમાં પણ મુખ્યત્વે કરીને પોતાના વિરુદ્ધ જ વધારે હિલચાલ થાય છે. તોપણ આ કારસ્થાનમાં મુખ્ય હાથ કોનો છે અને તેનો શો ઉદ્દેશ છે, તે વિષે સ્પષ્ટ રીતે કાંઇ સમજી શકતી નહોતી. તે માત્ર એટલું જ સમજી શકી કે, એકાદ મહા ભયંકર દુર્ભેદ્ય રહસ્યથી તે ઘેરાઇ ગઈ છે.

નૂરજહાન નિષ્કાળજીથી શાંત પડી રહે તેવી સ્ત્રી નહોતી. પોતાના શત્રુઓને નિર્મૂળ કર્યાં સિવાય તેને એક દિવસ પણ શાંતિથી ઉંઘ આવતી નહિ. તેના મત્સરાગ્નિએ તેની પ્રિયપાત્ર સખી જુલેખાંની આહુતિ લીધી અને હવે બીજા કયા કયા માણસોની આહુતિઓ આ ભીષણ અગ્નિ લેશે, એ વિષે કશો નિર્ણય નહોતો.

ફત્તેહપુર સિક્રીમાં બનતા ભયંકર બનાવો—શાહજાદા ખુર્રમનું એકાએક નાશી જવું—બાદશાહના સ્વભાવનું પરિવર્તન—જુલેખાંનો વિચિત્ર મૃતદેહ—તેની દાસીનું પલાયન અને ગંગીયાનું ગૂમ થવું—એ બધા એક પછી એક બનેલા રહસ્યમય બનાવોને લીધે નૂરજહાન જેવી બુદ્ધિમતી સ્ત્રી પણ તદ્દન અસ્વસ્થ બની ગઈ. કોઇ કોઇ વખત તેના મનમાં આવતું કે, મુખ્ય મુખ્ય સરદારોએ તેની વિરુદ્ધ એકસંપ કરી તેનું નામનિશાન ઉડાવી દેવા માટે પ્રપંચ કરવા માંડયો છે અને તેથી પોતાનું જીવન સુરક્ષિત નથી. પુનઃ વળી તે વિચાર કરતી કે, "આ તો ખુર્રમને બાદશાહ બનાવવા માટેનું કારસ્થાન ચાલૂ થએલું હોવું

જોઇએ. કદાચિત હું જેને ભારતેશ્વરી બનાવવા ઇચ્છું છું તે પણ મ્હારી યોજનાઓ નષ્ટ કરી નાખવા માટે શત્રુપક્ષમાં કેમ મળી નહિ ગઇ હોય ? મ્હારા મત મુજબ વ્યવસ્થા થાય નહિ તે માટે અંદરને અંદર ગુપ્ત ખટપટો થયા જ કરે છે. વળી એમ પણ બનવું સંભવિત છે કે, હિન્દુઓ મોગલ રાજ્યનો ધ્વંસ કરી હિન્દુ રાજ્યની પુનઃ સ્થાપના કરવા માટે પ્રયત્નો કરતા હોવા જોઇએ અને ખરેખર, જો તેમજ હોય, તો તો પછી આને એક પ્રકારની રાજ્યક્રાંતિ જ કહી શકાય ! જ્યાં ત્યાં—સર્વત્ર રહસ્યમય જાળ પથરાઇ ગઇ છે; આમ છતાં અજાયબ જેવું તો એ છે કે, પોતે દિલ્હીશ્વરી હોવા છતાં પોતાને કપટતન્ત્રની લેશ માત્ર પણ ખબર પડતી નથી ! નૂરજહાન—નૂરજહાન ધિક્કાર છે તને કે તું આવી બાહોશ—કર્તવ્યપરાયણ અને સર્વ સત્તાધારિણી હોવા છતાં કાંઇ પણ કરી શકતી નથી !

આવી રીતે ગંભીર વિચારોમાં નૂરજહાન મગ્ન થઈ ગઈ હતી, એવામાં એક દાસીએ આવી કુરનસ બજાવી. તેની વિચારમાળા એકાએક અટકવાને લીધે દાસી તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી તેણે જોયું તો દાસી નમ્ર સ્વરે બોલીઃ—" બેગમસાહેબા ! શું આપે મ્હને બોલાવી હતી ? "

## પ્રકરણ ૩ જું.

### ગોહરજાન.

વિવિધ પ્રકારના ગંભીર વિચારોમાં મગ્ન થઈ નૂરજહાન આમ તેમ ફરતી હતી. પણ દાસીને જોતાં જ તે પાછી આસનપર જઇને બેઠી. થોડા વખત સુધી આવેલી દાસી તરફ તીક્ષ્ણદૃષ્ટિથી જોયા પછી તે બોલીઃ—" હા, મ્હેં તને બોલાવી હતી ! "

આવનાર દાસીની ઉમ્મર કેટલી હોવી જોઇએ, તે નિશ્ચિંત રીતે કહી શકાય એમ નહોતું. એકાએક જોતાં તે યુવતી દેખાતી હતી; પરંતુ તેના ચ્હેરા તરફ ધ્યાનપૂર્વક જોયા પછી જણાઇ આવતું કે, તે યુવતી નહિ પણ પ્રૌઢા હતી.

તે વિશેષ સુંદર નહોતી, તેમ કુરૂપા પણ નહોતી. તે કયી જાતિની હોવી જોઇએ તેની કલ્પના થઇ શકે તેમ નહોતી કદાચિત્ યવની, ઇરાની કિંવા કાશમીરી લલના પણ હોય! જનાનખાનામાં તે કયાંથી આવી હતી, સંસારમાં તેનું બીજું કોઇ આપ્તજન હતું કે નહિ, તે વિષે કોઇને કશી ખબર નહોતી અને તેણે પોતાની આત્મકથા કોઇને કહી પણ નહોતી. દિલ્હીના ગુલામી બાજારમાંથી મશરૂર તેને વેચાતી લાવ્યો હતો અને જનાનખાનામાં રાખી હતી. તે વાતને ઘણાં વર્ષ થઈ ગયાં હતાં.

તેના ચ્હેરા તરફ એકાએક જોતાં તે બુદ્ધિમતી હોવી જોઇએ એમ કલ્પી શકાતું નહિ. મ્હોં જોતાં જ તે મૂર્ખ હોવી જોઇએ એમ જણાતું; પરન્તુ બારીક નજરે જોતાં-તેના હાવભાવ તરફ ધ્યાન આપતાં, તેનાં બન્ને નેત્રોમાં એક પ્રકારનું અમાનુષિક તેજ જણાઈ આવતું હતું. પોતાનાં પ્રજ્વલિત નેત્રો સંપૂર્ણ રીતે ખુલ્લાં કરીને કયારેય તે કોઇના તરફ જોતી નહિ.

ગૌહરજાન જનાનખાનાની અંદર ગુપ્ત દૂતીની માફક વર્તતી હતી. નૂરજહાન કિંવા અન્ય બેગમોથી તે છેક યઃકશ્ચિત્ દાસીના પર પણ પોતાની ગુપ્ત નજર તેમના પર રાખતી; છતાં કોઇને સહજ સંશય પણ આવવા દેતી નહિ કે, તે તેમના તરફ ગુપ્ત નજરે દેખરેખ રાખે છે—તેમની દરેક હિલચાલ તપાસે છે. તેની જાણ વગર જનાનખાનામાં કાંઈ પણ બનતું નહિ. મશરૂરનો તે જમણો હાથ હતી. તે ન હોત તો મશરૂરનું આધિપત્ય આટલા બધા દિવસ સુધી જનાનખાનામાં

ટકી શક્યું ન હોત—તે ટકાવી શક્યો ન હોત અને તેને અઢળક દ્રવ્ય-પ્રાપ્તિ પણ થઈ ન હોત. જનાનખાનામાં ગુપ્તદૂતીના કામને લાયક ગણીને જ મશરૂરે તેને પસંદ કરી હતી; તે જાણતો હતો કે, ગૌહર-જાનનો હાથ પકડે એવું આ જગતમાં કોઇ હતું જ નહિ !

જનાનખાનામાં રહેતી જૂદી જૂદી જાતની દાસીઓ માફક આ પણ એક દાસી હતી—તે ગુપ્તદૂતી હતી એવી કોઇને ખબર નહોતી અને એવો સંશય પણ કોઈના મનમાં આવ્યો નહોતો; પરંતુ નૂર-જહાનની નજર બહાર તેની વાત નહોતી. તે તેને સંપૂર્ણ રીતે ઓળખતી હતી અને તેને એટલે સુધી ખબર હતી કે, ગૌહરજાન વસ્તુતઃ સ્ત્રી નહિ પણ પુરુષ છે ! નૂરજહાન અને મશરૂર સિવાય આ બાબત કોઈ જાણતું નહિ.

મશરૂર નૂરજહાન તરફ એટલું બધું માન ધરાવતો નહોતો, તો પણ તે અકૃતજ્ઞ નહોતો; કારણ કે, નૂરજહાને તેને એક સામાન્ય વેચાતા લીધેલા ગુલામ તરીકે નહિ ગણતાં જનાનખાનાનું સર્વાધિપત્ય તેને સોંપ્યું હતું. અર્થાત્, તે તેની સાથે અકૃતજ્ઞતાથી કેમ વર્તી શકે ? નૂરજહાનની સેવામાં ચોવાસે કલાક તે ખડો રહેતો હતો અને તેમાંજ તેને સોળેસોળ આના ફાયદો હતો. નૂરજહાનની વિરુદ્ધ વર્ત-વાથી પોતાની બધી ઇચ્છાઓ પૂર્ણ થઇ શકે એમ છે, એવી જો તેની ખાત્રી હોત, તો તે તેમ કરવાને પણ ચૂકત નહિ; પરંતુ તેમ તેનાથી બની શકે એમ નહોતું. તે જાણતો હતો કે, મોગલ દરબા-રમાં નૂરજહાનનો પ્રતિસ્પર્ધી ઉત્પન્ન થાય એ અસંભવિત જ હતું. તેથી નૂરજહાન જ્યાં સુધી જીવતી હોય ત્યાં સુધી પોતાનો વાળ વાંકો કરવાની શક્તિ કોઇનામાં નથી એમ તે ધારતો હતો. તેના મ-નમાં આવે તેને દિલ્હીના તખ્તપર બેસાડી પોતે દિલ્લીશ્વરી બને,

એવું સામર્થ્ય તેનામાં હોવાથી જ મશરૂરે પોતાના ગુપ્ત દૂતી (દૂત !) ને–નૂરજહાનને સ્વાધીન કરી હતી !

થોડા વખત સુધી નૂરજહાન ગૌહરજાન તરફ તીક્ષ્ણદૃષ્ટિથી જોઇ રહી. દાસી પણ નીચું માથું કરી નમ્રતાથી ઉભી હતી. ઉંચું માથું કરી નૂરજહાનની સ્હામે જોવાને મ્હોટા મ્હોટા અમીર–ઉમરાવોની પણ છાતી નહોતી ચાલતી. તો પછી બિચારી ગૌહરજાનની તો શી ગતિ ? તે એક સામાન્ય દાસી હતી !

થોડા વખત પછી નૂરજહાન મૃદુ સ્વરે બોલી:—" ત્હારી બધી હકીકતની મ્હને ખબર છે, એ તને યાદ છે કે ? "

ગૌહરજાન સંમાનપૂર્વક બોલી:—" બેગમસાહેબ ! આપથી કયી વાત અજાણી છે ? "

" તને અહીં શા માટે બોલાવી છે, તેની વાત ત્હને મશરૂરે કહી છે કે ? "

" ખાંસાહેબે કહ્યું કે, બેગમસાહેબા એકાદ મહત્વનું કામ તને સોંપનાર છે. "

" હા, તે વાત ખરી છે. મ્હેં તને એક મહત્વનું રાજકીય કાર્ય સોંપવાનો વિચાર કર્યો છે. "

" જેવી આપની મેહેરબાની. "

" ત્હારા પર હું બરાબર ભરોંસો રાખું ? તું દગાબાજી તો નહિ કરે ? "

" બેગમસાહેબા, માફ કરજો. આપને જો મ્હારો વિશ્વાસ જોઇતો હોય તો તે બીજી જણસોની માફક વેચાતો લેવો પડશે. પછી આ બાંદી આપની લોંડી છે. "

દાસીનું આવું સ્પષ્ટ અભૂતપૂર્વ બોલવું સાંભળી નૂરજહાન વિસ્મય પામી તેના મ્હોં તરફ જ ટગર ટગર જોવા લાગી. પછી ગંભી-

રતાથી બોલીઃ—" ત્હેં બરાબર કહ્યું. વિશ્વાસનો પણ ક્રયવિક્રય થાય છે, એ વાત ત્હેં સ્પષ્ટ રીતે કહી બતાવી તે સારુંજ કર્યું. બોલ, કયી શરતે તું ત્હારો વિશ્વાસ વેચવાને તૈયાર છે ?"

"બાદશાહે મ્હને દશ હજાર સૈનિકોનો સેનાપતિ નીમી કાસ્મીરના સુબેદારની જગ્યા આપવી પડશે. વળી આપને પણ મ્હને દશ લાખ રૂપિયા આપવા પડશે. આપ ઉભય એટલું જો કરી શકો એમ હો, તો જ મ્હારો વિશ્વાસ મેળવી શકશો."

ગૌહરજાનનું આશ્ચર્યજનક ભાષણ સાંભળી નૂરજહાન વિસ્મિત બની ગઇ અને બોલીઃ—" શું, ત્હારે કાસ્મીરની સુબેદારી જોઇએ છે ?"

"બેગમસાહેબા ! આપ કાર્યસિદ્ધિની વાતો કરો છો, એમાં નકામો બડબડ શા માટે જોઇએ ? તો પણ હું સ્પષ્ટ કહું છું કે, હું કાસ્મીરી છું. મ્હારા ગતજીવનનો ઇતિહાસ સાંભળી આપને કોઇ જાતનો ફાયદો થવાનો નથી. હું માત્ર એટલું જ કહું છું કે, 'એક વખત પણ કાસ્મીરનો અધિપતિ થઈશ' એવી દૃઢ પ્રતિજ્ઞા કર્યા પછી જ હું અહીં જનાનખાનામાં દાસી તરીકે દાખલ થયો છું."

"ત્હારી આ રાક્ષસી મહત્વાકાંક્ષાની બીજા કોઇને ખબરછે કે ?"

"નહિ, આજે જ મ્હેં મ્હારી વાચા ખોલી છે."

"આ વિષય મશરૂર જાણે છે ?"

"બિલકુલ નહિ. આ જનાનખાનામાં હું માત્ર મશરૂરમાં ગુપ્ત દૂતી છું—એ સિવાય મ્હારો અને તેનો બીજો કોઈ જાતનો સંબંધ નથી."

નૂરજહાન સ્તબ્ધ બની જઈ વિચાર કરવા લાગી. કેટલાક વખત સુધી વિચાર કર્યા પછી તે બોલીઃ—" ત્હારા વિશ્વાસની કિમ્મત ઘણી વધારે છે, એમ તને નથી જણાતું ?"

ગૌહરજાને નમ્રતાથી ઉત્તર આપ્યોઃ—"બેગમસાહેબા ! હું જે કાર્યની જોખમદારી મ્હારા માથે ઉઠાવનાર છું, તેના મ્હોં બદલા તરીકે તો તે માત્ર રૂપિયે એક આનો જ છે !"

"તને હું અમુક કામ સોંપનાર છું એવી તને ક્યાંથી ખબર પડી ?"

"બેગમસાહેબા ! બેઅદબી માફ કરજો. આપ મ્હને કયું કામ સોંપવાની ઇચ્છા ધરાવો છો તે હું કહું ?"

"કહે જોઇએ ?"

"હાલમાં જે કારસ્થાનો ચાલે છે—રહસ્યમય બનાવો બન્યા કરે છે તેની મ્હારે પહેલાં તપાસ કરવી પડશે."

"એટલે ?"

"ફત્તેહપૂર સિક્રીની પિશાચલીલા—દિલ્હીમાં થતાં નિયમિત ખૂનો—જુલેખાંનું મૃત્યુ—ગંગીયાનું પલાયન કરી જવું—વગેરે વગેરે !"

"એમાં જોખમ ભરેલું શું છે ?"

"આ બધાં અત્યંત મહત્વનાં અને દુર્ભેદ્ય રહસ્યો છે."

"હશે, પણ તે માટે તું જે મ્હોંબદલો માગે છે, તે બરાબર નથી."

"બેગમસાહેબા ! હું બધા ખુલ્લા જવાબો આપું છું, માટે ક્ષમા કરજો. આ બધાં રહસ્યોના ભીષણ તરંગોથી દિલ્હીનું સિંહાસન ડગમગવા લાગ્યું છે. વૃદ્ધ બાદશાહ કેદમાં પડે એવો ઘણો સંભવ છે. આપનો શિરચ્છેદ થાય એવી ભીતિ જણાય છે. શાહજાદા ખુર્રમને સિંહાસન મળે એવો ભાસ થાય છે અને હિન્દુની પુત્રી—બીજી નૂરજહાન થાય એવી મ્હારા મનની સોળે સોળ આના ખાત્રી થાય છે. કદાચિત્ એકદમ મોગલ સામ્રાજ્યનો નાશ થાય, તો તે માટે પણ કાંઇ નિશ્ચિત કહી શકાય નહિ !"

નૂરજહાન સ્તબ્ધ બની જઇ એકી ટસે આ બધું સાંભળતી હતી. ગૌહરજાન બોલતાં બોલતાં વિસામો ખાવા માટે અટકી એટલે નૂરજહાને તેને પૂછયું:—" આ વિષે ત્હેં કેટલી માહિતી મેળવી છે ?"

ગૌહરજાને નમ્રતાથી ઉત્તર આપ્યો:—" વિશ્વાસની ખરીદી થયા પછી આ દાસ આપનો ગુલામ છે."

નૂરજહાન રોષયુક્ત સ્વરે બોલી:—" વારું, ત્હારું આ મૂર્ખતા-પૂર્ણ ભાષણ હું નાકબૂલ કરું તો ?"

" બેગમસાહેબા ! આપ ભૂલતાં નહિ ! મ્હારા વિશ્વાસને ખરીદનારા હજારો ગ્રાહક મ્હને મળી રહેશે !"

નૂરજહાન ઝંછેડાયલી વાઘણની માફક લાલલાલ થઇને બોલી:—" શું ? તું મ્હારા શત્રુઓને મળવાની હિમ્મત કરીશ ?"

" તેમને મળીશ એમ મ્હેં ક્યારે કહ્યું ? બંદો તો આપનો જ ગુલામ છે. તોપણ જે ઉદ્દેશથી હું મ્હારો દેશ છોડી–વેષ છોડી આ જનાનખાનાની દાસી બન્યો છું–તે ઉદ્દેશ તો છોડી શકનાર જ નથી. મ્હારો વિશ્વાસ આપ વેચાતો નહિ લ્યો, તો બીજા ખરીદદારો તૈયાર છે !"

નૂરજહાન પોતાનો નીચલો હોઠ ગુસ્સાથી ચાવવા લાગી. અત્યાર સુધી આવી રીતે બેધડક–નિર્ભયતાથી તેની સાથે વાતચિત કરવાની કોઈની હિમ્મત ચાલતી નહોતી. તે રોષયુક્ત સ્વરે બોલી:—" ત્હારો શિરચ્છેદ કરવાનો હું હમણાં જ હુકમ કરું તો ત્હારું રક્ષણ કોણ કરી શકે એમ છે ?"

ગૌહરજાને નમ્રતાથી ઉત્તર આપ્યો:—" કોઇ નહિ; પરન્તુ એટલું યાદ રાખજો કે, મ્હારા મૃત્યપશ્ચાત્ આપને કારસ્થાનીઓના સપાટામાંથી છોડાવે એવું બીજું કોઇ નથી. મ્હારા મૃત્યુથી આપના શત્રુઓને ઉલટો ફાયદો થશે અને આપનું દરેક રીતે અનિષ્ટ થશે. આપના મનોરાજ્યનો એક પણ વિચાર પાર પડશે નહિ. જે દિવસે

આ જનાનખાનામાં મ્હેં પ્રવેશ કર્યો, તે દિવસથી જ મ્હેં તો જીવવાની આશા છોડી દીધી છે; છતાં આપ મ્હને હાર મરાવી શકો એમ નથી !"

"કેમ ?"

"કારણ કે, મ્હારા સિવાય આપનું રક્ષણ કરવાનું બીજા કોઇનામાં સામર્થ્ય નથી."

બીજા કોઇ પ્રસંગે નૂરજહાને શું કર્યું હોત અને શું નહિ એ કહી શકાય એમ નથી, તો પણ આ વખતે તો તે પોતાના ક્રોધને મનમાં ને મનમાં શમાવી દઇ પ્રશાંત સ્વરે બોલી:—"ખરેખર, તું બહુ હિમ્મતવાન્ અને સાહસી જણાય છે !"

"બેગમસાહેબા ! આપ જે કામ મ્હને સોંપનાર છો, તે કામમાં આથી પણ વિશેષ હિમ્મતની જરૂર પડશે. વખત પડયે મુઠ્ઠીમાં પ્રાણ રાખી એક એક ડગલું આગળ વધવું પડશે."

નૂરજહાન પુનઃ થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી બોલી:— "ધાર કે મ્હારી મતલબ સરી રહ્યા પછી હું તને કોઇ દૂર સ્થળે ફેંકી દઉં તો તું શું કરી શકે એમ છે ?"

"આપ તેમ કરો જ નહિ."

"તું શા પરથી કહે છે ?"

"તે વખતે આપનો ફાયદો થાય યા નહિ, એ બધું મ્હારા જ હાથમાં રહેશે.

ખરેખર, નૂરજહાન પોતાની અત્યાર સૂધીની જીંદગીમાં કોઇના સપાટામાં આવી નહોતી. પ્રતિ ક્ષણે ઉત્પન્ન થતા અપાર ક્રોધને ઘણા કષ્ટે તે રોકતી હતી. તેની આ અસાધારણ આત્મસંયમન શક્તિને લીધે જ તે નૂરજહાનના નામથી પ્રસિદ્ધ થઈ હતી.

નૂરજહાને પૂછયું:—"બીજો પક્ષ ત્હારી આ શરતો જાણે છે ?"

"હા."

"તેઓ તે શરતો કબૂલ રાખે છે?"

"હા—હમણાં જ."

"તો પછી તું તેમને શા માટે મળતો નથી?"

"હાથમાંના પક્ષી અને ઝાડપરના પક્ષી જેટલું જ આપનામાં અને તેમનામાં અંતર છે. આપ જો ઇચ્છો તો આજે જ મ્હારી સઘળી ઇચ્છાઓ પૂર્ણ કરી શકો એમ છો અને તેમનું બધું ભવિષ્યકાળમાં!!"

## પ્રકરણ ૪ થું.

### નૂરજહાનની વ્યાકુળતા.

નૂરજહાન સહજ હાસ્ય કરીને બોલી:—"તું ઘણી બુદ્ધિમની છે તથા તને કેટલીક ગુપ્ત માહિતીઓના ખબર હોય એમ જણાય છે. વારું કહે જોઇએ, કે, અમારો જય થશે કે તેમનો?"

ગૌહરજાને પ્રફુલ્લ મુદ્રાથી કહ્યું:—"બેગમસાહેબા સ્હામે બીજાનો જય થવો અશક્ય જ છે."

નૂરજહાન હમેશાં પોતાની સ્તુતિ સાંભળતી હતી; પરંતુ આજના ગૌહરજાનના પ્રશંસાપૂર્ણ ભાષણથી તો તેને ઘણો જ આનંદ થયો. પોતાનું ગાયન સાંભળી ગવૈયો માથું હલાવે એટલે ગાનારને જેમ એક પ્રકારનો આનંદ થાય છે તેમજ નૂરજહાનનું પણ થયું. તે ઉત્સાહપૂર્વક બોલી:—"ત્યારે તું અમારા પક્ષમાં જ રહેવાને ખુશી છે ને?"

"હા, એક પગે તૈયાર છું અને તેમ જો ન હોત તો અત્યાર સુધીમાં હું ક્યારનોય બીજા પક્ષને મળી ગયો હોત!"

"મ્હારા શત્રુ તરફથી તને બોલાવવા કોણ આવ્યું હતું, એનો ખુલાસો તું કરી શકીશ કે?"

"હવે કહેવાને કોઇ જાતની હરકત નથી. બેગમસાહેબા! કે જુલેખાંએ જ મ્હારી માગણી કરી હતી!"

નૂરજહાન જુલેખાંનું નામ સાંભળતાં જ આશ્ચર્ય પામી; છતાં એ ભાવ મનમાં દાબી રાખી તે બોલી:—"જુલેખાં શત્રુપક્ષમાં મળી ગઇ છે એ વાતની જ્યારે તને ખબર હતી તો પછી ત્હેં મ્હને પહેલાં એ વાત કેમ ન કહી?"

ગૌહરજાને નમ્ર સ્વરે ઉત્તર આપ્યો:—"અનુકૂળ વખત આવ્યા સિવાય એ વાત કેવી રીતે કહી શકાય? જો તે વખતે મ્હેં તેના વિરુદ્ધ એક પણ શબ્દ ઉચ્ચાર્યો હોત તો મ્હારો શિરચ્છેદ થયા સિવાય રહેત નહિ."

નૂરજહાન સમજી શકી કે, ગૌહરજાનનું કહેવું કાંઇ ખોટું નથી. કારણ કે, તે વખતે જુલેખાં વિરુદ્ધની એક પણ વાત તેણે ખરી માની ન હોત. આમ વિચારી તેણે કહ્યું:—"ગૌહરજાન! તને શી શી બાબતની ખબર છે, એ જાણવાની મ્હારી ઉત્કટ ઇચ્છા છે."

ગૌહરજાને આસપાસ નજર ફેરવ્યા પછી કહ્યું:—"બેગમસાહેબાને મ્હારી બધી શરતો માન્ય છે અને હું એમનો વેચાતો લીધેલો ગુલામ છું એમજ હવે સમજું કે?"

"તને મ્હારામાં વિશ્વાસ છે?"

"શા માટે ન હોય?"

"વારુ, જો મ્હારું કામ દરેક રીતે સફળ થશે તો ત્હારી સઘળી ઇચ્છાઓ હું પૂર્ણ કરીશ અને દશહજાર સૈનિકોનો સેનાપતિ બનાવી કાશ્મીરનો સુબેદાર સુદ્ધાં બનાવીશ. જા, મ્હારું વચન છે."

ગૌહરજાને અત્યંત સંમાનપૂર્વક નૂરજહાનને ઉદ્દેશીને કહ્યું:—" હવે આપણી બન્નેની વચ્ચે સ્પષ્ટ ખુલાસો થઇ ગયો છે. બેગમ-સાહેબા નૂરજહાનનું વાક્ય એ બ્રહ્મવાક્ય-એવી મ્હારી ખાત્રી છે અને તેટલા જ માટે તેમના નામની મહોર ઘણા લોકો સો સો મહોર આપીને લે છે અને તે પણ વળી ઘણા જ પ્રેમપૂર્વક!"

નૂરજહાન હસતાં હસતાં બોલી:—" વિદુષકનો ભાગ તું બહુ સારો ભજવે છે!"

" આપ જે કહો તે ખરું!"

" કહે જોઇએ કે, તને શી શી બાબતની માહિતી છે?"

" સઘળો ખુલાસો કરવો એ હવે મ્હારું કર્ત્તવ્ય છે. મ્હેં પ્રથમથી જ આપને કહ્યું હતું કે, કેટલાંક કારણોને લઇને હું દાસી બનીને બેગમમહાલમાં આવ્યો છું. એમાંનું મુખ્ય કારણ કાસ્મીરની સુબેદારી મેળવાનું જ છે."

" તને કાશ્મીર છોડયાને કેટલો વખત થયો?"

" આ હતભાગી જીવનો ભૂતકાળનો ઇતિહાસ જાણવાથી બેગમ-સાહેબાને બિલકુલ ફાયદો થવાનો નથી, તો પણ એ ઇતિહાસ હું આપને નિવેદન કર્યા સિવાય રહેત નહિ."

" જવા દે, તે સાંભળવાની મ્હને એટલી બધી જરૂર નથી. માત્ર હું એટલું જ જાણવા માગું છું કે હાલમાં ચાલતાં કપટતન્ત્રોની દોરીઓ ક્યાં સુધી લંબાઇ છે તેની તને ખબર હોય તો કહે?"

" એ સર્વ વિષયનો ખુલાસો થોડા શબ્દોમાં જ હું કરું છું. જે રાક્ષસી મહત્વાકાંક્ષા ધરાવી હું અહીં આવ્યો, તે ઉદ્દેશ સિદ્ધ કરવા માટે હું ખટપટ કરું એ સ્વાભાવિક જ છે. રાત્રિદિવસ મ્હારો ઉદ્દેશ સિદ્ધ કરવામાં હું પ્રયત્નશીલ છું."

" બરાબર છે—તેમજ હોવું જોઇએ."

"મ્હેં મ્હારા મનમાં નક્કી કર્યું છે કે, મ્હારું કામ બે રીતે પાર પડી શકશે. એક તો એ કે, બેગમસાહેબાનો ગુલામ બની એકાદ મહત્વનું કામ બજાવું અને તેથી બેગમસાહેબા ખુશ થઇ મ્હારી ઇચ્છા પૂર્ણ કરશે, ખુદા કરે ને કદાચિત્ તેમ ન બને તો પછી બેગમસાહેબાની જગ્યાએ આવનાર નવીન બેગમની મેહેરબાની મેળવવી !"

"પછી ?"

"તેટલા માટે ચારે તરફ હું મ્હારી દષ્ટિ રાખતો હતો—જુલેખાં-પર પણ મ્હારી નજર હતી."

"તે પરથી તને શું જણાયું ?"

"જુલેખાં આપના કરતાં પણ વિશેષ બુદ્ધિમતી અને સાહસિકા છે—"

નૂરજહાને ભ્રકુટી વક્ર કરી તે એક પણ શબ્દ બોલી નહિ.

ગૌહરજાને પુનઃ કહ્યું:—"અને તેટલાં માટે મ્હને વિશેષ ખબર પડી શકી નહિ. તો પણ મ્હેં એટલું તો જાણ્યું હતું કે, તે શત્રુપક્ષમાં મળી ગઇ છે અને જનાનખાનામાં સર્વનાં નેત્રોમાં તે ધોળે દિવસે ધૂળ નાખવાનો પ્રયત્ન કરે છે !"

"પેલી દીવાની છોકરી દુલાલી કોણ હતી ?"

"બેગમસાહેબા ! તે દીવાની નહોતી. તેની મદદથી જ જુલેખાં પોતાનાં કારસ્થાનનાં સૂત્રો ચલાવતી હતી–તે તેનું હથિયાર હતી !"

"પરંતુ હવે તેમ બની શકે એમ નથી."

"એ સંબંધી કાંઇ નક્કી કરી શકાય નહિ."

"એટલે ? તે હજી જીવતી છે એમ તું ધારે છે ?"

"નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકાય નહિ: છતાં મ્હારા મનમાં એવો સંશય રહે છે."

"કેમ ?"

"મશરૂર તેના હાથમાંથી આપના નામની મુદ્રિકા કાઢી લેવાનું વિસરી ગયો હતો–"

ગૌહરજાનના ઉપરોક્ત શબ્દો સાંભળતાં જ નૂરજહાન એકદમ ઉઠીને ઉભી થઇ અને બોલીઃ–"ખરેખર, મ્હારા ધ્યાનમાં પણ એ વાત આવી નહોતી ! મ્હારી મુદ્રિકા તેના—"

"હા, કાલે રાત્રે પહેરેગીરોને તે મુદ્રિકા બતાવી એક માણસે કિલ્લામાં પ્રવેશ કર્યો હતો."

"આ પ્રકાર તું કેવી રીતે જાણી શકયો ?"

"કાલ રાત્રે મ્હેં જનાનખાનાના દરવાજા પાસે જઇને જોયું તો મશરૂર ઉંઘી ગયો હતો અને ખોજાઓ પહેરો ભરતા હતા. કેટલાક વખત પૂર્વે તેઓએ દરવાજો ઉઘાડયો હતો અને પછી તે બંધ કરતા હતા. તેમની પાસે જઇ પૂછયું કે:—"આટલી ગંભીર રાત્રે કોણ જનાનખાનામાં આવ્યું ?"

તેમણે મ્હને ઓળખી ઉત્તર આપ્યો:—"અમને ખબર નથી–તેનું મ્હોં બૂરખામાં ઢંકાયલું હતું."

"ત્યારે તમે શા માટે આવી ગંભીર રાત્રે દરવાજો ઉઘાડયો ? જો ખાંસાહેબને ખબર પડશે તો તેઓ તમારા ધડ ઉપર શિર રહેવા દેશે નહિ તેની ખબર છે ?" મ્હારા આવા બોલવાની તેઓ ઉપર બિલકુલ અસર થઇ નહિ. તેઓ હસીને બોલ્યા:—"ગૌહરજાન ! ડરવાની કાંઇ જરૂર નથી. કોઇ સાધારણ માણસ માટે અમે દરવાજો ઉઘાડયો નથી–આવનારના હાથમાં બેગમસાહેબાની વીંટી હતી અને તે વીંટી અમારા પૂર્ણ પરિચયની છે."

"કેમ ?"

"બીજું કોણ હોઇ શકે ? જેને રાત–દિવસ ચોવીસે કલાક ફરવા હરવાની છૂટ છે–તે જુલેખાં જ ગયેલી હોવી જોઇએ."

આ હકીકત સાંભળતાં જ નૂરજહાનના મુખમાંથી આશ્ચર્યજનક ઉદ્ગાર નીકળ્યાઃ–" જુલેખાં–જુલેખાં–શું તે મરી નથી ગઇ ? કાલે રાત્રે તે અહીં જનાનખાનામાં આવી ગઇ ? આ તું શું કહે છે ? !"

નૂરજહાનનું અપાર ગાંભીર્ય આજે અદશ્ય થયું. તે આ આશ્ચર્ય-જનક સમાચાર સાંભળતાં જ અસ્વસ્થ બની ગઇ. પુનઃ તે બોલવા લાગીઃ–" શા માટે તેહેં તેનો પીછો નહિ પકડયો ?"

"પકડયો હતો–આજે પણ હું તેની જ તપાસમાં છું; છતાં તેનો પત્તો લાગતો નથી !"

"તે કયા સ્થળે સંતાઈ રહી છે ?"

"આ પ્રશ્નનો ઉત્તર હું કેવી રીતે આપી શકું ? જનાનખાનામાં એક–બે નહિ પરંતુ પાંચ હજાર દાસીઓ છે. તેમના સર્વના ઉપર એક સરખી નજર રાખવાનું કામ સહેલું નથી."

"તું જુલેખાંને બરાબર ઓળખી શકે છે ?"

"હા, અને એટલા માટેજ કહું છું કે, તે પોતે અહીં નહિ આવી હોવી જોઇએ. તેના હાથમાંથી વીંટી લઇને બીજી કોઇ સ્ત્રી આવેલી હોવી જોઇએ. અર્થાત્ એકાએક તેને શોધી શકાય એમ નથી."

નૂરજહાનનો ચહેરો ગંભીર બની ગયો. ગૌહરજાનને આગળ કહેવા માંડયું:–" તે જીવતી છે કે મરી ગઇ એ વિષે ચોક્કસ નિર્ણય થઇ શકે એમ નથીઃ તો પણ એટલું તો ખરું કે, તેના હાથની વીંટી કોઇ બીજાના હાથમાં ચમકે છે !"

નૂરજહાન કાંઈ બોલી નહિ. તે દિગ્મૂઢ બની ગઇ. તેના દેહનું પણ તેને ભાન નહોતું. ગૌહરજાન તેની સામે ઉભેલી છે તે પણ તે વિસરી ગઈ હતી.

ગૌહરજાન પુનઃ બોલવા લાગીઃ—"વળી બીજી પણ કેટલીક બાતમીઓ મ્હેં મેળવી છે. ગંગીયા પાનવાળી અને જુલેખાંને ગાઢ સંબંધ હતો અને તેણે પોતાની દાસીને તેને ત્યાં જ મોકલી હતી. ત્યાર પછી જ બન્ને જણીઓ એકદમ અદૃસ્ય થઇ ગઇ."

"તે બધી વાતથી હું માહિતગાર છું. જે વાતથી હું માહિતગાર નથી, તેની જ તપાસ ત્હારે કરવાની છે. તને સોંપેલું કાર્ય તું ઉત્તમ રીતે બજાવીશ. તો ત્હારા કહેવા પ્રમાણે હું તને નિહાલ કરી દઇશ."

ગૌહરજાને રજા લઇ ત્યાંથી જવાની ઇચ્છા દર્શાવી. નૂરજહાને થોડો વખત તેને રોકાવા કહી પુનઃ પૂછ્યું:—"ફત્તેહપુર સિક્રીમાં બનતા ભયંકર બનાવો—દિલ્હીનાં ખૂનો—તેમજ ભીમસિંહ અને મહબ્બતખાનનાં કૃષ્ણકારસ્થાનો—એ વિષે ત્હેં કેટલી માહિતી મેળવી છે?"

"નહિ, એટલે બધે દૂર પહોંચવાનો મ્હને વખત તેમજ સગવડ મળી નથી. આ જનાનખાનામાં પૂરાઈ રહી બહારની બાતમીઓ મેળવવાનું કામ શું સહેલું છે? પરંતુ હવે મ્હને આપની પરવાનગી મળી છે, એટલે દરેક બાબતની શોધ કરી દરેક ક્ષણે તેના સમાચાર આપને પહોંચાડીશ. વિરુદ્ધ પક્ષનાં માણસો હોશિયાર, બુદ્ધિવાન્, સાવધ, સાહસી અને ઉત્તમ મુત્સદ્દીપણું જાણવાવાળાં છે; છતાં હું હવે જોઇ લઈ લઇશ કે જય—પરાજય કોનો થાય છે!"

નૂરજહાને કહ્યું:—"ઠીક છે. ત્યારે હું હવે જાઉં છું. મ્હારી ખાત્રી છે કે, દિલ્હીનાં ખૂનો અને ફત્તેહપુર સિક્રીના પિશાચલીલાનો સ્ફોટ થતાં જ શત્રુપક્ષનાં કારસ્થાનો સમજાઇ જશે અને તેમ થયું એટલે—"

નૂરજહાનના મનમાં જે વિચારો આવતા હતા તે તે ખુલ્લી રીતે બોલી શકી નહિ. તો પણ ચતુર ગૌહરજાન તે સમજી ગઇ.

શાહજાદા ખુશરૂના પક્ષમાં જેઓ મળી ગયા હતા, તેઓને જહાંગીરના હુકમથી કાયમને માટે મુક્તિ મળી ગઇ હતી! અર્થાત્ હાલના દગાખોરોને જો તે પકડી આપે તો તેઓના કેવા હાલ થાય એ કલ્પના આવતાં જ ગૌહરજાનનું શરીર થરથર કંપવા લાગ્યું. તો પણ શ્રેષ્ઠત્વ મેળવવાનો રસ્તો કાંઇ કુસુમોથી સુશોભિત કરેલો હોતો નથી. કિંવા સ્થળે સ્થળે નંદનવનો પણ મળતાં નથી. તે રસ્તો તો કંટકથી પરિપૂર્ણ હોવો જોઇએ એવી તેની ખાત્રી હતી. લોહીની બાપણ નદીઓ ઓળંગ્યા સિવાય મોગલ સામ્રાજ્યમાં ઉચ્ચ પદવી મેળવવાનું કામ શક્ય નહોતું. યદા કદાચિત્ ગૌહરજાનને કાશ્મીરની સુબેદારી મળે તો પછી તે દિલ્હીના સિંહાસનપર પણ શા માટે ન બેસી શકે? ખરીદેલો ગુલામ જો રાજા થઇ શકે—તો સ્વયંસિદ્ધ સભ્ય ગૃહસ્થ બાદશાહ કેમ ન બને? અર્થાત્ આવી રીતે એક પછી એક અનેક વિચારો નિમિષ માત્રમાં ગૌહરજાનના મનમાં આવી ગયા. ત્યાર પછી તેણે નમ્ર સ્વરે નૂરજહાનને કહ્યું:—"બેગમસાહેબા! કાર્યનો આરંભ કરતાં પહેલાં મ્હારે આપને એક પ્રશ્ન પૂછવો છે."

નૂરજહાને તેના તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇને કહ્યું:—"શું પૂછવાનું છે?"

ગૌહરજાને સંમાનસૂચક સ્વરે કહ્યું:—"બાદશાહ કોણ થશે? શાહજાદો પરવેઝ કે શહેરિયાર? હું તો ધારું છું કે શહેરિયાર જ થશે!"

એકાએક વિદ્યુત્પાત થયો હોત, તો પણ નૂરજહાનની સ્થિતિ આટલી બધી ચંચળ અને અસ્વસ્થ બની ગઇ ન હોત. ગૌહરજાનનું ઉપરોક્ત વાક્ય સાંભળતાં જ તે ક્રોધયુક્ત સ્વરે તે બોલી:—"તને કોણે કહ્યું?" તરત જ તે પોતાનો ક્રોધ શાંત કરી ગંભીરતાથી બોલી:—"બાદશાહનો વિચાર પરવેઝને તખ્તનશીન કરવાનો નથી, એમ તું શા પરથી કહે છે? બાદશાહની ઇચ્છા—તેજ મ્હારી ઇચ્છા. અમારા બન્નેમાં મતભેદ તેમજ કાર્યભેદ શા માટે હોય?"

---

